# સૂરઃ અન્‌નિસા

**ઊતરાણકાળ તથા વિષયવસ્તુ :-**

આ સૂરઃ અનેક પ્રવચનોની બનેલી છે જે લગભગ હિજરી સન્ ૩ ના અંતથી માંડીને હિજરી સન્ ૪ ના અંત અથવા હિજરી સન્ ૫ ની શરૂઆતના અલગ અલગ જમાનામાં ઊતરેલાં છે. જો કે ચોકકસપણે આ નકકી કરવું મુશ્કેલ છે કે કઈ જગ્યાથી કઈ જગ્યા સુધીની આયતો સળંગ એક પ્રવચનમાં ઊતરી હતી અને તેમનો ચોકકસ ઊતરાણકાળ શું હતો, પરંતુ કેટલાક હુકમો અને કિસ્સાઓની તરફ અમુક સંકેતો એવાં છે જેના ઊતરાણની તારીખો આપણને રિવાયતો ઉપરથી જણાઈ આવે છે. એટલા માટે એમની મદદથી આપણે આ અલગ અલગ પ્રવચનોની એક આછી-પાતળી સીમા બાંધી શકીએ છીએ જેમાં આ હુકમો અને આ ઈશારા આવ્યાં છે.

દા.ત. આપણને ખબર છે કે વારસાની વહેંચણી તથા અનાથોના અધિકારો વિષેના હુકમો ઉહુદની લડાઈ પછી ઊતર્યા હતાં કે જયારે મુસલમાનોના ૭૦ માણસો શહીદ થઈ ગયા હતાં. અને મદીનાના નાનકડા શહેરમાં આ દુર્ઘટનાના કારણે ઘણાં ઘરોમાં આ સવાલ ઊભો થઈ ગયો હતો કે શહીદોનો વારસો કેવી રીતે વહેંચવામાં આવે તથા જે અનાથ બાળકો તેમણે પાછળ મૂકયાં છે તેમના હિતોનું રક્ષણ કેવી રીતે કરવામાં આવે. આના આધારે આપણે અનુમાન કરી શકીએ છીએ કે શરૂઆતના ચાર રુકૂઓ અને પાંચમા રુકૂઅની પહેલી ત્રણ આયતો આ જ ગાળામાં ઊતરી હશે.

રિવાયતોમાં સલાતેખૌફ (ચાલુ યુદ્ધમાં નમાઝ પઢવી)નો ઉલ્લેખ આપણને ઝાતુર્રિકાઅની લડાઈમાં મળે છે જે હિજરી સન્ ૪ માં થઈ હતી. આના ઉપરથી અંદાજ કરી શકાય છે કે આની આસપાસના જમાનામાં જ એ પ્રવચન ઊતર્યું હશે જેમાં આ નમાઝની રીતનું વર્ણન કરવામાં આવ્યું છે. (રુકૂઅ - ૧૫)

મદીનામાંથી બનીનઝીરનો દેશનિકાલ હિજરી સન્ ૪ના રબીઉલઅવ્વલમાં થયો, આના ઉપરથી એવું અનુમાન કરવામાં આવે છે કે આ પ્રવચન તેની પહેલાં નજીકના સમયમાં જ ઊતર્યું હશે જેમાં યહૂદીઓને છેલ્લી ચેતવણી આપવામાં આવી છે કે, ''ઈમાન લઈ આવો એ પહેલાં કે અમે ચહેરા વિકૃત કરીને પાછળની તરફ ફેરવી દઈએ.''

પાણી નહીં મળવાના કારણે તયમ્મુમની છૂટ બનીમુસ્તલિકની લડાઈ પ્રસંગે આપવામાં આવી હતી જે હિજરી સન્ ૫ માં થઈ હતી. તેથી એ પ્રવચન કે જેમાં તયમ્મુમનો ઉલ્લેખ છે આનાથી નજીકના સમયનો માનવો જોઈએ. (રુકૂઅ - ૭)

**ઊતરાણની પૃષ્ઠ ભૂમિકા અને ચર્ચાના વિષયો :-**

આમ, સમગ્ર રીતે સૂરઃ નો ઉતરાણકાળ જણાઈ ગયા પછી આપણે હવે એ સમયના ઇતિહાસ ઉપર એક નજર નાખવી જોઈએ જેથી સૂરઃ ના વિષયોને સમજવામાં તે મદદરૂપ થાય.

નબી સ.અ.વ.ની સામે એ વખતે જે કામ હતું તેને મુખ્ય ત્રણ વિભાગોમાં વહેંચી શકાય : એક એ નવા સંગઠિત ઈસ્લામી સમાજનો વિકાસ કે જેનો પાયો હિજરતની સાથે જ મદીના અને તેની આસપાસના વિસ્તારમાં નખાઈ ચૂકયો હતો અને જેમાં જહાલતકાળના જૂના રીત-રિવાજોને સમાપ્ત કરીને નૈતિકતા, સંસ્કૃતિ, સભ્યતા, સામાજિક જીવન, આર્થિક બાબતો અને રાજય સંચાલનના નવા નિયમો લાગુ કરવામાં આવી રહ્યા હતાં. બીજું,

એ સંઘર્ષનો મુકાબલો જે આરબ મુશ્રિકો, યહૂદી કબીલાઓ તથા દંભીઓની સુધારણા વિરોધી શક્તિઓ સાથે જોરશોરથી ચાલુ હતો. ત્રીજું, ઈસ્લામના સંદેશને અવરોધક શક્તિઓની વિરૂદ્ધ જઈને ફેલાવવો અને વધારેમાં વધારે દિલો અને દિમાગોને જીતી લેવાં. અલ્લાહતઆલા તરફથી આ પ્રસંગે જેટલા પ્રવચનો ઊતારવામાં આવ્યાં તે બધાં આ જ ત્રણ વિભાગોને લગતાં છે.

ઈસ્લામી સમાજના સંગઠન માટે સૂરઃ બકરહમાં જે સૂચનાઓ આપવામાં આવી હતી હવે એ સમાજ તેનાથી વધારે હુકમો માગતું હતું, એટલા માટે સૂરઃ નિસાના આ પ્રવચનોમાં વધુ વિગતે બતાવવામાં આવ્યું છે કે મુસલમાનો તેમના સામાજિક જીવનને ઈસ્લામની રીત મુજબ કઈ રીતે સુધારે. કુટુંબવ્યવસ્થાના નિયમો જણાવવામાં આવ્યાં, લગ્નો ઉપર મર્યાદાઓ મૂકવામાં આવી, સમાજમાં સ્ત્રી અને પુરુષના સંબંધો વચ્ચેની સીમાઓ બાંધવામાં આવી, અનાથોના હક્કો નકકી કરવામાં આવ્યાં, વારસાની વહેંચણીના નિયમો નકકી કરવામાં આવ્યાં, આર્થિક બાબતોની સુધારણા માટે સૂચનાઓ આપવામાં આવી, ખાનગી ઝઘડાં ઉકેલવાની રીત શિખવાડવામાં આવી, ફોજદારી કાનૂનનો પાયો નાખવામાં આવ્યો, દારૂ પીવા ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો, સ્વચ્છતા અને ચોખ્ખાઈના હુકમો આપવામાં આવ્યાં, મુસલમાનોને જણાવવામાં આવ્યું કે કોઈપણ નેક માણસનું વર્તન ખુદા અને બંદાઓ સાથે કેવું હોવું જોઈએ. મુસલમાનોની અંદર સામાજિક શિસ્ત સ્થાપવા માટે સૂચનાઓ આપવામાં આવી. ગ્રંથવાળાઓના નૈતિક અને ધાર્મિક વલણની સમીક્ષા કરીને મુસલમાનોને ચેતવવામાં આવ્યાં કે તમારા આ પુરોગામી જૂથોના પગલે ચાલવાથી દૂર રહો. દંભીઓના વર્તન ઉપર ટીકા કરીને સાચી પ્રમાણિકતાના તકાદાઓ સ્પષ્ટ કરવામાં આવ્યાં, અને ઈમાન તથા દંભને જુદાં પાડી તદ્દન સ્પષ્ટ કરી દેવામાં આવ્યાં.

સુધારણા વિરોધી શક્તિઓ સાથે જે સંઘર્ષ ચાલુ હતો તેણે ઉહુદની લડાઈ પછી વધુ ગંભીર રૂપ ધારણ કરી લીધું હતું. ઉહુદના પરાજયના કારણે આસપાસના મુશ્રિક કબીલાઓ, પાડોશી યહૂદીઓ અને આંતરિક દંભીઓની હિંમત ખૂબ વધી ગઈ હતી અને મુસલમાનો ચારેય તરફથી જોખમોથી ઘેરાઈ ગયા હતાં. આવી પરિસ્થિતિમાં અલ્લાહતઆલાએ એક તરફ ઉત્સાહથી ભરેલાં પ્રવચનો વડે મુસલમાનોને સામનો કરવા માટે પ્રોત્સાહિત કર્યાં અને બીજી તરફ યુદ્ધની પરિસ્થિતિમાં કામ કરવા માટે તેમને અલગથી જરૂરી સૂચનાઓ આપી. મદીનામાં દંભીઓ અને નબળા ઈમાનવાળા લોકો દરેક પ્રકારના ભયાનક સમાચારો ઉપજાવીને તેમની અંદર ગભરાટ ફેલાવવાના પ્રયત્ન કરી રહ્યા હતાં. તેથી હુકમ આપવામાં આવ્યો કે આવી દરેક ખબર હોદ્દેદારો સુધી પહોંચાડવામાં આવે અને જયાં સુધી તેઓ કોઈ ખબરની ચકાસણી ન કરી લે ત્યાં સુધી તેને ફેલાવવાથી રોકવામાં આવે. મુસલમાનોને વારંવાર લડાઈઓ અને મોરચાઓ ઉપર જવું પડતું હતું અને ઘણી વખત એવા રસ્તાઓમાંથી પસાર થવું પડતું હતું જયાં પાણી મળી શકે તેમ ન હતું. એટલા માટે છૂટ આપવામાં આવી કે, પાણી ન મળે તો સ્નાન અને વૂઝૂ, બંનેની જગ્યાએ તયમ્મુમ કરી લેવામાં આવે આ ઉપરાંત આવી પરિસ્થિતિમાં નમાઝ ટૂંકાવવાની પણ છૂટ આપવામાં આવી તથા જયાં જોખમ માથે તોળાતું હોય ત્યાં, સલાતેખૌફ અદા કરવાની રીત બતાવવામાં આવી. અરબસ્તાનના વિવિધ વિસ્તારોમાં જે મુસલમાનો કાફિર કબીલાઓ વચ્ચે વિખરાયેલા હતાં, અને ઘણી વખત લડાઈની લપેટમાં આવી જતા હતાં, તેમનો મામલો ભારે પરેશાન કરનારો હતો. આ સમસ્યા અંગે એક તરફ ઈસ્લામી સમાજને વિગતવાર સૂચનાઓ આપવામાં આવી અને બીજી તરફ

મુસલમાનોને પણ હિજરત માટે પ્રોત્સાહિત કરવામાં આવ્યાં કે જેથી તેઓ દરેક બાજુએથી સમેટાઈને દારૂલ-ઈસ્લામમાં આવી જાય.

યહૂદીઓમાંથી બનીનઝીરનું વલણ સવિશેષ બહુ જ દુશ્મનાવટ ભર્યું થઈ ગયું હતું અને તે સંધિઓનું ખુલ્લેઆમ ઉલ્લંઘન કરીને ખુલ્લંખુલ્લા ઈસ્લામના દુશ્મનોનો સાથ આપી રહ્યા હતાં અને પોતે મદીનામાં મુહમ્મદ સ.અ.વ. તથા આપના જૂથની વિરૂદ્ધ ષડ્યંત્રોની જાળ પાથરી રહ્યા હતાં. તેમના આ વર્તન બદલ ભારે પકડ કરવામાં આવી અને ચોખ્ખા શબ્દોમાં છેલ્લી ચેતવણી આપી દેવામાં આવી. આના પછી જ મદીનામાંથી તેમનો દેશનિકાલ આપવામાં આવ્યો.

દંભીઓના વિવિધ જૂથો અલગ અલગ પ્રવૃત્તિઓ કરતા હતાં અને મુસલમાનો માટે એ નકકી કરવાનું મુશ્કેલ હતું કે કયા પ્રકારના મુનાફિકો સાથે કેવો વ્યવહાર કરે. આ બધાંને જુદા જુદા વર્ગોમાં વહેંચીને દરેક વર્ગના દંભીઓ વિષે જણાવી દેવામાં આવ્યું કે આમની સાથે આવું વર્તન કરવું જોઈએ. નિષ્પક્ષ સંધિવાળા કબીલાઓ સાથે જે વલણ મુસલમાનોનું હોવું જોઈતું હતું તેની પણ સ્પષ્ટતા કરી દેવામાં આવી.

સૌથી વધુ મહત્ત્વની વસ્તુ આ હતી કે, મુસલમાનનું પોતાનું ચારિત્ર્ય નિષ્કલંક હોવું જોઈએ, કેમ કે આ સંઘર્ષમાં આ નાનકડું જૂથ જો જીતી શકે તેમ હતું તો પોતાની ઉચ્ચ નૈતિકતાના જોરે જ જીતી શકે તેમ હતું. એટલા માટે મુસલમાનોને ઉચ્ચતમ નૈતિકતાનું શિક્ષણ આપવામાં આવ્યું અને જે કોઈ કમજોરી તેમના જૂથમાં દેખાઈ તેના માટે સખત પકડ કરવામાં આવી.

સંદેશ અને પ્રસારનું પાસું પણ આ સૂરઃ માં બાકી રાખવામાં આવ્યું નથી. જહાલતકાળની સરખામણીમાં ઈસ્લામ જે નૈતિક અને સાંસ્કૃતિક સુધારણા તરફ દુનિયાને બોલાવી રહ્યું હતું તેની સ્પષ્ટતા કરવા ઉપરાંત યહૂદીઓ, ખ્રિસ્તીઓ અને મુશ્રિકો, ત્રણેય જૂથોના ખોટાં ધાર્મિક ખ્યાલો તથા ખોટી નીતિમત્તા અને કર્મો ઉપર આ સૂરઃ માં આલોચના કરીને તેમને સત્યદીનનું નિમંત્રણ આપવામાં આવ્યું છે.

- - - - -

| رُكُوعَاتُهَا ٢٤ | سُوْرَةُ النِّسَاءِ مَدَنِيَّةٌ | اٰيَاتُهَا ١٧٦ |
|---|---|---|
| રુકૂઅ : ૨૪ | સૂરઃ અન્નિસા, મક્કી | આયત : ૧૭૬ |

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

يٰۤاَيُّهَا النَّاسُ اتَّقُوْا رَبَّكُمُ الَّذِيْ خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ
وَّ خَلَقَ مِنْهَا زَوْجَهَا وَ بَثَّ مِنْهُمَا رِجَالًا كَثِيْرًا وَّ نِسَآءً ۚ وَ اتَّقُوا
اللّٰهَ الَّذِيْ تَسَآءَلُوْنَ بِهٖ وَ الْاَرْحَامَ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلَيْكُمْ رَقِيْبًا ①
وَ اٰتُوا الْيَتٰمٰۤى اَمْوَالَهُمْ وَ لَا تَتَبَدَّلُوا الْخَبِيْثَ بِالطَّيِّبِ ۪

**લોકો, તમારા માલિકથી ડરો જેણે તમને એક જીવમાંથી પેદા કર્યા અને એ જ જીવમાંથી તેનું જોડું બનાવ્યું અને આ બન્નેમાંથી ઘણા પુરૂષો અને સ્ત્રીઓ દુનિયામાં ફેલાવી દીધાં.[૧] એ ખુદાથી ડરો જેને વચ્ચે રાખીને તમે એકબીજા પાસેથી તમારા હક્કો માગો છો, અને સગાવહાલાના સંબંધોને બગાડવાથી બચો. વિશ્વાસ રાખો કે અલ્લાહ તમારી ઉપર દેખરેખ રાખી રહ્યો છે.**

**અનાથોના માલ તેમને પાછાં આપો,[૨] સારા માલને ખરાબ માલ વડે બદલી ન નાખો,[૩]**

(૧) કેમ કે આગળ જતાં માનવી માનવી વચ્ચેના પરસ્પર અધિકારોનું વર્ણન કરવાનું છે, અને વિશેષરૂપે, કૌટુંબિક વ્યવસ્થાને વધુ સારી અને મજબૂત બનાવવા માટે જરૂરી કાનૂનો આપવામાં આવનાર છે, એટલા માટે પ્રસ્તાવના એવી રીતે શરૂ કરવામાં આવી કે એક તરફ અલ્લાહથી ડરવાની અને તેની નારાજગીથી બચવાની તાકીદ કરવામાં આવી અને બીજી તરફ એ વાત સમજાવવામાં આવી કે તમામ મનુષ્યો એક જ મૂળમાંથી છે અને એકબીજાના લોહી અને માંસ છે.

''તમને એક જીવમાંથી પેદા કર્યા'' એટલે કે માનવજાતના સર્જનની શરૂઆત એક વ્યક્તિથી કરી. બીજી જગ્યાએ કુર્આન પોતે આની સ્પષ્ટતા કરે છે કે, એ પહેલો માનવી આદમ હતો જેનાથી દુનિયામાં માનવવંશ ફેલાયો.

''એ જ જીવમાંથી તેનું જોડું બનાવ્યું'', આની વિગતવાર માહિતી આપણી જાણમાં નથી. સામાન્ય રીતે જે વાત તફસીરકર્તાઓ કહે છે, અને જે બાઇબલમાં પણ વર્ણવવામાં આવી છે, તે આ છે કે આદમની પાંસળીમાંથી હવ્વાનું સર્જન કરવામાં આવ્યું. (તલમૂદમાં આ બાબત વધુ વિગતે જણાવવામાં આવી છે કે હઝરત

وَلَا تَأۡكُلُوۡۤا اَمۡوَالَهُمۡ اِلٰۤى اَمۡوَالِكُمۡ‌ ؕ اِنَّهٗ كَانَ حُوۡبًا كَبِيۡرًا ‏﴿۲﴾
وَاِنۡ خِفۡتُمۡ اَلَّا تُقۡسِطُوۡا فِى الۡيَتٰمٰى فَانۡكِحُوۡا مَا طَابَ لَـكُمۡ
مِّنَ النِّسَآءِ مَثۡنٰى وَثُلٰثَ وَرُبٰعَ‌ ۚ فَاِنۡ خِفۡتُمۡ اَلَّا تَعۡدِلُوۡا

**અને તેમના માલ તમારા માલ સાથે ભેળવીને ખાઈ ન જાઓ, આ ઘણો મોટો ગુનો છે.**

**અને જો તમને ડર હોય કે અનાથો સાથે ન્યાય નહીં કરી શકો તો જે સ્ત્રીઓ તમને પસંદ આવે તેમાંથી બબ્બે, ત્રણ-ત્રણ, ચાર-ચાર સાથે લગ્ન કરી લો.[૪] પરંતુ જો તમને ડર હોય કે તેમની સાથે ન્યાય નહીં કરી શકો તો**

હવ્વાને આદમ અ.સ.ની જમણી તરફની ૧૩ મી પાંસળીમાંથી સર્જવામાં આવ્યા હતાં.) પરંતુ અલ્લાહની કિતાબ આ અંગે મૌન છે, અને જે હદીસ આના ટેકામાં રજૂ કરવામાં આવે છે તેનો અર્થ એ નથી જે લોકોએ સમજી લીધો છે. એટલા માટે વધુ સારૂં આ જ છે કે વાતને આવી રીતે સંક્ષિપ્ત રહેવા દેવામાં આવે જેવી રીતે અલ્લાહે તેને સંક્ષિપ્ત રાખી છે અને તેની વિગતવાર પરિસ્થિતિ નક્કી કરવામાં સમય વેડફવામાં ન આવે.

(૨) એટલે કે જયાં સુધી તેઓ બાળકો છે, તેમના માલ તેમના હિત માટે જ વાપરો અને જયારે મોટાં થઈ જાય ત્યારે જે તેમનો હક્ક છે તે તેમને પાછો આપી દો.

(૩) સર્વગ્રાહી વાકય છે જેનો એક અર્થ આ છે કે, હલાલ કમાણીને બદલે હરામખોરી કરવા ન લાગો અને બીજો અર્થ આ છે કે, અનાથોના સારા માલને પોતાના ખરાબ માલ વડે બદલી ન લો.

(૪) આના ત્રણ અર્થ તફસીરકર્તાઓએ વર્ણવ્યાં છે :

(૧) હઝરત આઇશા રદિ. આની તફસીર કરતાં કહે છે કે જહાલતના જમાનામાં જે અનાથ બાળાઓ લોકોની દેખરેખ હેઠળ રહેતી હોય તેમના માલ તથા તેમના રૂપના કારણે, અથવા એમ માનીને કે તેમનો કોઈ વાલી-વારસ તો છે નહીં, અમે ઈચ્છીએ તેમ તેમને દબાવીને રાખીશું, તેઓ તેમની સાથે પોતે જ લગ્ન કરી લેતા હતાં અને પછી તેમની ઉપર અત્યાચાર કરતાં હતાં. આના માટે આયતમાં કહેવામાં આવ્યું છે કે જો તમને એવો ભય હોય કે અનાથ બાળા સાથે ન્યાય નહીં કરી શકો તો બીજી સ્ત્રીઓ દુનિયામાં મોજૂદ છે, તેમાંથી જે તમને પસંદ આવે તેમની સાથે લગ્ન કરી લો. આ જ સૂરઃ ના ૧૯મા રુકૂઅની પહેલી આયત આ અર્થઘટનને ટેકો આપે છે.

(૨) ઈબ્ને અબ્બાસ રદિ. અને તેમના શિષ્ય ઈકરિમહ આનું અર્થઘટન કરતાં કહે છે કે, જહાલતના જમાનામાં લગ્નની કોઈ સંખ્યા-મર્યાદા ન હતી. એક-એક માણસ દસ-દસ પત્નીઓ રાખતો હતો અને જયારે અનેક પત્નીઓ હોવાના કારણે ખર્ચા વધી જતા હતાં ત્યારે મજબૂર થઈને પોતાના અનાથ ભત્રીજાઓ, ભાણિયાઓ તથા બીજા લાચાર સગાંના હકકો પડાવી લેતો હતો. આના માટે અલ્લાહતઆલાએ લગ્ન માટે ચારની મર્યાદા નકકી કરી દીધી અને હુકમ આપ્યો કે અત્યાચાર અને અન્યાયથી બચવાનો માર્ગ આ છે કે એકથી

فَوَاحِدَةً اَوْ مَا مَلَكَتْ اَيْمَانُكُمْ ؕ ذٰلِكَ اَدْنٰۤى اَلَّا تَعُوْلُوْا ؕ﴿۳﴾

**પછી એક જ પત્ની કરો[5] અથવા એ સ્ત્રીઓને પત્નીઓ બનાવી લો જે તમારા કબજામાં આવી છે,[6] અન્યાયથી બચવા માટે આ સદ્‌વ્યવહારની વધુ નજીક છે.**

લઈને ચાર સુધી એટલી પત્નીઓ કરો જેમની સાથે તમે ન્યાય ઉપર કાયમ રહી શકો.

(૩) સઈદ બિન જુબૈર અને કતાદા તથા બીજા પણ ઘણાં તફસીરકર્તાઓ કહે છે કે, જયાં સુધી અનાથોનો મામલો છે જહાલતકાળના લોકો પણ તેમની સાથે અન્યાયપૂર્ણ વર્તનને સારી નજરે જોતા ન હતાં. પરંતુ સ્ત્રીઓની બાબતમાં તેમનું માનસ ન્યાયની ભાવનાથી ખાલી હતું. મનફાવે તેટલાં લગ્નો કરી લેતા હતાં અને પછી તેમની સાથે જોરજુલમ કરતા હતાં. આના માટે આયતમાં કહેવામાં આવ્યું છે કે, જો તમે અનાથોની સાથે અન્યાય કરવાથી ડરો છો તો પત્નીઓની સાથે પણ અન્યાય કરવાથી ડરો. પ્રથમ તો ચારથી વધારે લગ્નો જ ન કરો, અને ચારની મર્યાદામાં પણ ફકત એટલી જ પત્નીઓ રાખો જેમની સાથે તમે ન્યાય કરી શકો.

આયતના શબ્દોમાં આ ત્રણેય અર્થઘટનો સમાયેલાં છે અને બની શકે કે ત્રણેય અર્થઘટન લેવાનો આશય હોય. આ ઉપરાંત, આનું એક અર્થઘટન આ પણ હોઈ શકે છે કે જો તમે અનાથો સાથે બીજી રીતે ન્યાય ન કરી શકતાં હોવ તો એ સ્ત્રીઓ સાથે લગ્ન કરી લો જેમની સાથે અનાથ બાળકો હોય.

**(૫)** ઉમ્મતના ફિકહ શાસ્ત્રીઓ વચ્ચે આ બાબતમાં સર્વસંમતિ પ્રવર્તે છે કે, આ આયતની રૂએ પત્નીઓની સંખ્યા મર્યાદિત કરવામાં આવી છે અને એક સાથે ચારથી વધારે પત્નીઓ રાખવાની મનાઈ કરી દેવામાં આવી છે. રિવાયતો ઉપરથી પણ આને સમર્થન મળે છે. એટલા માટે હદીસોમાં આવ્યું છે કે, તાઈફનો ઉમરાવ ગૈલાન જયારે મુસલમાન થયો ત્યારે તેની નવ પત્નીઓ હતી. નબી સ.અ.વ. એ તેને હુકમ આપ્યો કે ચાર પત્નીઓ રાખી લે અને બાકીને છોડી દે. આવી જ રીતે એક બીજો માણસ (નૌફલ બિન મુઆવિયહ) ની પાંચ પત્નીઓ હતી. આપે હુકમ આપ્યો કે એમાંથી એકને છોડી દે.

આ ઉપરાંત પત્નીઓની સંખ્યાની છૂટને આ આયત ન્યાયની શરત સાથે સાંકળે છે. જે માણસ ન્યાયની શરત પૂરી કરતો નથી પણ એક કરતાં વધારે પત્નીઓ કરવાની છૂટનો લાભ ઉઠાવે છે, તે અલ્લાહની સાથે દગાબાજી કરે છે. ઈસ્લામી રાજયની અદાલતોને એ અધિકાર છે કે પત્ની અથવા જે પત્નીઓની સાથે તે અન્યાય કરી રહ્યો હોય તેમની ફરિયાદ સાંભળી ન્યાય કરે.

કેટલાક લોકો પશ્ચિમના ખ્રિસ્તીવાદના મતથી પ્રભાવિત થઈને તેની અસર હેઠળ એમ સાબિત કરવાનો પ્રયાસ કરે છે કે કુર્આનનો મૂળ આશય પત્નીઓની સંખ્યાની પ્રથાને (જે પશ્ચિમી દ્રષ્ટિકોણથી ખરેખર ખરાબ પ્રથા છે) ખતમ કરી દેવાનો હતો. પરંતુ કેમ કે આ પ્રથા ખૂબ જ પ્રચલિત થઈ ગયેલી હતી તેથી આની ઉપર મર્યાદાઓ મૂકીને છોડી દેવામાં આવી. પરંતુ આ પ્રકારની વાતો હકીકતમાં માત્ર માનસિક ગુલામીનું પરિણામ છે. પત્નીઓની સંખ્યા જાતે જ એક બુરાઈ હોવી એ વાત સ્વીકારી શકાય તેમ નથી, કેમ કે ઘણી પરિસ્થિતિઓ એવી હોય છે જેમાં આ એક સાંસ્કૃતિક અને નૈતિક જરૂરિયાત બની જાય છે. જો તેની છૂટ ન હોય તો પછી એ લોકો કે જે એક પત્ની ઉપર સંતોષ રાખી શકતાં નથી, લગ્ન-બંધનની બહાર જાતીય અરાજકતા ફેલાવવા માંડે છે

وَ اٰتُوا النِّسَآءَ صَدُقٰتِهِنَّ نِحۡلَةً ؕ فَاِنۡ طِبۡنَ لَکُمۡ عَنۡ شَیۡءٍ مِّنۡهُ نَفۡسًا
فَکُلُوۡهُ هَنِیۡٓـًٔا مَّرِیۡٓـًٔا ﴿۴﴾ وَ لَا تُؤۡتُوا السُّفَهَآءَ اَمۡوَالَکُمُ الَّتِیۡ جَعَلَ اللّٰهُ
لَکُمۡ قِیٰمًا وَّ ارۡزُقُوۡهُمۡ فِیۡهَا وَ اکۡسُوۡهُمۡ وَ قُوۡلُوۡا لَهُمۡ قَوۡلًا مَّعۡرُوۡفًا ﴿۵﴾

**અને સ્ત્રીઓની મહર રાજીખુશીથી (ફરજ સમજીને) ચૂકવો, અલબત્ત જો તેઓ તેમની મરજીથી મહરનો અમુક ભાગ તમને માફ કરી દે તો તેને તમે ખુશીથી ખાઈ શકો છો.**[૭]

**અને તમારા એ માલ જેમને અલ્લાહે તમારા માટે જીવનનિર્વાહના સાધન બનાવ્યાં છે, મૂર્ખ લોકોના હવાલે ન મૂકો, અલબત્ત તેમને ખાવા અને પહેરવા માટે આપો અને તેમને સારી શિખામણ આપો.**[૮]

જેના નુકસાનો સંસ્કૃતિ તથા નીતિમત્તા માટે તેના કરતાં ઘણા વધારે છે જે વધારે પત્નીઓના કારણે થઈ શકે છે. એટલા જ માટે કુર્આને એ લોકોને આની છૂટ આપી છે જે આની જરૂર અનુભવતાં હોય. આમ છતાં, જે લોકોની નજીક એકથી વધારે પત્નીઓની સંખ્યા પોતે જ એક બૂરાઈ છે, તેમને આ હક્ક તો જરૂર પ્રાપ્ત છે કે તેઓ ઇચ્છે તો કુર્આનની વિરૂદ્ધ જઈ તેને વખોડે અને તેને મોકૂફ રાખવાની સલાહ આપે, પરંતુ તેમને એ હક્ક પહોંચતો નથી કે પોતાના અભિપ્રાયને અમસ્તાં જ કુર્આનના નામે ચઢાવી દે. કેમ કે કુર્આને ચોખ્ખા શબ્દોમાં આ પ્રથાને કાયદેસર ઠરાવી છે અને ઇશારામાં કે આડકતરી રીતે પણ તેને વખોડવા માટે એવા કોઈ શબ્દનો ઉલ્લેખ કર્યો નથી જેના ઉપરથી એમ જણાય કે હકીકતમાં તે આને રોકવા માગતો હતો. (વધુ સમજૂતી માટે જુઓઃ મારૂં પુસ્તક, ''સુન્નત કી આઈની હૈસિયત'',પૃષ્ઠઃ ૩૦૭ થી ૩૧૬)

(૬) અહીં કહેવાનો આશય દાસીઓ છે, એટલે કે એ સ્ત્રીઓ જે યુદ્ધમાં કેદ પકડાઈને આવે અને રાજ્ય તરફથી લોકોમાં વહેંચી દેવામાં આવે. આનો અર્થ આ છે કે, જો એક સ્વતંત્ર ખાનદાની પત્નીનો બોજો પણ ઉઠાવી શકતાં ન હોવ તો પછી દાસી એટલે કે ગુલામ સ્ત્રી સાથે લગ્ન કરી લો જેમ કે આગળ ચોથા રુકૂઅમાં આવે છે. અથવા આ કે જો એક કરતાં વધારે પત્નીઓની તમને જરૂરિયાત હોય તથા સ્વતંત્ર ખાનદાની પત્નીઓ વચ્ચે ન્યાય જાળવવાનું તમારા માટે મુશ્કેલ હોય ત્યારે દાસીઓ તરફ વળો, કેમ કે તેમના કારણે તમારી ઉપર જવાબદારીઓનો બોજો પ્રમાણમાં ઓછો પડશે. (આગળ નોંધ ક્રમાંક -૪૪ માં દાસીઓ વિષેના હુકમોની વધુ વિગતો જોવા મળશે.)

(૭) હઝરત ઉમર રદિ. અને કાઝી શુરૈહનો ચુકાદો આવો છે કે જો કોઈ પત્નીએ તેના પતિની પૂરેપૂરી મહેર અથવા તેનો કોઈ ભાગ માફ કરી દીધો હોય, અને પાછળથી તે તેની ફરીથી માગણી કરે, તો પતિને તેનું ચૂકવણું કરવા માટે ફરજ પાડવામાં આવશે, કેમ કે તેની માગણીનો અર્થ એવો થાય છે કે તે પોતાની રાજીખુશીથી મહેર અથવા તેનો કોઈ ભાગ છોડવા માગતી ન હતી. (વધુ વિગત માટે જુઓ- ''હુકૂકુઝ્ઝૌજૈન'', શીર્ષકઃ મહર)

(૮) આ આયત વિશાળ અર્થ ધરાવે છે. આમાં મુસલમાનોને એક સર્વગ્રાહી હુકમ આપવામાં આવ્યો

وَابْتَلُوا الْيَتٰمٰى حَتّٰۤى اِذَا بَلَغُوا النِّكَاحَۚ فَاِنْ اٰنَسْتُمْ مِّنْهُمْ
رُشْدًا فَادْفَعُوْۤا اِلَيْهِمْ اَمْوَالَهُمْۚ وَلَا تَاْكُلُوْهَاۤ اِسْرَافًا
وَّبِدَارًا اَنْ يَّكْبَرُوْاؕ وَمَنْ كَانَ غَنِيًّا فَلْيَسْتَعْفِفْۚ

---

**અને અનાથોની અજમાયશ કરતાં રહો જ્યાં સુધી તેઓ પરણવા લાયક ઉંમરે પહોંચી જાય.[૯] પછી જો તેમને એમની અંદર યોગ્યતા જણાય તો તેમના માલ તેમને સોંપી દો.[૧૦] એવું કદાપિ ન કરશો કે ન્યાયની હદ ઓળંગીને એ બીકે તેમના માલ ઝડપથી ખાઈ જાઓ કે તેઓ મોટાં થઈ તેમના હક્કની માગણી કરશે. અનાથનો જે પાલક માલદાર હોય તે સંયમી રીતે વર્તે**

---

છે કે, માલ કે જે જીવન ટકાવવા માટેનું સાધન છે, કોઈપણ સંજોગોમાં એવા મૂર્ખ લોકોના અખત્યાર અને કબજા હેઠળ ન રહેવો જોઈએ જે તેને ખોટી રીતે વાપરીને સાંસ્કૃતિક અને આર્થિક વ્યવસ્થા તેમજ આખરે નૈતિક વ્યવસ્થાને દુષિત કરી મૂકે. મિલ્કતના અધિકારો કે જે કોઈપણ માણસને તેની મિલ્કત ઉપર મળેલાં છે તે એટલી હદે અમર્યાદિત નથી કે તે આ અધિકારોનો સાચી રીતે ઉપયોગ કરવાને લાયક ન હોય, અને તેના ઉપયોગ વડે સામાજિક બગાડ ફેલાવી દે, તો પણ તેના એ અધિકારો છીનવી ન શકાય. જ્યાં સુધી વ્યક્તિની જીવન જરૂરિયાતની વસ્તુઓને સંબંધ છે, તો તે ચોકકસપણે પૂરી થવી જોઈએ. પરંતુ જ્યાં સુધી મિલ્કતના અધિકારનો સ્વતંત્ર રીતે ઉપયોગ કરવાનો સવાલ છે, તેની પર અંકુશ હોવો જોઈએ કે, આ ઉપયોગ નીતિમત્તા, સંસ્કૃતિ તથા સામાજિક સ્થિતિ માટે સ્પષ્ટપણે નુકસાનકારક ન હોય. આ હુકમ પ્રમાણે નાના પાયે દરેક પૈસાદારે આ વાતનું ધ્યાન રાખવું જોઈએ કે તે પોતાનો માલ જેને સોંપી રહ્યો છે તે તેનો ઉપયોગ કરવાની લાયકાત ધરાવે છે કે કેમ ? અને મોટા પાયે ઈસ્લામી રાજ્યે આ બાબતની વ્યવસ્થા કરવી જોઈએ કે જે લોકો તેમના માલ ઉપર માલિકી હક્કનો ઉપયોગ કરવા માટે લાયક ન હોય, અથવા જે લોકો તેમનું ધન ખોટી રીતે વાપરી રહ્યાં હોય, તેમની મિલ્કતોને પોતાના વહીવટ હેઠળ લઈ લે અને તેમની જીવન જરૂરિયાતની વસ્તુઓ પૂરી પાડવાની વ્યવસ્થા કરે.

(૯) એટલે જયારે તેઓ પુખ્ત વયની નજીક પહોંચી રહ્યાં હોય ત્યારે જોતાં રહો કે તેમની બુદ્ધિનો વિકાસ કેવો છે અને તેમની અંદર તેમના વ્યવહારોને જાતે પોતાની જવાબદારી ઉપર ચલાવવાની લાયકાત કેટલી હદે પેદા થઈ રહી છે.

(૧૦) માલ તેમને સોંપવા માટે બે શરતો મૂકવામાં આવી છે : એક પુખ્ત વય અને બીજી અક્કલ-હોંશિયારી, એટલે કે પૈસાનો સાચો ઉપયોગ કરવાની લાયકાત. પહેલી શરત વિષે તો શરીઅતના નિષ્ણાંતો વચ્ચે સહમતિ પ્રવર્તે છે. બીજી શરત વિષે ઈમામ અબૂહનીફા રદિ.નો મત એવો છે કે જો પુખ્ત વયે પહોંચી ગયા પછી અનાથ બાળકમાં અકક્લ-હોંશિયારી જોવા ન મળે તો અનાથના પાલકે વધુમાં વધુ બીજા સાત વર્ષ રાહ જોવી જોઈએ, ત્યારપછી તેની અંદર અક્કલ-હોંશિયારી જોવા મળે કે ન મળે, તેનો માલ તેને સોંપી દેવો જોઈએ. અને ઈમામ અબૂ યૂસુફ, ઈમામ મુહમ્મદ, અને ઈમામ શાફઈનો એવો અભિપ્રાય છે કે માલ સોંપવા માટે

وَمَنْ كَانَ فَقِيْرًا فَلْيَاْكُلْ بِالْمَعْرُوْفِ ؕ فَاِذَا دَفَعْتُمْ
اِلَيْهِمْ اَمْوَالَهُمْ فَاَشْهِدُوْا عَلَيْهِمْ ؕ وَكَفٰى بِاللّٰهِ حَسِيْبًا ۝٦
لِلرِّجَالِ نَصِيْبٌ مِّمَّا تَرَكَ الْوَالِدٰنِ وَالْاَقْرَبُوْنَ ۪ وَ
لِلنِّسَآءِ نَصِيْبٌ مِّمَّا تَرَكَ الْوَالِدٰنِ وَالْاَقْرَبُوْنَ مِمَّا
قَلَّ مِنْهُ اَوْ كَثُرَ ؕ نَصِيْبًا مَّفْرُوْضًا ۝٧ وَاِذَا حَضَرَ الْقِسْمَةَ
اُولُوا الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنُ فَارْزُقُوْهُمْ مِّنْهُ

**અને જે ગરીબ હોય તે પ્રચલિત રીતે ખાય.[૧૧] પછી જ્યારે તેમના માલ તેમને સોંપતા હોવ ત્યારે લોકોને આના માટે સાક્ષી બનાવી લો, અને હિસાબ લેવા માટે અલ્લાહ પૂરતો છે.**

**પુરુષો માટે એ માલમાં હિસ્સો છે જે માબાપ અને નજીકના સગાંએ પાછળ મૂકયો હોય, અને સ્ત્રીઓ માટે પણ એ માલમાં હિસ્સો છે જે માબાપ અને નજીકના સગાંએ પાછળ મૂકયો હોય, ચાહે થોડો હોય કે વધારે,[૧૨] અને આ હિસ્સો (અલ્લાહ તરફથી) ઠરાવેલો છે.**

**અને જ્યારે વહેંચણીના સમયે કુટુંબના લોકો, અને અનાથો અને ગરીબો આવે ત્યારે આ માલમાંથી તેમને પણ થોડું આપો**

કોઈપણ સંજોગોમાં અકકલ-હોંશિયારી હોવી અનિવાર્ય છે. છેલ્લે ઉલ્લેખ કરાયેલા મહાનુભાવોના મત પ્રમાણે આ વાત વધુ યોગ્ય ગણાશે કે આ મામલો શરીઅતના કાઝી સમક્ષ લઈ જવામાં આવે અને જો કાઝી સમક્ષ એવું સાબિત થઈ જાય કે તેની અંદર અક્કલ-હોંશિયારી નથી તો તેના મામલાઓની દેખરેખ રાખવા માટે તે પોતે કોઈ યોગ્ય વ્યવસ્થા કરી આપે.

(૧૧) એટલે કે તેની સેવાનું વેતન એટલું જ લે કે કોઈપણ નિષ્પક્ષ સમજુ માણસ તેને યોગ્ય ગણે. આ ઉપરાંત, તે જે કંઈ સેવા-વેતન લે તે ચોરી-છૂપીથી ન લે બલ્કે જાહેર રીતે નકકી કરીને લે અને તેનો હિસાબ રાખે.

(૧૨) આ આયતમાં સ્પષ્ટપણે પાંચ કાનૂની હુકમ આપવામાં આવ્યાં છે : એક આ કે, વારસો માત્ર પુરૂષોનો જ હિસ્સો નથી બલ્કે સ્ત્રીઓ પણ તેની હક્કદાર છે. બીજો આ કે, વારસો કોઈપણ સંજોગોમાં વહેંચાવો જોઈએ, પછી તે ગમે તેટલો ઓછો હોય. જો મરનારે એક વાર કપડું પણ પાછળ મૂકયું હોય, અને તેના દસ વારસદારો હોય તો તેને પણ દસ ભાગમાં વહેંચવો જોઈએ. એ વાત બીજી છે કે, એક વારસદાર બીજા વારસદારો પાસેથી તેમનો હિસ્સો ખરીદી લે. ત્રીજી વાત આ આયત ઉપરથી એ પણ સ્પષ્ટ થાય છે કે, વારસાનો

وَقُولُوا لَهُمْ قَوْلًا مَّعْرُوفًا ۝٨ وَلْيَخْشَ الَّذِينَ لَوْ تَرَكُوا
مِنْ خَلْفِهِمْ ذُرِّيَّةً ضِعٰفًا خَافُوا عَلَيْهِمْ ص فَلْيَتَّقُوا اللّٰهَ
وَلْيَقُولُوا قَوْلًا سَدِيدًا ۝٩ إِنَّ الَّذِينَ يَأْكُلُونَ أَمْوَالَ الْيَتٰمٰى


ظُلْمًا إِنَّمَا يَأْكُلُونَ فِي بُطُونِهِمْ نَارًا ط وَسَيَصْلَوْنَ سَعِيرًا ۝١٠ ع
يُوصِيكُمُ اللّٰهُ فِي أَوْلَادِكُمْ ق لِلذَّكَرِ مِثْلُ حَظِّ الْأُنْثَيَيْنِ ج

અને તેમની સાથે સજ્જનો જેવી વાત કરો.[૧૩]

લોકોએ આ વાતનો વિચાર કરીને ડરવું જોઈએ કે જો તેઓ પોતે તેમની પાછળ લાચાર સંતાન મૂકી ગયાં હોત તો મરતી વખતે તેમને તેમના બાળકો વિષે કેવાં કેવાં ડર લાગ્યાં હોત. તેથી તેમણે અલ્લાહથી ડરવું જોઈએ અને યોગ્ય અને સીધી વાત કરવી જોઈએ. જે લોકો અન્યાયપૂર્વક અનાથોના માલ ખાય છે હકીકતમાં તેઓ તેમના પેટ આગથી ભરે છે અને તેઓ જરૂર જહન્નમની ભડકે બળતી આગમાં ઝોકવામાં આવશે.[૧૪] (રુકૂઅ-૧)

તમારી સંતાન વિષે અલ્લાહ તમને આદેશ આપે છે કે :

પુરૂષનો હિસ્સો બે સ્ત્રીઓ સમાન છે.[૧૫]

---

કાયદો દરેક પ્રકારના માલ અને મિલ્કત ઉપર લાગુ પડશે, ચાહે તે જંગમ હોય કે સ્થાવર, ખેતીની હોય કે ઔદ્યોગિક, અથવા બીજા કોઈ પણ પ્રકારની સંપત્તિમાં ગણતરી થતી હોય. ચોથી વાત આના ઉપરથી એ પણ જણાય છે કે, વારસાનો હકક ત્યારે જ પેદા થાય છે જયારે મરનાર કોઈ માલ છોડીને મર્યો હોય. આના ઉપરથી એ નિયમ પણ નીકળે છે કે વધુ નજીકના સગાંઓની હાજરીમાં દૂરનો સગો વારસો મેળવશે નહીં.

(૧૩) અહીં સંબોધન મરનારના વારસદારોને કરવામાં આવ્યું છે અને તેમને હુકમ આપવામાં આવી રહ્યો છે કે વારસાની વહેંચણીના સમયે જો દૂરના તથા નજીકના સગાં અને પરિવારના ગરીબ લોકો તેમજ અનાથ બાળકો આવી જાય તો તેમની સાથે સંકુચિત મનથી વ્યવહાર ન કરો. વારસામાં શરીઅત પ્રમાણે તેમનો હિસ્સો નથી, તો કંઈ નહીં, ઉદાર દિલ રાખીને વારસામાંથી તેમને પણ કંઈને કંઈ આપી દો, અને તેમની સાથે એવી દિલ દુભાવનારી વાતો ન કરો જે આવા પ્રસંગો વખતે સામાન્ય રીતે સંકુચિત મનના અણસમજુ માણસો કરતાં હોય છે.

(૧૪) હદીસમાં આવ્યું છે કે ઉહુદની લડાઈ પછી હઝરત સઅદ બિન રબીઅ રદિ.ની પત્ની તેમની બે છોકરીઓને લઈને નબી સ.અ.વ.ની સેવામાં હાજર થયાં અને તેમણે કહ્યું કે, ''હે અલ્લાહના રસૂલ ! આ

فَإِنْ كُنَّ نِسَآءً فَوْقَ اثْنَتَيْنِ فَلَهُنَّ ثُلُثَا مَا تَرَكَ ۚ وَإِنْ كَانَتْ
وَاحِدَةً فَلَهَا النِّصْفُ ۗ وَلِأَبَوَيْهِ لِكُلِّ وَاحِدٍ مِّنْهُمَا السُّدُسُ
مِمَّا تَرَكَ إِنْ كَانَ لَهُ وَلَدٌ ۚ فَإِنْ لَّمْ يَكُنْ لَّهُ وَلَدٌ وَّوَرِثَهُ
أَبَوَاهُ فَلِأُمِّهِ الثُّلُثُ ۚ فَإِنْ كَانَ لَهُ إِخْوَةٌ فَلِأُمِّهِ السُّدُسُ

**જો (મરનારની વારસદાર) બેથી વધારે પુત્રીઓ હોય તો તેમને વારસાનો બેતૃતિયાંશ આપવામાં આવે.[૧૬]**

**અને જો એક જ પુત્રી વારસદાર હોય તો અડધો વારસો તેનો છે.**

**જો મરનાર સંતાન ધરાવતો હોય તો તેના માબાપમાંથી દરેકને વારસાનો છઠ્ઠો હિસ્સો મળવો જોઈએ.[૧૭]**

**અને જો તે નિઃસંતાન હોય અને માબાપ જ તેના વારસદાર હોય તો માને ત્રીજો હિસ્સો આપવામાં આવે.[૧૮]**

**અને જો મરનારના ભાઈ-બહેન પણ હોય તો મા છઠ્ઠા ભાગની હક્કદાર[૧૯] થશે.**

સઅદની છોકરીઓ છે જે આપની સાથે ઉહુદમાં શહીદ થયાં છે. આમના કાકાએ સમગ્ર મિલ્કત ઉપર કબજો કરી લીધો છે અને આમના માટે એક પૈસો સુદ્ધાં છોડ્યો નથી. હવે આ છોકરીઓ સાથે કોણ લગ્ન કરશે ?'' આ પ્રસંગે આ આયતો ઉતરી.

(૧૫) વારસાની બાબતમાં આ સૌથી પહેલો સૈદ્ધાંતિક હુકમ છે કે પુરૂષનો હિસ્સો સ્ત્રી કરતાં બમણો છે. શરીઅતે કૌટુંબિક જીવનમાં પુરુષ ઉપર વધારે આર્થિક જવાબદારીઓનો બોજ નાખેલો છે અને સ્ત્રીને ઘણી એવી આર્થિક જવાબદારીઓના બોજામાંથી મુકત રાખી છે, તેથી ન્યાયનો તકાદો આ જ હતો કે વારસામાં સ્ત્રીનો હિસ્સો પુરૂષની સરખામણીમાં ઓછો રાખવામાં આવે.

(૧૬) આ જ હુકમ બે પુત્રીઓનો પણ છે. એટલે કે જો કોઈ માણસે પુત્ર પાછળ ન મૂકયો હોય અને તેની સંતાન માત્ર પુત્રીઓ જ હોય, તો ચાહે બે પુત્રીઓ હોય અથવા બે થી વધારે, આવા સંજોગોમાં તેના કુલ વારસાનો ૨/૩ હિસ્સો એ પુત્રીઓ વચ્ચે વહેંચાશે અને બાકીનો ૧/૩ અન્ય વારસદારોમાં. પરંતુ મરનારનો માત્ર એક જ પુત્ર હોય તો આ બાબતમાં સર્વસંમતિ છે કે, બીજા વારસદારોની ગેરહાજરીમાં તે તમામ માલનો વારસદાર થશે, અને બીજા વારસદારો મોજૂદ હોય ત્યારે, તેમનો હિસ્સો આપી દીધા પછીનો બાકીનો બધો જ માલ તેને મળશે.

(૧૭) એટલે કે મરનાર સંતાન ધરાવતો હોય તો આવા સંજોગોમાં મરનારના માતા-પિતામાંથી દરેક

مِنْۢ بَعْدِ وَصِيَّةٍ يُّوْصِيْ بِهَآ اَوْ دَيْنٍ ؕ اٰبَآؤُكُمْ وَ اَبْنَآؤُكُمْ لَا تَدْرُوْنَ
اَيُّهُمْ اَقْرَبُ لَكُمْ نَفْعًا ؕ فَرِيْضَةً مِّنَ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا

**(આ તમામ હિસ્સા એ વખતે કાઢવામાં આવશે) જ્યારે વસિયત કે જે મરનારે કરી હોય પૂરી કરી દેવામાં આવે અને દેવું જે તેના માથે હોય ચૂકવી દેવામાં આવે.[૨૦] તમે નથી જાણતાં કે તમારા માબાપ અને તમારી સંતાનમાંથી કોણ લાભની દ્રષ્ટિએ તમારાથી વધુ નિકટ છે. આ હિસ્સા અલ્લાહે નક્કી કરી દીધાં છે, અને અલ્લાહ નિઃશંક તમામ હકીકતોથી વાકેફ**

૧/૬ નો હક્કદાર હશે, પછી ભલે મરનારના વારસદાર માત્ર પુત્રીઓ હોય, અથવા માત્ર પુત્રો હોય, અથવા પુત્રો અને પુત્રીઓ હોય, અથવા એક પુત્ર હોય અથવા એક પુત્રી. હવે પછીના બાકી ૨/૩ માલમાં બીજા વારસદારો સામેલ થશે.

(૧૮) માતા-પિતા સિવાય બીજો કોઈ વારસદાર ન હોય તો બાકીનો ૨/૩ વારસો પિતાને મળશે, નહીં તો ૨/૩ માલમાં પિતા અને બીજા વારસદારો સામેલ થશે.

(૧૯) ભાઈ-બહેન હોય તો માતાનો હિસ્સો ૧/૩ ની જગ્યાએ ૧/૬ કરી દેવામાં આવ્યો છે. આવી રીતે, માતાના હિસ્સામાંથી જે ૧/૬ હિસ્સો લઈ લેવામાં આવ્યો છે તે પિતાના હિસ્સામાં નાખવામાં આવશે, કેમ કે આ સંજોગોમાં પિતાની જવાબદારીઓ વધી જાય છે. એ સ્પષ્ટ રહે કે મરનારના માતાપિતા જો હયાત હોય તો તેના બહેન-ભાઈઓને હિસ્સો પહોંચતો નથી.

(૨૦) વસિયતનો ઉલ્લેખ કરજની પહેલાં એટલા માટે કરવામાં આવ્યો છે કે દરેક મરનારના કિસ્સામાં કરજનું હોવું જરૂરી નથી, અને વસિયત કરવાનું તેના માટે જરૂરી છે. પરંતુ હુકમની રૂએ ઉમ્મત આ બાબતમાં સર્વસંમતિ ધરાવે છે કે, કરજ વસિયતની ઉપર પ્રાથમિકતા ધરાવે છે. એટલે કે, જો મરનારને માથે કરજ હોય તો સૌથી પહેલાં મરનારના વારસામાંથી તે ચૂકવી આપવામાં આવશે, પછી વસિયત પૂરી કરવામાં આવશે અને ત્યારપછી વારસો વહેંચાશે. વસિયત વિષે સૂરઃ બકરહમાં નોંધ ક્રમાંક - ૧૮૨ માં અમે જણાવી ગયાં છીએ કે, દરેક માણસને તેના કુલ માલના ૧/૩ હિસ્સાની મર્યાદામાં વસિયત કરવાનો અધિકાર છે અને આ વસિયતનો કાયદો એટલા માટે નકકી કરવામાં આવ્યો છે કે વારસાના કાનૂનની રૂએ જે સંબંધીઓને વારસામાંથી હિસ્સો પહોંચતો નથી તેમનામાંથી જેને અથવા જે જે માણસને માણસ મદદને લાયક જુએ, તેના માટે તેના વિશેષાધિકારથી, હિસ્સો નકકી કરી દે. દા.ત. કોઈ અનાથ પૌત્ર અથવા પૌત્રી હયાત હોય, અથવા કોઈ પુત્રની વિધવા મુશ્કેલીમાં જીવન પસાર કરી રહી હોય, અથવા કોઈ ભાઈ કે બહેન કે ભાભી અથવા ભત્રીજો અથવા ભાણેજ અથવા કોઈ સગો એવો છે જે સહારાનો મોહતાજ જણાતો હોય, તો તેની તરફેણમાં વસિયત વડે હિસ્સો મુકર્રર કરી શકાય છે. અને જો સગાંમાં કોઈ એવો ન હોય તો બીજા હકકદારો માટે, અથવા કોઈ જનકલ્યાણના કામમાં વાપરવા માટે, વસિયત કરી શકાય છે. ટૂંકમાં વ્યક્તિની કુલ મિલ્કતમાંથી ૨/૩ અથવા તેનાથી થોડા વધારા માટે શરીઅતે વારસાના નિયમો બનાવી દીધાં છે જેમાંથી નામાંકન કરેલાં વારસદારોને નકકી કરેલો

حَكِيْمًا ⑪ وَ لَكُمْ نِصْفُ مَا تَرَكَ اَزْوَاجُكُمْ اِنْ لَّمْ يَكُنْ لَّهُنَّ
وَلَدٌ ۚ فَاِنْ كَانَ لَهُنَّ وَلَدٌ فَلَكُمُ الرُّبُعُ مِمَّا تَرَكْنَ مِنْۢ
بَعْدِ وَصِيَّةٍ يُّوْصِيْنَ بِهَآ اَوْ دَيْنٍ ؕ وَ لَهُنَّ الرُّبُعُ مِمَّا تَرَكْتُمْ
اِنْ لَّمْ يَكُنْ لَّكُمْ وَلَدٌ ۚ فَاِنْ كَانَ لَكُمْ وَلَدٌ فَلَهُنَّ الثُّمُنُ
مِمَّا تَرَكْتُمْ مِّنْۢ بَعْدِ وَصِيَّةٍ تُوْصُوْنَ بِهَآ اَوْ دَيْنٍ ؕ

**છે અને તમામ હિકમતોનો જાણનાર છે.[૨૧]**

**અને તમારી પત્નીઓએ જે કંઈ પાછળ મૂકયું હોય તેનો અડધો હિસ્સો તમને મળશે જો તેઓ નિઃસંતાન હોય, નહીં તો સંતાન હોવાની સ્થિતિમાં વારસાનો એક ચતુર્થાંશ હિસ્સો તમારો છે, એ પછી કે જે વસિયત તેમણે કરી હોય પૂરી કરી દેવામાં આવે, અને જે દેવું તેઓ મૂકી ગઈ હોય તે ચૂકવી આપવામાં આવે. અને તેઓ તમારા વારસામાંથી પા હિસ્સાની હિસ્સેદાર થશે જો તમે નિઃસંતાન હોવ, નહીં તો સંતાનવાળા હોવાની સ્થિતિમાં તેમનો હિસ્સો આઠમો[૨૨] હશે, એ પછી કે જ્યારે એ વસિયત જે તમે કરી હોય તે પૂરી કરી દેવામાં આવે અને જે દેવું તમે મૂકી ગયાં હોવ તે ચૂકવી આપવામાં આવે.**

હિસ્સો મળશે. અને ૧/૩ અથવા તેનાથી થોડુંક ઓછું, તેની પોતાની વિવેકબુદ્ધિ ઉપર છોડી દેવામાં આવ્યું છે કે, તેના ખાસ કૌટુંબિક સંજોગોને ધ્યાનમાં રાખીને (સ્પષ્ટ છે કે દરેક વ્યક્તિની બાબતમાં તે અલગ અલગ હશે) જેવી રીતે યોગ્ય સમજે, વહેંચવાની વસિયત કરી દે. પછી જો કોઈ માણસ પોતાની વસિયતમાં અન્યાય કરે, અથવા બીજા શબ્દોમાં પોતાના વિશેષાધિકારને એવી ખોટી રીતે વાપરે કે જેનાથી કોઈના કાયદેસરના હકકો પ્રભાવિત થતાં હોય, તો તેના માટે આ ઉપાય રાખી દેવામાં આવ્યો છે કે કુટુંબના લોકો પરસ્પર રાજીખુશીથી આને સુધારી લે, અથવા કાઝીને હસ્તક્ષેપ કરવાની વિનંતી કરવામાં આવે અને તે વસિયતને સુધારી દે. (વધુ વિગતો માટે જૂઓ મારી પુસ્તિકા : ''યતીમ પોતે કી વિરાસત'')

**(૨૧)** આ જવાબ છે એ મૂર્ખાઓને જે વારસાના આ ખુદાઈ કાનૂનને સમજતાં નથી અને તેમની ખામીયુક્ત બુદ્ધિ વડે એ કચાશ પૂરી કરવા માગે છે જે તેમના મતે અલ્લાહના બનાવેલા કાનૂનમાં રહી ગઈ છે.

**(૨૨)** એટલે ચાહે એક પત્ની હોય અથવા એક કરતાં વધારે પત્નીઓ હોય, સંતાન હોવાના સંજોગોમાં તેઓ ૧/૮ ની અને સંતાન ન હોવાના સંજોગોમાં ૧/૪ ની હિસ્સેદાર હશે અને આ ૧/૪ અથવા ૧/૮ હિસ્સો બધી જ પત્નીઓ વચ્ચે સરખા ભાગે વહેંચવામાં આવશે.

وَاِنْ كَانَ رَجُلٌ يُّوْرَثُ كَلٰلَةً اَوِ امْرَاَةٌ وَّ لَهٗۤ اَخٌ اَوْ
اُخْتٌ فَلِكُلِّ وَاحِدٍ مِّنْهُمَا السُّدُسُ ۚ فَاِنْ كَانُوْۤا اَكْثَرَ مِنْ
ذٰلِكَ فَهُمْ شُرَكَآءُ فِی الثُّلُثِ مِنْۢ بَعْدِ وَصِيَّةٍ يُّوْصٰى
بِهَاۤ اَوْ دَيْنٍ ۙ غَيْرَ مُضَآرٍّ ۚ وَصِيَّةً مِّنَ اللّٰهِ ؕ وَاللّٰهُ عَلِيْمٌ

**અને જો તે પુરૂષ અથવા સ્ત્રી (જેનો વારસો વહેંચવાપાત્ર છે) નિઃસંતાન પણ હોય અને તેના માબાપ પણ જીવતાં ન હોય, પરંતુ તેનો એક ભાઈ અથવા એક બહેન હયાત હોય તો ભાઈ અને બહેન દરેકને છઠ્ઠો હિસ્સો મળશે, અને ભાઈ-બહેન જો એક કરતાં વધારે હોય તો કુલ વારસાના એક તૃતિયાંશમાં તેઓ તમામ ભાગીદાર થશે,[૨૩] જ્યારે કે વસિયત જે કરવામાં આવી હોય તે પૂરી કરી દેવામાં આવે, અને દેવું જે મરનારે પાછળ મૂકયું હોય તે ચૂકવી દેવામાં આવે, એ શરતે કે તે નુકસાનદાયક ન હોય.[૨૪] આ હુકમ છે અલ્લાહ તરફથી અને અલ્લાહ જાણનાર**

(૨૩) બાકી રહેલા ૫/૬ અથવા ૨/૩ હિસ્સામાં જો કોઈ બીજો વારસદાર મોજૂદ હોય તો તેને હિસ્સો મળશે, નહીં તો બાકી રહેલી આ તમામ મિલ્કત વિષે એ માણસને વસિયત કરવાનો અધિકાર હશે.

આ આયત વિષે તફસીરકર્તાઓ વચ્ચે સર્વસંમતિ છે કે આમાં ભાઈ અને બહેનોનો અર્થ અખ્યાફી ભાઈ અને બહેન છે એટલે કે જે મરનારની સાથે માત્ર માતા તરફથી સંબંધ ધરાવતાં હોય, અને બાપ એમનો બીજો હોય. હવે રહ્યાં સગા ભાઈ-બહેન અને એ સાવકા ભાઈ-બહેનો કે જે બાપની તરફથી મરનારની સાથે સંબંધ ધરાવતાં હોય, તો એમના વિષેનો હુકમ આ જ સૂરઃ ના અંતમાં આપવામાં આવ્યો છે.

(૨૪) વસિયતમાં નુકસાન પહોંચાડવાનો અર્થ આ છે કે વસિયત એવી રીતે કરવામાં આવે કે જેનાથી હકકદાર સગાવહાલાંઓના હકકો છીનવાઈ જતાં હોય, અને કરજમાં નુકસાન પહોંચાડવું એ છે કે માત્ર હકકદારોને તેમના હકકથી વંચિત રાખવા માટે માણસે અમસ્તાં જ પોતાની ઉપર એવા કરજનો એકરાર કરી લીધો હોય જે તેણે ખરેખર લીધો ન હોય, અથવા બીજી કોઈ એવી ચાલ રમે જેનો આશય એ હોય કે હકકદારો વારસાથી વંચિત થઈ જાય. આ પ્રકારના નુકસાનને ગુનાહેકબીરા ઠરાવવામાં આવ્યો છે. એટલા માટે હદીસમાં આવ્યું છે કે, વસિયતમાં નુકસાન પહોંચાડવો એ મોટા ગુન્હાઓમાંથી છે. અને બીજી એક હદીસમાં નબી સ.અ.વ. એ કહ્યું છે કે, માણસ આખી જીંદગી જન્નતી જેવાં કામ કરતો રહે છે પરંતુ મરતી વખતે વસિયતમાં નુકસાન પહોંચાડીને તેના જીવનની કિતાબને એવા કર્મ ઉપર પૂરી કરી જાય છે જે તેને જહન્નમને પાત્ર બનાવી દે છે. આ નુકસાન અને હકક છીનવો, આમ તો દરેક સ્થિતિમાં ગુન્હો જ છે પરંતુ ખાસ કરીને, કલાલાના મામલામાં અલ્લાહતઆલાએ તેનો ઉલ્લેખ એટલા માટે કર્યો છે કે જે માણસને ન તો ઓલાદ હોય, ન તો

حَلِيْمٌ ﴿١٢﴾ تِلْكَ حُدُوْدُ اللّٰهِ ؕ وَمَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ يُدْخِلْهُ
جَنّٰتٍ تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ وَذٰلِكَ
الْفَوْزُ الْعَظِيْمُ ﴿١٣﴾ وَمَنْ يَّعْصِ اللّٰهَ وَرَسُوْلَهٗ وَيَتَعَدَّ
حُدُوْدَهٗ يُدْخِلْهُ نَارًا خَالِدًا فِيْهَا ۪ وَلَهٗ عَذَابٌ مُّهِيْنٌ ﴿١٤﴾

રુકૂઅ ૨

**અને નરમ સ્વભાવનો છે.[૨૫]**

**આ અલ્લાહે ઠેરવેલી હદો છે. જે અલ્લાહ અને તેના પયગમ્બરનું આજ્ઞાપાલન કરશે તેને અલ્લાહ એવા બાગોમાં દાખલ કરશે જેની નીચે નદીઓ વહેતી હશે અને એ બાગોમાં તે હંમેશાં રહેશે અને આ જ મોટી સફળતા છે. અને જે અલ્લાહ અને તેના પયગમ્બરની નાફરમાની કરશે અને તેણે ઠેરવેલી હદોનું ઉલ્લંઘન કરશે તેને અલ્લાહ આગમાં નાખશે જેમાં તે હંમેશાં રહેશે અને તેના માટે નામોશીભરી સજા છે.[૨૫અ]** (રુકૂઅ-૨)

---

માબાપ, ત્યારે તેમાં સામાન્ય રીતે એવું વલણ પેદા થઈ જાય છે કે પોતાની મિલ્કતને કોઈને કોઈ રીતે વેડફીને જાય અને પ્રમાણમાં દૂરના સગાંને હિસ્સો મેળવવાથી વંચિત કરી દે.

**(૨૫)** અહીં અલ્લાહતઆલાના સર્વજ્ઞ હોવાનો ઉલ્લેખ બે કારણે કરવામાં આવ્યો છે : એક આ કે જો આ કાનૂનનો ભંગ કરવામાં આવ્યો તો અલ્લાહની પકડમાંથી કોઈ પણ માણસ બચી શકશે નહીં. બીજું આ કે અલ્લાહે જે હિસ્સા જે રીતે નક્કી કર્યાં છે તે બિલકુલ બરાબર છે, કેમ કે લોકોનું હિત જે વસ્તુમાં છે તેને અલ્લાહ પોતે લોકો કરતાં વધારે સારી રીતે જાણે છે. અને અલ્લાહના સહિષ્ણુ એટલે કે દરગુજર કરનાર હોવાનો ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો છે કે અલ્લાહે આ કાનૂન નક્કી કરવામાં સખ્તાઈ રાખી નથી, બલ્કે એવાં નિયમો નક્કી કર્યાં છે જેમાં લોકો માટે વધારેમાં વધારે આસાની છે જેથી તેઓ મુશ્કેલી અને તંગીમાં મુકાય નહીં.

**(૨૫-અ)** આ એક ખૂબ જ ડરામણી આયત છે જેમાં એ લોકોને કાયમી સજાની ધમકી આપવામાં આવી છે જે અલ્લાહતઆલાના મુકરર કરેલા કાનૂનને બદલી નાખે, અથવા બીજી કાનૂની હદોને તોડે જે ખુદાએ તેના ગ્રંથમાં સ્પષ્ટપણે ઠરાવી દીધી છે. પરંતુ ખૂબ જ અફસોસની વાત છે કે, આટલી કડક ધમકી હોવા છતાં મુસલમાનોએ બિલકુલ યહૂદીઓ જેવી હિંમત સાથે ખુદાના કાનૂનને બદલ્યો, અને તેની હદોને તોડી, આ વારસાના કાનૂનની બાબતમાં જે આજ્ઞાભંગ કરવામાં આવ્યો છે તે ખુદાની વિરૂદ્ધ ખુલ્લા બંડની હદ સુધી પહોંચે છે. કોઈક ઠેકાણે સ્ત્રીઓને વારસામાંથી કાયમ માટે વંચિત કરી દેવામાં આવી, કોઈક જગ્યાએ માત્ર જયેષ્ઠ પુત્રને વારસાનો હકકદાર ઠરાવવામાં આવ્યો, કયાંક વારસાની વહેંચણીની રીતનો ધરમૂળથી ત્યાગ કરવામાં આવ્યો અને સંયુકત કૌટુંબિક મિલ્કતની પદ્ધતિ અપનાવવામાં આવી. કયાંક સ્ત્રીઓ અને પુરુષોનો હિસ્સો સરખેસરખો

وَالّٰتِیْ یَاْتِیْنَ الْفَاحِشَةَ مِنْ نِّسَآئِكُمْ فَاسْتَشْهِدُوْا
عَلَیْهِنَّ اَرْبَعَةً مِّنْكُمْ ۚ فَاِنْ شَهِدُوْا فَاَمْسِكُوْهُنَّ فِی
الْبُیُوْتِ حَتّٰی یَتَوَفّٰهُنَّ الْمَوْتُ اَوْ یَجْعَلَ اللّٰهُ لَهُنَّ
سَبِیْلًا ﴿١٥﴾ وَالَّذٰنِ یَاْتِیٰنِهَا مِنْكُمْ فَاٰذُوْهُمَا ۚ فَاِنْ تَابَا وَ
اَصْلَحَا فَاَعْرِضُوْا عَنْهُمَا ؕ اِنَّ اللّٰهَ كَانَ تَوَّابًا رَّحِیْمًا ﴿١٦﴾

**તમારી સ્ત્રીઓમાંથી જે દુષ્કર્મ કરે તેમના માટે તમારામાંથી ચાર પુરુષોની સાક્ષી લો, અને જો ચાર પુરુષો સાક્ષી આપી દે તો તેમને ઘરોમાં બંધ રાખો એટલે સુધી કે તેમને મોત આવી જાય અથવા અલ્લાહ તેમના માટે કોઈ રસ્તો કાઢી આપે. અને તમારામાંથી જે આ કૃત્ય આચરે તે બન્નેને પીડા આપો, પછી જો તેઓ તૌબા કરે અને પોતાને સુધારી લે તો તેમને છોડી દો કારણ કે અલ્લાહ મોટો તૌબા સ્વીકારનાર અને દયા કરનાર છે.**[૨૬]

કરી દેવામાં આવ્યો, અને હવે આ જૂના બંડ સાથે અદ્યતન બંડ આ છે કે કેટલાક મુસ્લિમ રાજયો પશ્ચિમના લોકોના અનુસરણમાં મૃત્યુવેરો (Death Duty) તેમને ત્યાં લાગુ કરી રહ્યાં છે, જેનો અર્થ આ છે કે મરનારના વારસદારોમાં એક વારસદાર રાજય પણ છે જેનો હિસ્સો રાખવાનું અલ્લાહ ભૂલી ગયા હતા. જો કે ઈસ્લામી કાનૂન પ્રમાણે જો મરનારનો વારસો કોઈ રીતે રાજયને પહોંચતો હોય તો તે માત્ર એ રીતે પહોંચે છે કે, મરનારનો કોઈ નજીકનો કે દૂરનો સગો ન હોય, અને તેનો પાછળ મૂકેલો તમામ માલ બિનવારસી મિલ્કત (Unclaimed Properties) તરીકે સરકારી ભંડોળમાં જમા થઈ જાય, અથવા રાજય એ સંજોગોમાં કોઈ હિસ્સો મેળવી શકે છે જયારે મરનાર તેની વસીયતમાં રાજય માટે કોઈ હિસ્સો નકકી કરીને જાય.

(૨૬) આ બંને આયતોમાં વ્યભિચારની સજાનું વર્ણન કરવામાં આવ્યું છે. પહેલી આયત માત્ર વ્યભિચારી સ્ત્રીઓ વિષે છે અને તેમની સજા આ જણાવવામાં આવી છે કે, તેમને બીજો હુકમ આવે ત્યાં સુધી કેદમાં રાખવામાં આવે. બીજી આયત વ્યભિચારી પુરૂષ અને વ્યભિચારી સ્ત્રી બંને વિષે છે કે, બંનેને પીડા આપવામાં આવે, એટલે કે મારપીટ કરવામાં આવે, ભારે ઠપકો આપવામાં આવે અને તેમનું અપમાન કરવામાં આવે. વ્યભિચાર વિષે આ આરંભિક હુકમ હતો, ત્યાર પછી સૂરઃ નૂરની એ આયત ઊતરી જેમાં પુરુષ અને સ્ત્રી, બંને માટે, એક જ હુકમ આપવામાં આવ્યો કે, એમને ૧૦૦-૧૦૦ કોરડાં મારવામાં આવે. આરબવાસીઓ કેમ કે એ વખત સુધી કોઈ વિધિવત રાજયની તાબેદારી હેઠળ રહેવા માટે તથા અદાલત અને કાયદાની વ્યવસ્થાનું પાલન કરવા ટેવાયેલા ન હતાં એટલા માટે આ વાત ડહાપણની વિરૂદ્ધ હોત જો ઈસ્લામી રાજય કાયમ થતાંની

إِنَّمَا التَّوْبَةُ عَلَى اللّٰهِ لِلَّذِيْنَ يَعْمَلُوْنَ السُّوْٓءَ بِجَهَالَةٍ ثُمَّ
يَتُوْبُوْنَ مِنْ قَرِيْبٍ فَاُولٰٓئِكَ يَتُوْبُ اللّٰهُ عَلَيْهِمْ ؕ وَكَانَ اللّٰهُ
عَلِيْمًا حَكِيْمًا ﴿۱۷﴾ وَلَيْسَتِ التَّوْبَةُ لِلَّذِيْنَ يَعْمَلُوْنَ السَّيِّاٰتِ ۚ
حَتّٰٓى اِذَا حَضَرَ اَحَدَهُمُ الْمَوْتُ قَالَ اِنِّيْ تُبْتُ الْـٰٔنَ

**હા, આ જાણી લો કે અલ્લાહ ઉપર તૌબાના સ્વીકારનો હક્ક એ જ લોકો માટે છે જે અજાણતાં કોઈ ખરાબ કૃત્ય કરી બેસે છે અને એ પછી તરત જ તૌબા કરી લે છે. આવા લોકોની ઉપર અલ્લાહ તેની કૃપાદ્રષ્ટિથી ફરીથી ધ્યાન આપે છે અને અલ્લાહ બધી જ વાતોની ખબર રાખનાર અને ડહાપણવાળો છે. પરંતુ તૌબા એ લોકો માટે નથી જે ખરાબ કૃત્યો કરતાં જ રહે છે એટલે સુધી કે જ્યારે તેમનામાંથી કોઈના મૃત્યુનો સમય આવી જાય છે તે વખતે તે કહે છે કે હવે મેં તૌબા કરી.**

સાથે જ આ ફોજદારી કાનૂન બનાવીને તેમની ઉપર તાત્કાલિક રીતે લાગુ કરી દેવામાં આવત. અલ્લાહતઆલાએ તેમને ધીરે ધીરે ફોજદારી કાનૂનથી ટેવાવવા માટે પહેલાં વ્યભિચાર વિષે આ સજાઓ સૂચવી. પછી તબકકાવાર વ્યભિચાર, બોતાન - તહોમત અને ચોરીની હદો નકકી કરી, અને છેવટે આ જ આધારે ફોજદારી કાનૂન વિગતવાર રીતે બન્યો જે નબી સ.અ.વ. અને ખુલફાએરાશેદીનના રાજયમાં અમલમાં હતો.

તફસીરકર્તા સુદ્ધાંઓને આ બંનેના બહારથી દેખાતા ફરકના કારણે એવી ગેરસમજ થઈ છે કે પહેલી આયત પરણેલી સ્ત્રીઓ માટે છે અને બીજી આયત અપરિણીત સ્ત્રી અને પુરૂષ માટે. પરંતુ આ એક કમજોર તફસીર છે જેના ટેકામાં કોઈ વજનદાર દલીલ નથી. અને આનાથી વધારે કમજોર વાત આ છે જે અબૂ મુસ્લિમ અસ્ફહાનીએ લખ્યું છે કે પહેલી આયત સ્ત્રી અને સ્ત્રીના જાતીય સંબંધ વિષે છે અને બીજી આયત પુરૂષ અને પુરૂષ વચ્ચેના જાતીય સંબંધ વિષે છે. આશ્ચર્ય થાય છે કે અબૂ મુસ્લિમ જેવા વિદ્વાન માણસની નજર આ હકીકત તરફ કેમ ન ગઈ કે કુર્આન માનવ જીવન માટે કાયદા અને નીતિમત્તાનો ધોરી માર્ગ બનાવે છે, અને એ જ સમસ્યાઓની ચર્ચા કરે છે જે આ ધોરી માર્ગ ઉપર સામે આવે છે. ગલીઓ અને પગદંડીઓની વાત કરીએ તો એમની તરફ ધ્યાન આપવું અને એમાં સામે આવનારી ગૌણ સમસ્યાઓ ઉપર ચર્ચા કરવી, શાહી કલામ માટે કદાપિ યોગ્ય નથી. આવી વસ્તુઓને ઈજતિહાદ માટે છોડી દેવામાં આવી છે. આ જ કારણ છે કે નબી સ.અ.વ.ના જમાના પછી જયારે આ પ્રશ્ન ઊભો થયો કે પુરૂષ અને પુરૂષ વચ્ચેના જાતીય સંબંધ માટે શું સજા આપવામાં આવે ત્યારે સહાબીઓમાંથી કોઈએ પણ એમ ન સમજ્યું કે સૂરઃ નિસાની આ આયતમાં તેનો હુકમ મોજૂદ છે.

وَلَا الَّذِيْنَ يَمُوْتُوْنَ وَهُمْ كُفَّارٌ ۭ اُولٰۗىِٕكَ اَعْتَدْنَا لَهُمْ
عَذَابًا اَلِيْمًا ⑱ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا يَحِلُّ لَكُمْ اَنْ تَرِثُوا
النِّسَاۗءَ كَرْهًا ۭ وَلَا تَعْضُلُوْهُنَّ لِتَذْهَبُوْا بِبَعْضِ مَآ اٰتَيْتُمُوْهُنَّ

**અને આવી જ રીતે તૌબા એ લોકો માટે પણ નથી જે મૃત્યુપર્યંત કાફિર રહે. આવા લોકો માટે તો અમે પીડાકારી સજા તૈયાર કરી રાખી છે.[૨૭]**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, તમારા માટે આ હલાલ નથી કે બળજબરીપૂર્વક સ્ત્રીઓના વારસદાર બની બેસો[૨૮] અને એ પણ હલાલ નથી કે તેમને પજવીને એ મહરનો કેટલોક ભાગ પડાવી લેવાનો પ્રયત્ન કરો જે તમે તેમને આપી દીધેલો છો.**

(૨૭) તૌબાનો અર્થ પાછા ફરવું અને રજૂ થવાનો છે. ગુન્હો કર્યા પછી બંદા દ્વારા ખુદા સમક્ષ તૌબા કરવી એવો અર્થ ધરાવે છે કે એક ગુલામ કે જે તેના માલિકનો નાફરમાન બનીને તેનાથી વિમુખ થઈ ગયો હતો, હવે પોતાની કરણી બદલ પસ્તાય છે અને આજ્ઞાપાલનની તરફ પાછો વળ્યો છે. અને ખુદા તરફથી બંદા ઉપર તૌબાનો અર્થ આ છે કે ગુલામ તરફથી માલિકની કૃપાદ્રષ્ટિ જે દૂર થઈ ગઈ હતી તે નવેસરથી તેની તરફ પાછી વળી છે. અલ્લાહતઆલા આ આયતમાં કહે છે કે, મારે ત્યાં ક્ષમા માત્ર એ બંદાઓ માટે છે જે ઇરાદાપૂર્વક નહીં બલ્કે અજાણતાં કસૂર કરી બેસે છે, અને જયારે આંખ આગળથી અજ્ઞાનનો પડદો ખસી જાય છે ત્યારે પસ્તાઈને પોતાના કસૂર બદલ ક્ષમા માગી લે છે. આવા બંદા જયારે પણ પોતાની ભૂલ બદલ પસ્તાઈને પોતાના માલિકની તરફ પાછા ફરશે, ત્યારે તેઓ તેનો દરવાજો ખુલ્લો જોશે.

ઈં દરગહે મા દરગહે નૌમીદી નીસ્ત
સદબાર અગર તૌબા શિકસ્તી બાઝ આ

(અમારો આ દરબાર એ નિરાશાનું સ્થાન નથી. જો તું ૧૦૦ વખત તૌબા તોડે તો પણ પાછો આવ.)

પરંતુ તૌબા એ લોકો માટે નથી જે પોતાના ખુદાથી નિર્ભય તથા બેપરવા બનીને જીવનભર ગુન્હા પર ગુન્હા કરતાં જાય અને પછી બરાબર એ વખતે કે જયારે મોતનો ફરિશ્તો સામે ઊભો હોય ત્યારે માફી માગવા લાગે. આ જ વિષયને નબી સ.અ.વ. એ આ શબ્દોમાં વર્ણવ્યો છે, **ان الله يقبل توبة العبد ما لم يغرغر** "અલ્લાહ બંદાની તૌબા માત્ર ત્યાં સુધી જ સ્વીકારે છે જયાં સુધી મોતની નિશાનીઓ શરૂ ન થઈ જાય." કેમ કે પરીક્ષાનો સમયગાળો પૂરો થઈ ગયો અને જીવનનું પુસ્તક પુરૂં થઈ ગયું ત્યારે હવે પાછા ફરવાની કોઈ તક નથી. આવી જ રીતે, જયારે કોઈ માણસ કુફ્રની હાલતમાં આ દુનિયામાંથી વિદાય લે અને બીજા જીવનની સરહદમાં દાખલ થઈ પોતાની આંખો વડે જોઈ લે કે મામલો તેનાથી ઊલટો છે જે તે દુનિયામાં માનતો રહ્યો, તો એ વખતે માફી માગવાની કોઈ તક નથી.

(૨૮) આનો આશય આ છે કે, પતિના મરણ પછી તેના કુટુંબીજનો તેની વિધવાને મરનારનો વારસો

إِلَّآ أَن يَأْتِينَ بِفَٰحِشَةٍ مُّبَيِّنَةٍ ۚ وَعَاشِرُوهُنَّ بِٱلْمَعْرُوفِ ۚ
فَإِن كَرِهْتُمُوهُنَّ فَعَسَىٰٓ أَن تَكْرَهُوا۟ شَيْـًٔا وَيَجْعَلَ ٱللَّهُ فِيهِ
خَيْرًا كَثِيرًا ﴿١٩﴾ وَإِنْ أَرَدتُّمُ ٱسْتِبْدَالَ زَوْجٍ مَّكَانَ

**હા જો તેઓ કોઈ દેખીતું બદકારીનું કામ કરે (તો ચોક્કસ તેમને તકલીફ આપવાનો હક્ક છે.[૨૯]) તેમની સાથે ભલી રીતે જીવન ગુજારો. જો તેઓ તમને પસંદ ન હોય તો બની શકે છે કે એક વસ્તુ તમને પસંદ ન હોય પરંતુ અલ્લાહે તેમાં જ ઘણી ભલાઈ રાખી દીધી હોય.[૩૦] અને જો તમે એક પત્નીની જગ્યાએ બીજી પત્ની કરવાનો નિશ્ચય**

માનીને તેના વાલીવારસ ન બની જાય. સ્ત્રીનો પતિ જયારે મરી ગયો છે ત્યારે તે હવે મુકત છે. ઈદ્દતનો સમય પસાર કરીને ચાહે ત્યાં જાય, અથવા ચાહે તેની સાથે લગ્ન કરી લે.

(૨૯) માલ ઉડાવી નાખવા માટે નહીં બલ્કે દુરાચરણ કરવાની સજા આપવા માટે.

(૩૦) એટલે કે જો સ્ત્રી સુંદર ન હોય, અથવા તેમાં કોઈ એવી ખામી હોય જેના કારણે તે પતિને ન ગમે, તો એ યોગ્ય નથી કે પતિ તરત જ નારાજ થઈને તેને છોડવા માટે તૈયાર થઈ જાય. બને ત્યાં સુધી તેણે ધીરજ રાખવી જોઈએ. ઘણી વખત એવું બને છે કે, કોઈ સ્ત્રી સુંદર હોતી નથી પરંતુ તેની અંદર કેટલાક એવાં ગુણ હોય છે જે દાંપત્યજીવનમાં સુંદર રૂપ કરતાં વધારે મહત્ત્વ ધરાવે છે. જો તેને તેણીને એ ગુણોને બહાર લાવવાની તક મળે તો એ જ પતિકે જે શરૂઆતમાં માત્ર તેના રૂપની ખામીના કારણે નારાજ થતો હતો, તેના ચારિત્ર્યની સુંદરતા ઉપર મોહી જાય છે. આવી જ રીતે ઘણી વખત દાંપત્યજીવનની શરૂઆતમાં પત્નીની અમુક વાતો પતિને ગમતી નથી અને તે તેનાથી નારાજ થઈ જાય છે, પરંતુ જો તે ધીરજ રાખે અને પત્નીની તમામ શક્તિઓને બહાર આવવાની તક આપે તો તેની ઉપર આપોઆપ સાબિત થઈ જાય છે કે એ પત્નીમાં ખામીઓ કરતાં તેની ખૂબીઓ વધારે છે. એટલા માટે આ વાતને, પસંદ કરવામાં આવતી નથી કે કોઈપણ માણસ દાંપત્ય સંબંધોને કાપી નાખવામાં ઉતાવળ કરે. તલાક એટલે કે છૂટાછેડા છેલ્લો ઉપાય છે જેનો મજબૂરીની હાલતમાં જ ઉપયોગ કરવો જોઈએ. નબી સ.અ.વ.ના શબ્દો છે કે, **ابغض الحلال الى الله الطلاق** અર્થાત કે છૂટાછેડા જો કે કાયદેસર છે પરંતુ તમામ કાયદેસર કામોમાં અલ્લાહને સૌથી વધારે અણગમતી વસ્તુ હોય તો તે છૂટાછેડા છે. બીજી એક હદીસમાં છે કે **تزوجوا ولا تطلقوا فان الله لا يحب الذواقين والذواقات** એટલે કે લગ્ન કરો અને છૂટાછેડા ન આપો કેમ કે અલ્લાહ એવા પુરૂષો અને સ્ત્રીઓને પસંદ કરતો નથી જે ભમરાની જેમ ફૂલે ફૂલે સ્વાદ ચાખતા ફરે.

زَوْجٍ ۙ وَّ اٰتَيْتُمْ اِحْدٰىهُنَّ قِنْطَارًا فَلَا تَاْخُذُوْا مِنْهُ شَيْـًٔا ؕ
اَتَاْخُذُوْنَهٗ بُهْتَانًا وَّ اِثْمًا مُّبِيْنًا ۝٢٠ وَ كَيْفَ تَاْخُذُوْنَهٗ وَ قَدْ
اَفْضٰى بَعْضُكُمْ اِلٰى بَعْضٍ وَّ اَخَذْنَ مِنْكُمْ مِّيْثَاقًا غَلِيْظًا ۝٢١
وَ لَا تَنْكِحُوْا مَا نَكَحَ اٰبَآؤُكُمْ مِّنَ النِّسَآءِ اِلَّا مَا قَدْ سَلَفَ ؕ

**જ કરી લો તો પછી ભલે તમે તેને ઢગલો માલ આપ્યો હોય, તો પણ તેમાંથી કંઈપણ પાછું ન લેશો. શું તમે તેની ઉપર તહોમત મૂકીને અને ખૂલ્લો અન્યાય કરીને પાછું લેશો ? અને તમે તેને કેવી રીતે તે લઈ લેશો જ્યારે તમે એકબીજાને માણી ચૂકયાં છો અને તેઓ તમારી પાસેથી પાકો કરાર લઈ ચૂકી છે ?[૩૧]**

**અને જે સ્ત્રીઓ સાથે તમારા પિતાઓ લગ્ન કરી લીધેલાં હોય તેમની સાથે કદાપિ લગ્ન ન કરો, પરંતુ જે પહેલાં થઈ ગયું તે થઈ ગયું.[૩૨]**

---

(૩૧) પાકા વાયદાનો આશય નિકાહ છે, કેમ કે તે હકીકતમાં એક મજબૂત વફાદારીનો કરાર છે, જેના ટકી રહેવા ઉપર ભરોસો કરીને જ કોઈ સ્ત્રી પોતાની જાતને એક પુરૂષના હવાલે કરે છે. હવે જો પુરૂષ પોતાની મરજીથી તેને તોડે તો તેને એ અવેજ પાછું લેવાનો કોઈ હકક નથી જે કરાર કરતી વખતે તેને આપ્યો હતો. (જુઓ સૂરઃ બકરહ નોંધ ક્રમાંક - ૨૫૧)

(૩૨) સાંસ્કૃતિક અને સામાજિક સમસ્યાઓમાં જહાલતકાળની ખોટી પ્રથાઓને પ્રતિબંધિત ઠરાવતાં સામાન્ય રીતે કુર્આનમજીદમાં આ વાત જરૂર કહેવામાં આવે છે કે, જે થઈ ગયું તે થઈ ગયું . આના બે અર્થ છે. એક આ કે, જહાલતના જમાનામાં જે ભૂલો તમે કરતાં રહ્યાં છો તે બદલ પકડ કરવામાં આવશો નહીં, પરંતુ શરત એ છે કે, હવે હુકમ આવી ગયા પછી તમારૂં વર્તન સુધારી લો અને જે ખોટાં કામો છે તેમને ત્યજી દો. બીજું આ કે, પાછલા જમાનાની કોઈ રીત કે, જેને હવે હરામ ઠરાવવામાં આવી છે, તો આના ઉપરથી એવું તારણ કાઢવું યોગ્ય નથી કે પાછલા કાનૂન અથવા રિવાજ પ્રમાણે જે કામ પહેલાં કરી નાખવામાં આવ્યાં છે તેમને રદબાતલ, તથા તેમના કારણે આવેલા પરિણામોને ગેરકાનૂની, અને લાગુ પડેલી જવાબદારીઓ પણ રદ કરવામાં આવી રહી છે. દા.ત. જો સાવકી માતા સાથે લગ્ન કરવાને આજે હરામ ઠરાવવામાં આવ્યું છે તો આનો અર્થ એમ નથી કે જેટલા લોકોએ આવા લગ્ન કર્યા હતાં તેમની સંતાનને હરામી ઠરાવવામાં આવી રહી છે, અને તેમના પિતાઓના માલમાં તેમનો વારસાનો હકક રદ કરવામાં આવી રહ્યો છે. આવી જ રીતે, જો લેવડ-દેવડની કોઈ પદ્ધતિને પ્રતિબંધિત કરવામાં આવી હોય તો આનો અર્થ એ નથી કે, અગાઉ જેટલા મામલાઓ આ પદ્ધતિ પ્રમાણે થયાં છે તેમને પણ રદબાતલ ઠરાવી દેવામાં આવ્યાં છે, અને હવે એ બધો જ પૈસો જે આ પદ્ધતિથી લોકોએ કમાવ્યો હોય, તેમની પાસેથી પાછો લઈ લેવામાં આવશે, અથવા એ માલને હરામ ઠરાવી દેવામાં આવશે.




إِنَّهُ كَانَ فَاحِشَةً وَّمَقْتًا ۖ وَسَاءَ سَبِيلًا ﴿٢٢﴾ حُرِّمَتْ عَلَيْكُمْ أُمَّهَاتُكُمْ وَبَنَاتُكُمْ وَأَخَوَاتُكُمْ وَعَمَّاتُكُمْ وَخَالَاتُكُمْ

**હકીકતમાં આ એક નિર્લજ્જતાપૂર્ણ કૃત્ય છે, ઘૃણાસ્પદ છે અને બુરૂંચલન છે.[૩૩] (રુકૂઅ-૩)**

**તમારા માટે હરામ કરવામાં આવી તમારી માતાઓ,[૩૪] પુત્રીઓ,[૩૫] બહેનો,[૩૬] ફોઈઓ, માસીઓ,**

(૩૩) ઈસ્લામી કાનૂનમાં આ કૃત્ય ફોજદારી ગુન્હો છે અને તે પોલીસના હસ્તક્ષેપને પાત્ર છે. અબૂ દાઊદ, નસાઈ અને મુસ્નદ અહમદમાં આ રિવાયતો જોવા મળે છે કે નબી સ.અ.વ.એ આ અપરાધ કરનારા લોકોને મૃત્યુદંડ અને માલ-મિલ્કતની જપ્તીની સજા આપી છે. અને ઈબ્ને માજહએ ઈબ્ને અબ્બાસ રદિ. પાસેથી જે રિવાયત નોંધી છે તેના ઉપરથી જણાય છે કે, નબી સ.અ.વ.એ આ સામાન્ય નિયમ નક્કી કર્યો હતો કે من وقع على ذات محرم فاقتلوه "જે માણસ મુહર્રમાતમાંથી કોઈની સાથે વ્યભિચાર કરે તો તેને મૃત્યુદંડ આપો" શરીઅતના વિદ્વાનો વચ્ચે આ બાબતમાં મતભેદ છે. ઈમામ અહમદ તો એમ માને છે કે આવા માણસને મૃત્યુદંડ આપવામાં આવે અને તેની સંપત્તિ જપ્ત કરી લેવામાં આવે. ઈમામ અબૂ હનીફા, ઈમામ માલિક અને ઈમામ શાફઈનો મત આ છે કે, જો તેણે મુહર્રમાતમાંથી કોઈની સાથે વ્યભિચાર કર્યો હોય તો તેની ઉપર વ્યભિચારની સજા લાગુ પાડવાની રહેશે, અને જો લગ્ન કર્યા હોય તો તેણે સખત પદાર્થપાઠ આપતી સજા આપવામાં આવશે.

(૩૪) 'માતા' નો શબ્દ સગી અને સાવકી, એમ બંને પ્રકારની માતાઓને લાગુ પડે છે એટલા માટે બંને હરામ છે. આ ઉપરાંત, આ જ હુકમમાં પિતાની માતા અને માતાની માતાનો પણ સમાવેશ થાય છે.

એ બાબતે મતભેદ પ્રવર્તે છે કે જે સ્ત્રી સાથે પિતાનો ગેરકાનૂની સંબંધ રહી ચુકયો હોય તે પણ પુત્ર માટે હરામ છે કે નહીં. સલફમાંથી કેટલાક આને હરામ હોવાનું માનતાં નથી, અને અમુક આને પણ હરામ ઠરાવે છે, બલ્કે તેમને ત્યાં જે સ્ત્રીને પિતાએ જાતીય ઈચ્છા સાથે સ્પર્શ કર્યો હોય તે પણ પુત્ર માટે હરામ છે. આવી જ રીતે સલફમાં આ બાબતે પણ મતભેદ રહ્યો છે કે જે સ્ત્રી સાથે પુત્રનો જાતીય સંબંધ રહી ચૂકયો હોય તે પિતા માટે હરામ છે કે કેમ ? અને જે પુરૂષ સાથે માતા અથવા પુત્રીનો જાતીય સંબંધ રહ્યો હોય અથવા પાછળથી થઈ જાય, ત્યારે તેની સાથે લગ્ન માતા અને પુત્રી બંને માટે હરામ છે કે કેમ ? આ બાબતમાં કાનૂની ચર્ચાઓ ખૂબ લાંબી છે, પરંતુ આ વાત સહેજ પણ સંકોચ વિના સમજી શકાય છે કે કોઈપણ પુરૂષના નિકાહમાં એવી સ્ત્રીનું હોવું કે જેની ઉપર પિતા અથવા તેનો પુત્ર પણ નજર રાખતો હોય. અથવા માતા અથવા પુત્રી ઉપર પણ તેની નજર હોય, એક તંદુરસ્ત સમાજજીવન માટે કોઈપણ રીતે યોગ્ય હોઈ શકે નહીં. ખુદાઈ કાનૂનનો સ્વભાવ આ બાબતમાં એ સુક્ષ્મ કાનૂની ચર્ચાઓનો સ્વીકાર કરતો નથી જેના આધારે નિકાહ અને ગેરનિકાહ, અને નિકાહ પૂર્વે અને નિકાહ પછી, અને સ્પર્શ તથા નજર, વગેરેમાં ફરક કરવામાં આવે છે. સીધી અને ચોખ્ખી વાત આ છે કે, કૌટુંબિક જીવનમાં એક જ સ્ત્રીની સાથે પિતા અને પુત્રનો, અથવા એક જ પુરૂષની સાથે માતા અને પુત્રીનું, જાતીય ઈચ્છાઓ સાથે જોડાયેલાં હોવું ભારે બગાડનું કારણ છે અને શરીઅતનો કાયદો આને કોઈપણ

وَ بَنٰتُ الْاَخِ وَ بَنٰتُ الْاُخْتِ وَ اُمَّهٰتُكُمُ الّٰتِيْٓ اَرْضَعْنَكُمْ وَ اَخَوٰتُكُمْ مِّنَ الرَّضَاعَةِ وَ اُمَّهٰتُ نِسَآئِكُمْ وَ رَبَآئِبُكُمُ الّٰتِيْ

**ભત્રીજીઓ, ભાણીઓ[૩૭] અને તમારી એ માતાઓ જેમણે તમને ધવડાવ્યાં હોય, અને તમારી દૂધ--બહેનો,[૩૮] અને તમારી પત્નીઓની માતાઓ,[૩૯] અને તમારી પત્નીઓની પુત્રીઓ જેમણે**

સંજોગોમાં સહન કરતો નથી. નબી સ.અ.વ.એ કહ્યું છે કે **من نظر الیٰ فرج امرأ حرمت علیه امّها و ابنتها** "જે પુરૂષે કોઈ સ્ત્રીના ગુપ્તાંગો ઉપર નજર નાખી હોય તેની માતા અને પુત્રી બંને તેના માટે હરામ છે." અને **لا ینظر الله الیٰ رجل نظر الیٰ فرج امرأة و ابنتها** "ખુદા એવા માણસનું મોઢું જોવાનું પસંદ કરતો નથી જે એક સાથે માતા અને પુત્રી, બન્નેના ગુપ્તાંગો ઉપર નજર નાખે." આ રિવાયતો ઉપરથી શરીઅતના કાનૂનનો ઈરાદો સ્પષ્ટ થઈ જાય છે.

(૩૫) પુત્રીના હુકમમાં પૌત્રી અને દૌહિત્રી પણ સામેલ છે. અલબત્ત, એ બાબતે મતભેદ છે કે ગેરકાયદે જાતીય સંબંધોના પરિણામે જે પુત્રી જન્મી હોય તે પણ હરામ છે કે કેમ ઈમામ અબૂ હનીફા, ઈમામ માલિક અને ઈમામ અહમદ બિન હંબલના મતે તેઓ પણ કાયદેસર પુત્રીની જેમ જ મુહર્રમાતમાંથી છે, અને ઈમામ શાફઈના મતે તેઓ મુહર્રમાતમાંથી નથી. પરંતુ હકીકતમાં આ વિચાર પણ સારા સ્વભાવ માટે બોજારૂપ છે કે, જે છોકરી વિષે માણસ આ જાણતો હોય કે તે તેના જ બીજનું સંતાન છે, તેની સાથે લગ્ન કરવાનું તેના માટે કાયદેસર હોય.

(૩૬) સગી બહેન અને એક માની દીકરી તથા એક પિતાની દીકરી, ત્રણેય આ હુકમમાં સમાન છે.

(૩૭) આ તમામ સંબંધોમાં સગા અને સાવકા વચ્ચે કોઈ ફરક નથી. પિતા અને માતાની બહેન, ચાહે સગી હોય કે સાવકી, અથવા એક બાપથી, દરેક સંજોગોમાં તે પુત્ર માટે હરામ છે. આવી જ રીતે, ભાઈ અને બહેન, ચાહે સગાં હોય કે સાવકાં, અથવા એક બાપથી, તેમની પુત્રીઓ કોઈપણ માણસ માટે તેની પોતાની પુત્રીની જેમ જ હરામ છે.

(૩૮) આ બાબતમાં તમામ મસ્લકના વિદ્વાનો વચ્ચે સર્વસંમતિ છે કે, કોઈ છોકરા કે છોકરીએ જે સ્ત્રીનું ધાવણ લીધું હોય તેના માટે તે સ્ત્રી માતાના હુકમમાં, અને તેનો પતિ બાપના હુકમમાં છે. અને એ તમામ સંબંધો જે સગી માતા અને પિતા તરફથી હરામ હોય છે, ધાવણ આપનાર માતા અને પિતાના સંબંધથી પણ હરામ થઈ જાય છે. આ હુકમનું સ્રોત નબી સ.અ.વ.ના આ શબ્દો છે કે, **یحرم من الرضاع ما یحرم من النسب** અલબત્ત, એ બાબતમાં મતભેદ છે કે ધાવણની હુર્મત કેટલા પ્રમાણમાં ધાવણ લેવાથી પુરવાર થાય છે. ઈમામ અબૂ હનીફા અને ઈમામ માલિકના મતે જેટલા જથ્થાથી રોઝાદારનો રોઝો તૂટી શકે છે એટલા જ પ્રમાણમાં જો બાળક કોઈનું ધાવણ લઈ લે તો હુર્મત સાબિત થઈ જાય છે. પરંતુ ઈમામ અહમદના મતે ત્રણ વખત ધાવણ લેવાથી, તથા ઈમામ શાફઈને ત્યાં પાંચ વખત ધાવણ લેવાથી આ હુર્મત સાબિત થાય છે. આ ઉપરાંત આ બાબતમાં પણ મતભેદ છે કે, કઈ ઉંમરે ધાવણ લેવાથી આ સંબંધ હરામ થઈ જાય છે. આ બાબતમાં ઈસ્લામી કાયદાના

فِىۡ حُجُوۡرِكُمۡ مِّنۡ نِّسَآٮِٕكُمُ الّٰتِىۡ دَخَلۡتُمۡ بِهِنَّ فَاِنۡ لَّمۡ تَكُوۡنُوۡا دَخَلۡتُمۡ بِهِنَّ فَلَا جُنَاحَ عَلَيۡكُمۡ وَحَلَاۤٮِٕلُ اَبۡنَآٮِٕكُمُ

**તમારા ખોળામાં ઉછેર મેળવેલો છે[૪૦] — એ પત્નીઓની પુત્રીઓ જેમની સાથે તમારો પતિ-પત્ની તરીકેનો સંબંધ થઈ ગયેલો હોય. નહીં તો જો (માત્ર લગ્ન થયાં હોય અને) પતિ-પત્નીનો સંબંધ ન થયો હોય તો (તેમને છોડીને તેમની પુત્રીઓ સાથે લગ્ન કરી લેવામાં) તમારી ઉપર કોઈ પકડ નથી — અને તમારા એ પુત્રોની પત્નીઓ**

---

નિષ્ણાંતોના કથનો નીચે પ્રમાણે છે :

(૧) એ જ જમાના ના ધાવણને ગણતરીમાં લેવામાં આવશે જયારે બાળકનું ધાવણ છોડાવવામાં આવેલું ન હોય, અને ધાવણ ઉપર જ તેના ખોરાકનો આધાર હોય. નહીં તો ધાવણ છોડાવી દીધા પછી જો કોઈ બાળકે બીજી સ્ત્રીનું ધાવણ લીધું હોય તો તેની હેસિયત એવી જ છે જેમકે તેણે પાણી પી લીધું. આ મત ઉમ્મેસલમા રદિ. અને ઈબ્નેઅબ્બાસ રદિ.નો છે. હઝરત અલી રદિ. દ્વારા પણ એક રિવાયત આ અર્થમાં આવેલી છે. ઝુહરી, હસન બસરી, કતાદા, ઈકરિમહ અને ઔઝાઈ પણ આમ જ માને છે.

(૨) બે વર્ષની ઉંમરની અંદર જે ધાવણ લેવામાં આવ્યું હોય માત્ર તેનાથી જ ધાવણની હુર્મત સાબિત થશે. આ મત હઝરત ઉમર રદિ., ઈબ્નેમસઊદ, અબૂ હુરૈરા અને ઈબ્ને ઉમરનું કથન છે, અને શરીઅતના કાયદાશાસ્ત્રીઓમાંથી ઈમામ શાફઈ, ઈમામ અહમદ, ઈમામ અબૂ યૂસુફ, ઈમામ મુહમ્મદ અને સુફયાન સૌરીએ તેનો સ્વીકાર કર્યો છે. ઈમામ અબૂ હનીફા દ્વારા પણ એક કથન આના જ ટેકામાં નોંધાયેલું છે. ઈમામ માલિક પણ આ જ મર્યાદામાં માને છે, પરંતુ તેઓ કહે છે કે બે વર્ષ કરતાં જો મહિના બે મહિના વધારે ઉંમર પણ હોય તો તેમાં ધાવણ લેવાનો આ જ હુકમ છે.

(૩) ઈમામ અબૂ હનીફા તથા ઈમામ ઝુફરનું વિખ્યાત કથન આ છે કે, ધાવણનો સમય અઢી વર્ષ છે અને તેની અંદર ધાવણ લેવાથી ધાવણની હુર્મત સાબિત થાય છે.

(૪) ગમે તે ઉંમરમાં ધાવણ લેવામાં આવે તો તેની હુર્મત સાબિત થઈ જશે. એટલે કે આ મામલામાં અસલ મુદ્દો દૂધનો છે, નહીં કે ઉંમરનો. પીનાર જો વૃદ્ધ પણ હોય તો તેનો હુકમ આ જ છે જે ધાવણા બાળકનો છે. આ જ અભિપ્રાય હઝરત આઇશા રદિ.નો છે અને હઝરત અલી રદિ. મારફતે પણ વધુ સહીહ-પ્રમાણભૂત-રિવાયત આના ટેકામાં નોંધાયેલી છે. શરીઅતના કાનૂનશાસ્ત્રીઓમાંથી ઉર્વાહ બિન ઝુબૈર, અતા, લૈસ બિન સઅદ અને ઈબ્ને હઝ્મ દ્વારા આ જ કથન અપનાવવામાં આવ્યું છે.

(૩૯) એ બાબતે મતભેદ પ્રવર્તે છે કે, જે સ્ત્રીની સાથે માત્ર નિકાહ જ થયો હોય તેની માતા હરામ છે કે કેમ. ઈમામ અબૂ હનીફા, માલિક, અહમદ અને શાફઈ તેની હુર્મતમાં માને છે. અને હઝરત અલી રદિ.નો અભિપ્રાય એવો છે કે જયાં સુધી કોઈ સ્ત્રી સાથે સહવાસ ન થયો હોય ત્યાં સુધી તેની માતા હરામ થતી નથી.

(૪૦) આવી છોકરીનું હરામ હોવું એ શરત ઉપર આધારિત નથી કે તે સાવકા પિતાના ઘરમાં ઉછેર

الَّذِيْنَ مِنْ اَصْلَابِكُمْ ۙ وَ اَنْ تَجْمَعُوْا بَيْنَ الْاُخْتَيْنِ اِلَّا
مَا قَدْ سَلَفَ ؕ اِنَّ اللّٰهَ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ﴿۲۳﴾ ۙ

وَّ الْمُحْصَنٰتُ مِنَ النِّسَآءِ اِلَّا مَا مَلَكَتْ اَيْمَانُكُمْ ۚ
كِتٰبَ اللّٰهِ عَلَيْكُمْ ۚ وَ اُحِلَّ لَكُمْ مَّا وَرَآءَ ذٰلِكُمْ اَنْ تَبْتَغُوْا

**જે તમારી કેડમાંથી હોય.[૪૧] અને આ પણ તમારા માટે હરામ કરવામાં આવ્યું છે કે એકીસાથે બે બહેનોને ભેગી કરો,[૪૨] પરંતુ અગાઉ જે થઈ ગયું તે થઈ ગયું, અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે.[૪૩] અને એ સ્ત્રીઓ પણ તમારા માટે હરામ છે જે કોઈ બીજાના લગ્નબંધનમાં હોય, (મુહસનાત) અલબત્ત, એવી સ્ત્રીઓ આમાંથી બાકાત છે જે (યુદ્ધમાં) તમારા હાથમાં આવે.[૪૪] આ અલ્લાહનો કાનૂન છે જેનું પાલન તમારા માટે ફરજિયાત કરી દેવામાં આવ્યું છે.**

**આ સિવાયની જેટલી સ્ત્રીઓ છે તેમને તમારા માલ દ્વારા પ્રાપ્ત કરવાનું તમારા માટે**

પામી છે. આ શબ્દો અલ્લાહતઆલાએ આ સંબંધની નજાકતને જાહેર કરવા માટે વાપર્યા છે. શરીઅતના કાયદાશાસ્ત્રીઓ આ બાબતમાં લગભગ સર્વસંમત્ત છે કે સાવકી પુત્રી પુરૂષ માટે કોઈપણ સંજોગોમાં હરામ છે, ચાહે તેનો ઉછેર સાવકા પિતાના ઘરમાં થયો હોય કે ન થયો હોય.

(૪૧) આ બંધન આ હેતુથી ઉમેરવામાં આવ્યું છે કે, જેને માણસે પુત્ર બનાવી લીધો હોય તેની વિધવા અથવા છૂટાછેડા પામેલી સ્ત્રી, માણસ માટે હરામ નથી. હરામ માત્ર એ પુત્રની પત્ની છે જે માણસના પોતાના બીજમાંથી હોય, અને પુત્રની જેમ જ પૌત્ર અને દૌહિત્રની પત્ની પણ દાદા અને નાના માટે હરામ છે.

(૪૨) નબી સ.અ.વ.નો હુકમ છે કે, માસી અને ભાણી, તથા ફોઈ અને ભત્રીજીને પણ એક સાથે નિકાહમાં રાખવી હરામ છે. આ બાબતમાં એટલો નિયમ સમજી લેવો જોઈએ કે એવી બે સ્ત્રીઓને ભેગી કરવી કોઈ પણ સંજોગોમાં હરામ છે જેમાંથી કોઈ એક જો પુરૂષ હોત તો તેનો નિકાહ બીજી સાથે હરામ હોત.

(૪૩) એટલે કે જહાલતકાળમાં જે અત્યાચાર તમે લોકો કરતાં રહ્યાં છો કે, બે બહેનોને એકી સાથે પરણી જતાં હતાં તેના માટે પૂછવામાં નહીં આવે, એ શરતે કે, હવે તેનાથી દૂર રહો. (જુઓઃ નોંધ ક્રમાંક -૩૨) આના જ આધારે આ હુકમ છે કે, જે માણસે કુફ્રની હાલતમાં બે બહેનોને નિકાહમાં ભેગી કરી હોય, તેણે ઈસ્લામનો સ્વીકાર કર્યા પછી એકને રાખવી અને બીજીને છોડી દેવી પડશે.

(૪૪) એટલે કે જે સ્ત્રીઓ યુદ્ધમાં કેદ પકડાઈને આવી હોય અને જેમના કાફિર પતિઓ દારૂલહર્બ એટલે કે યુદ્ધે ચઢેલા દેશમાં હયાત હોય, તેઓ હરામ નથી, કેમ કે દારૂલહર્બમાંથી દારૂલઈસ્લામમાં આવ્યા પછી તેમના નિકાહ તૂટી ગયાં. આવી સ્ત્રીઓની સાથે નિકાહ પણ કરી શકાય છે, અને જેની માલિકી હેઠળ તે તેમનો

જાતીય લાભ પણ લઈ શકે છે. અલબત્ત, શરીઅતના કાયદાવિદો વચ્ચે આ બાબતમાં મતભેદ છે કે, જો પતિ-પત્ની બંને એક સાથે કેદ પકડાય ત્યારે એમના વિષે શું હુકમ છે. ઈમામ અબૂ હનીફા અને તેમના સાથીઓ કહે છે કે તેમનો નિકાહ ચાલુ રહેશે, અને ઈમામ માલિક તથા શાફઈનો મત એવો છે કે, તેમનો નિકાહ પણ બાકી નહીં રહે.

દાસીઓનો જાતીય લાભ ઉઠાવવાની બાબતમાં લોકો ઘણી ગેરસમજો ધરાવે છે, એટલા માટે નીચેના પ્રશ્નોને સારી રીતે સમજી લેવાં જોઈએઃ

(૧) જે સ્ત્રીઓ યુદ્ધમાં કેદ પકડાય તેમને પકડતાં જ દરેક સૈનિક તેમનો જાતીય લાભ ઉઠાવવાનો હક્ક ધરાવતો નથી, બલ્કે ઈસ્લામી કાનૂન એવો છે કે, આવી સ્ત્રીઓ રાજયને હવાલે કરી દેવામાં આવશે. રાજયને અધિકાર છે કે, ચાહે તો તેમને મુકત કરી દે, ચાહે તો તેમની પાસેથી ફિદયો લે, ચાહે તો તેમની અદલાબદલી એ મુસલમાન કેદીઓની સામે કરે જે દુશ્મનના કબજામાં હોય, અને ચાહે તો તેમને સૈનિકો વચ્ચે વહેંચી આપે. કોઈ પણ સૈનિક માત્ર એ જ સ્ત્રીનો જાતીય લાભ ઉઠાવવાનો અધિકાર ધરાવે છે જે રાજય તરફથી નિયમાનુસાર તેના કબજામાં આપવામાં આવી હોય.

(૨) જે સ્ત્રી આવી રીતે કોઈના માલિકીપણામાં આપી દેવામાં આવે તેનો ત્યાં સુધી જાતીય લાભ લઈ શકાય નહીં જયાં સુધી તેને એક વખત માસિક આવી ન જાય, અને એ ખાત્રી ન થઈ જાય કે તે સગર્ભા નથી, અને જો તે સગર્ભા હોય તો પ્રસૂતિ પહેલાં પણ જાતીય લાભ લેવો ગેરકાનૂની છે.

(૩) યુદ્ધમાં પકડાયેલી સ્ત્રીઓનો જાતીય લાભ લેવાની બાબતમાં એવી શરત નથી કે તે એહલેકિતાબ એટલે કે ગ્રંથવાળાઓમાંથી હોય. તેમનો ધર્મ ગમે તે હોય પણ જયારે તેમને વહેંચી દેવામાં આવે ત્યારે જે જેમના હિસ્સામાં આવે તે તેનો જાતીય લાભ લઈ શકે છે.

(૪) જે સ્ત્રી જે પુરૂષના હિસ્સામાં આપી દેવામાં આવી હોય માત્ર તે જ તેનો જાતીય લાભ લઈ શકે છે, બીજા કોઈને તેને અડવાનો કોઈ અધિકાર નથી. આ સ્ત્રીથી જે સંતાન થશે તે એ જ માણસની કાયદેસર સંતાન ગણવામાં આવશે જેની માલિકીમાં એ સ્ત્રી છે. એ સંતાનના કાનૂની હક્કો એ જ હશે જે શરીઅતમાં તેના સંતાન માટે ઠરાવવામાં આવેલાં છે. સંતાનવાળી થઈ ગયા પછી તે સ્ત્રીને વેચી શકાશે નહીં, અને માલિકનું મરણ થતાં જ તે આપોઆપ મુકત થઈ જશે.

(૫) જે સ્ત્રી આવી રીતે કોઈ પુરૂષની માલિકીમાં આવી હોય, અને તેને જો તેનો માલિક બીજા કોઈ પુરુષના નિકાહમાં આપી દે, તો પછી માલિકને તેની પાસેથી બીજી સેવાઓ લેવાનો હક્ક તો રહે છે પરંતુ જાતીય લાભ લેવાનો હકક બાકી રહેતો નથી.

(૬) જેવી રીતે શરીઅતે પત્નીઓની સંખ્યા પર ચારની મર્યાદા મૂકી છે એવી રીતે દાસીઓની સંખ્યા પર મૂકી નથી. પરંતુ આ મામલામાં કોઈ મર્યાદા નહીં મૂકવા પાછળ શરીઅતનો ઈરાદો એવો ન હતો કે ધનવાન લોકો અસંખ્ય દાસીઓ ખરીદી-ખરીદીને ભેગી કરી લે અને પોતાના ઘરને ઐયાશીનો અડ્ડો બનાવી દે, બલ્કે હકીકતમાં આ મામલામાં સંખ્યા નિશ્ચિત નહીં કરવાનું કારણ આ છે કે યુદ્ધની પરિસ્થિતિ નક્કી કરી શકાતી નથી.

(૭) મિલ્કત ધારણ કરવાના બીજા અધિકારોની જેમ જ એ માલિકી હક્કો પણ તબદીલ થઈ શકે છે જે કોઈ વ્યક્તિને કાનૂનની રૂએ એક યુદ્ધ કેદી ઉપર રાજયે આપ્યાં હોય.

بِاَمْوَالِكُمْ مُّحْصِنِيْنَ غَيْرَ مُسٰفِحِيْنَ ۭ فَمَا اسْتَمْتَعْتُمْ بِهٖ مِنْهُنَّ
فَاٰتُوْهُنَّ اُجُوْرَهُنَّ فَرِيْضَةً ۭ وَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا تَرٰضَيْتُمْ بِهٖ مِنْۢ
بَعْدِ الْفَرِيْضَةِ ۭ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا حَكِيْمًا ﴿٢٤﴾ وَمَنْ لَّمْ يَسْتَطِعْ مِنْكُمْ
طَوْلًا اَنْ يَّنْكِحَ الْمُحْصَنٰتِ الْمُؤْمِنٰتِ فَمِنْ مَّا مَلَكَتْ اَيْمَانُكُمْ
مِّنْ فَتَيٰتِكُمُ الْمُؤْمِنٰتِ ۭ وَاللّٰهُ اَعْلَمُ بِاِيْمَانِكُمْ ۭ بَعْضُكُمْ مِّنْۢ بَعْضٍ ۚ

---

**હલાલ કરી દેવામાં આવ્યું છે, એ શરતે કે લગ્નબંધનમાં તેમને સુરક્ષિત કરો, એમ નહીં કે સ્વછંદતાપૂર્વક કામવાસના પૂરી કરો. પછી દાંપત્યજીવનનો જે આનંદ તમે તેમની પાસેથી મેળવો તેના બદલામાં તેમનાં મહર ફરજ તરીકે ચૂકવો, અલબત્ત, મહર નક્કી થઈ ગયા પછી પરસ્પર રાજીખુશીથી તમારી વચ્ચે જો કોઈ સમજૂતી થઈ જાય તો તેમાં કોઈ હરજ નથી, અલ્લાહ જાણનાર અને ડહાપણવાળો છે. અને તમારામાંથી જે માણસ એટલી શકિત ન ધરાવતો હોય કે ખાનદાની મુસલમાન સ્ત્રીઓ (મુહસનાત) સાથે લગ્ન કરી શકે તો તેણે તમારી એ ગુલામ સ્ત્રીઓમાંથી કોઈની સાથે લગ્ન કરી લેવું જોઈએ જે તમારા કબજામાં હોય અને મુસલમાન હોય. અલ્લાહ તમારા ઈમાનોની સ્થિતિને સારી રીતે જાણે છે, તમે સૌ એક જ સમુદાયના લોકો છો,**[૪૫]

---

(૮) રાજ્ય તરફથી મિલ્કતના અધિકારો વિધિવત રીતે આપવામાં આવે તે એવું જ એક કાનૂની કૃત્ય છે જે રીતે નિકાહ એક કાનૂની કૃત્ય છે. એટલા માટે કોઈ કારણ નથી કે જે માણસ નિકાહમાં કોઈ પણ જાતનો અણગમો અનુભવતો નથી તે ખોટી રીતે દાસી સાથે જાતીય લાભ લેવામાં અણગમો અનુભવે.

(૯) યુદ્ધ કેદીઓમાંથી એક સ્ત્રીને કોઈ પુરૂષની માલિકીમાં આપી દીધા પછી રાજ્ય તેને પાછી લઈ લેવાનો અધિકાર ધરાવતું નથી, બિલકુલ એવી જ રીતે જેવી રીતે કોઈ સ્ત્રીનો વાલી કોઈના નિકાહમાં આપી દીધા પછી તેને પાછી લેવાનો અધિકાર ધરાવતો નથી.

(૧૦) જો કોઈ લશ્કરી સેનાપતિ હંગામી ધોરણે પોતાના સૈનિકોને સ્ત્રીઓ મારફતે જાતીય તરસ સંતોષવા માટે પરવાનગી આપી દે અને માત્ર થોડા સમય માટે તેમને લશ્કરમાં વહેંચી દે, તો આ ઈસ્લામી કાનૂનની રૂએ તદ્દન ગેરકાનૂની કૃત્ય છે. આમાં અને વ્યભિચારમાં કોઈ ફરક નથી, અને વ્યભિચાર ઈસ્લામી કાનૂનમાં અપરાધ છે. (વિગતવાર ચર્ચા માટે જૂઓ મારૂં પુસ્તક ''તફહીમાત'' ભાગ-ર અને ''રસાઈલોમસાઈલ'' ભાગ-૧)

**(૪૫)** એટલે કે સમાજની અંદર લોકોની વચ્ચે દરજ્જાના જે તફાવત છે તે માત્ર એક આદરની વસ્તુ છે,

فَانْكِحُوْهُنَّ بِاِذْنِ اَهْلِهِنَّ وَاٰتُوْهُنَّ اُجُوْرَهُنَّ بِالْمَعْرُوْفِ
مُحْصَنٰتٍ غَيْرَ مُسٰفِحٰتٍ وَّلَا مُتَّخِذٰتِ اَخْدَانٍ ۚ فَاِذَآ اُحْصِنَّ
فَاِنْ اَتَيْنَ بِفَاحِشَةٍ فَعَلَيْهِنَّ نِصْفُ مَا عَلَى الْمُحْصَنٰتِ
مِنَ الْعَذَابِ ؕ ذٰلِكَ لِمَنْ خَشِىَ الْعَنَتَ مِنْكُمْ ؕ وَاَنْ

**તેથી તેમના વાલીઓની પરવાનગીથી તેમની સાથે લગ્ન કરી લો અને પ્રચલિત રીતે તેમનાં મહર ચૂકવી દો, કે જેથી તેઓ લગ્નબંધનમાં સુરક્ષિત (મુહસનાત) થઈ રહે, સ્વછંદતાપૂર્વક કામવાસના પૂરી કરતી ન ફરે અને ન તો છાનેછપને યારીઓ કરે. પછી જ્યારે તેઓ લગ્નબંધનમાં સુરક્ષિત થઈ જાય અને ત્યારપછી કોઈ બદકારી કરી બેસે તો તેમના માટે એ સજાના પ્રમાણમાં અડધી સજા છે જે ખાનદાની સ્ત્રીઓ (મુહસનાત) માટે ઠરાવેલી[૪૬] છે. આ સરળતા[૪૭] તમારામાંથી એ લોકો માટે ઊભી કરવામાં આવી છે જેમને લગ્ન ન કરવાથી સંયમનો અંકુશ તૂટી જવાનો ભય હોય. પરંતુ જો**

નહીં તો હકીકતમાં તમામ મુસલમાનો સમાન છે, અને જે તફાવતનું કોઈ સાચું કારણ તેમની વચ્ચે હોય તો તે ઈમાન છે, જે માત્ર ઉચ્ચ કુળોનો જ હિસ્સો નથી. બની શકે કે એક દાસી/ગુલામસ્ત્રી ઈમાન અને નૈતિકતાની બાબતમાં એક કુળવાન સ્ત્રીની સરખામણીમાં સારી હોય.

(૪૬) ઉપરછલ્લી રીતે જોતાં અત્રે એક ગૂંચવણ ઉભી થાય છે જેનો લાભ ખ્વારજી ફિર્કાએ અને એ બીજા લોકોએ ઉઠાવ્યો છે કે જે રજમનો ઇનકાર કરે છે. તેઓ કહે છે કે "જો પરણેલી સ્ત્રી માટે ઇસ્લામી શરીઅતમાં વ્યભિચારની સજા રજમ છે તો તેની અડધી સજા શું હોઈ શકે જે દાસીને આપવામાં આવે. એટલા માટે આ આયત એ વાતની પૂર્ણ દલીલ છે કે ઇસ્લામમાં રજમની સજા છે જ નહીં." પરંતુ આ લોકોએ કુર્આનના શબ્દો ઉપર વિચાર કર્યો જ નથી. આ રુકૂઅમાં મુહસનાત مُحْصَنٰتٌ શબ્દ (સુરક્ષિત સ્ત્રીઓ) બે અલગ અલગ અર્થોમાં વાપરવામાં આવ્યો છે. એક, પરણેલી સ્ત્રીઓ કે જેમને પતિની સુરક્ષા પ્રાપ્ત છે, બીજું, કુળવાન સ્ત્રીઓ જેમને કુટુંબની સુરક્ષા પ્રાપ્ત હોય કે જ્યારે તેઓ પરણેલી ન હોય. ચર્ચા હેઠળની આયતમાં મુહસનાત مُحْصَنٰتٌ શબ્દ દાસીની સરખામણીમાં કુળવાન સ્ત્રીઓ માટે બીજા અર્થમાં વાપરવામાં આવ્યો છે, નહીં કે પહેલા અર્થમાં, જે આયતના વિષય ઉપરથી સ્પષ્ટ રીતે દેખાય છે. આનાથી વિરૂદ્ધ, દાસીઓ માટે મુહસનાતનો مُحْصَنٰتٌ શબ્દ પહેલા અર્થમાં વપરાયો છે અને સ્પષ્ટ શબ્દોમાં કહેવામાં આવ્યું છે કે, જ્યારે તેમને નિકાહનું રક્ષણ પ્રાપ્ત થઈ જાય (فَاِذَآ اُحْصِنَّ) ત્યારે તેમના માટે વ્યભિચારનું આચરણ કરવા માટેની એ સજા છે જે ઉપર વર્ણવામાં આવી છે. હવે જો ઊંડું ઉતરીને જોવામાં આવે તો આ વાત તદ્દન સ્પષ્ટ થઈ જાય છે કે કુળવાન સ્ત્રીઓને બે સુરક્ષાઓ મળે છેઃ એક કુળનું રક્ષણ, જેના કારણે તેઓ લગ્ન કર્યા સિવાય પણ 'મુહસના'




تَصْبِرُوْا خَيْرٌ لَّكُمْ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٢٥ ع يُرِيْدُ اللّٰهُ
لِيُبَيِّنَ لَكُمْ وَيَهْدِيَكُمْ سُنَنَ الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ وَ
يَتُوْبَ عَلَيْكُمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۝٢٦ وَاللّٰهُ يُرِيْدُ اَنْ

**તમે ધૈર્ય રાખો તો આ તમારા માટે સારું છે, અને અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે. (રુકૂઅ-૪)**

**અલ્લાહ ઇચ્છે છે કે તમારી ઉપર એ રીતોને સ્પષ્ટ કરે અને એ જ રીતો ઉપર તમને ચલાવે જેમનું અનુસરણ તમારી અગાઉ થઈ ગયેલાં સદાચારીઓ કરતા હતાં. તે તેની કૃપા સાથે તમારી તરફ વળવાનો ઇરાદો ધરાવે છે, અને તે જાણનાર પણ છે અને ડહાપણવાળો પણ.[૪૮] હા, અલ્લાહ તો તમારી તરફ કૃપાપૂર્વક**

હોય છે. બીજું, પતિનું રક્ષણ જેના કારણે તેમના માટે કુળના રક્ષણ ઉપર એક બીજા રક્ષણનો વધારો થઈ જાય છે. આનાથી વિરૂદ્ધ, દાસી જયાં સુધી દાસી હોય છે, મુહસિના હોતી નથી કારણ કે તેને કોઈ કુળનું રક્ષણ પ્રાપ્ત નથી. અલબત્ત, નિકાહ થઈ ગયા પછી તેને માત્ર પતિનું રક્ષણ મળે છે અને તે પણ અધૂરું, કેમ કે પતિના રક્ષણમાં આવ્યા પછી પણ ન તો તે એ લોકોની ગુલામીમાંથી મુકત થાય છે જેમની માલિકી હેઠળ તે હતી, અને ન તો સમાજમાં તેને એ દરજ્જો પ્રાપ્ત થાય છે જે કુળવાન સ્ત્રીને મળતો હોય છે. આથી, તેને જે સજા આપવામાં આવશે તે અપરિણીત કુળવાન સ્ત્રીઓની સજા કરતાં અડધી હશે, નહીં કે પરણેલી કુળવાન સ્ત્રીઓની સજા કરતાં. આ ઉપરાંત, અહીં એ વાત પણ જણાઈ ગયું કે સૂરઃ નૂરની બીજી આયતમાં વ્યભિચારની જે સજાનો ઉલ્લેખ છે, તે માત્ર અપરિણીત કુળવાન સ્ત્રીઓ માટે છે કે જેમની સરખામણીમાં અત્રે પરણેલી દાસીની સજા અડધી જણાવવામાં આવી છે. હવે રહી એ પરણેલી કુળવાન સ્ત્રીઓ, તો તેઓ અપરિણીત મુહસનાત કરતાં કડક સજાને પાત્ર છે, કેમ કે તેઓ બમણાં રક્ષણને તોડે છે. જો કે કુર્આન તેમના માટે રજમની સજાની સ્પષ્ટતા કરતો નથી, પરંતુ ખૂબ જ સુક્ષ્મ રીતે તેની તરફ ઇશારો કરે છે જે ઓછી બુદ્ધિના લોકોથી છૂપું તો રહી જાય, પણ નબીની તેજ નિગાહથી છૂપું રહી શકતું ન હતું.

(૪૭) એટલે કે કુળવાન સ્ત્રીઓ સાથે લગ્ન કરવાનું સામર્થ્ય ન હોય તો કોઈ દાસી સાથે, તેના માલિકોની પરવાનગી લઈને, લગ્ન કરવાની સગવડ.

(૪૮) સૂરઃ ના આરંભથી અહીં સુધી જે હુકમો આપવામાં આવ્યાં છે, અને આ સૂરઃ ના ઊતરાણ પહેલાં સૂરઃ બકરહમાં સાંસ્કૃતિક અને સામાજિક પ્રશ્નો વિષે જે હુકમો અપાઈ ગયા હતાં, એ બધાની તરફ સામૂહિક રીતે ઇશારો કરીને કહેવામાં આવી રહ્યું છે કે આ સામાજિક વ્યવસ્થા, નૈતિકતા અને સંસ્કૃતિના એ નિયમો છે જેમની ઉપર ખૂબ જ પ્રાચીન કાળથી દરેક યુગના નબીઓ અને તેમના સદાચારી અનુયાયીઓ અમલ કરતાં આવ્યાં છે, અને આ અલ્લાહની મહેરબાની અને કૃપા છે કે તે જહાલતની હાલતમાંથી કાઢીને સદાચારીઓની જીવનપદ્ધતિ તરફ તમારું માર્ગદર્શન કરી રહ્યો છે.

يَتُوْبَ عَلَيْكُمْ ؕ وَ يُرِيْدُ الَّذِيْنَ يَتَّبِعُوْنَ الشَّهَوٰتِ اَنْ تَمِيْلُوْا مَيْلًا عَظِيْمًا ﴿۲۷﴾ يُرِيْدُ اللّٰهُ اَنْ يُّخَفِّفَ عَنْكُمْ ۚ وَ خُلِقَ الْاِنْسَانُ ضَعِيْفًا ﴿۲۸﴾

**વળવાનો ઈરાદો ધરાવે છે, પરંતુ જે લોકો તેમના મનની ઈચ્છાઓનું અનુસરણ કરી રહ્યાં છે તેઓ ઈચ્છે છે કે તમે સીધા માર્ગથી હટીને દૂર નીકળી જાઓ.[૪૯] અલ્લાહ તમારી ઉપરના બંધનોને હળવા કરવા માગે છે કારણ કે માનવીને કમજોર પેદા કરવામાં આવ્યો છે.**

(૪૯) અત્રે ઈશારો દંભીઓ, પરંપરાવાદી અંધશ્રદ્ધાળુઓ અને મદીનાની આસપાસના યહૂદીઓની તરફ છે. દંભીઓ અને રૂઢિચુસ્તોને તો એ સુધારણાના પગલાં સહેજ પણ ગમતાં ન હતાં જે સભ્યતા અને સમાજમાં સદીઓથી રૂઢ થયેલાં અને ચાલ્યા આવતાં પૂર્વગ્રહો તથા રીત-રિવાજોની વિરૂદ્ધમાં જઈ રહ્યા હતાં. વારસામાં પુત્રીઓનો હિસ્સો, વિધવા સ્ત્રીની સાસરિયાના બંધનોમાંથી મુક્તિ અને ઈદ્દતના ગાળા પછી કોઈ પણ વ્યક્તિ સાથે લગ્ન કરવા માટે મુકત થઈ જવું, સાવકી માતાની સાથે નિકાહનું હરામ હોવું, બે બહેનોને એકી-સાથે લગ્ન બંધનમાં ભેગી કરવાને ગેરકાનૂની ઠરાવવું, દત્તક બાળકને વારસામાંથી વંચિત કરવો. દત્તક પુત્રની વિધવા તથા છૂટાછેડા લીધેલી સ્ત્રીનું માની લીધેલા પિતા માટે હલાલ હોવું, આ અને આવાં બીજા સુધારાઓમાંથી દરેક વસ્તુ એવી હતી કે જેની સામે ઘરડાં અને બાપ-દાદાની પરંપરાઓના અનુયાયીઓ ચિત્કાર કરી ઉઠ્યા હતાં. લાંબા સમય સુધી આ હુકમો ઉપર અંદરોઅંદર ચર્ચાઓ થયા કરતી હતી. ફિત્નાખોરો આ વાતોને હાથો બનાવીને નબી સ.અ.વ. અને આપના સુધારણાના સંદેશની સામે લોકોની ઉશ્કેરણી કરતા હતાં. દા.ત. જો કોઈ એવા લગ્ન ધ્વારા પેદા થયો હોય જેને હવે ઈસ્લામી શરીઅતનો કાનૂન હરામ ઠરાવી રહયો હોય તો તેને એવું બોલી બોલીને ઉશ્કેરવામાં આવતો કે "લો, આજે જે નવા હુકમો આવ્યાં છે એ પ્રમાણે તમારી માતા અને તમારા બાપનો સંબંધ ગેરકાનૂની ઠરાવી દેવામાં આવ્યો છે." આવી રીતે મૂર્ખ લોકો એ સુધારણાના કામમાં વિક્ષેપો નાખી રહ્યા હતાં જે એ વખતે અલ્લાહના હુકમો હેઠળ કરવામાં આવી રહ્યું હતું.

બીજી તરફ યહૂદીઓ હતાં જેમણે સદીઓથી કાનૂનની નુકતેચીનીઓ વડે મૂળ ખુદાઈ કાનૂનો ઉપર તેમના પોતાના ઘડી કાઢેલાં હુકમો અને કાયદાઓનું એક ભારે આવરણ ચઢાવી રાખેલું હતું. અસંખ્ય બંધનો અને ઝીણી ઝીણી છણાવટો અને કડકાઈઓ હતી જે તેમણે શરીઅતમાં વધારી દીધી હતી. અનેક હલાલ વસ્તુઓ એવી હતી જેમને તેઓ હરામ કરી બેઠા હતાં, ઘણાં એવા વહેમો હતાં જેમણે તેમને ખુદાના કાનૂનમાં દાખલ કરી દીધા હતાં. હવે આ વાત તેમના વિદ્વાનો અને આમ લોકો, બંનેની માનસિકતા અને સ્વભાવની બિલકુલ વિરૂદ્ધ હતી કે તેઓ આ સીધીસાદી શરીઅતનું મૂલ્ય સમજી શકે જે કુર્આન રજૂ કરી રહ્યો હતો. તેઓ કુર્આનના હુકમો સાંભળીને બેચેન બની જતા હતાં.એક-એક વસ્તુની સામે ૧૦૦-૧૦૦ વાંધાં ઊભા કરતા હતાં. તેઓ એવી માગણી કરતા હતાં કે, કાં તો કુર્આન તેમના કાયદાશાસ્ત્રીઓના તમામ તારણો અને તેમના પુરોગામીઓના બધાં જ વહેમો અને ખોટા રિવાજોને ખુદાઈ શરીઅત ઠરાવે, નહીં તો આ અલ્લાહની કિતાબ છે જ નહીં. દા.ત. યહૂદીઓને ત્યાં એવો નિયમ હતો કે, માસિકના ગાળામાં સ્ત્રીને બિલકુલ નાપાક માનવામાં આવતી હતી, ન તો

يَاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تَاۡكُلُوۡۤا اَمۡوَالَـكُمۡ بَيۡنَكُمۡ بِالۡبَاطِلِ
اِلَّاۤ اَنۡ تَكُوۡنَ تِجَارَةً عَنۡ تَرَاضٍ مِّنۡكُمۡ ۚ وَلَا تَقۡتُلُوۡۤا اَنۡفُسَكُمۡ ؕ

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, પરસ્પર એકબીજાનો માલ ખોટી રીતો દ્વારા ન ખાઓ, લેવડ-દેવડ એકબીજાની સંમતિથી થવી જોઈએ,[૫૦] અને પોતાની જાતની હત્યા ન કરો.[૫૧]**

તેના હાથનું રાંધેલું ખાતા હતાં, ન તો તેના હાથનું પાણી પીતા હતાં, ન તો તેની સાથે જમીન પર બેસતા હતાં, બલ્કે તેનો હાથ અડી જવાને પણ તેઓ નાપસંદ કરતા હતાં. આ ગણતરીના દિવસોમાં સ્ત્રી પોતે તેના ઘરમાં અસ્પૃશ્ય બનીને રહી જતી હતી. આ જ રિવાજ યહૂદીઓની અસર હેઠળ મદીનાના અનસારીઓમાં પણ ફેલાઈ ગયો હતો. જયારે નબી સ.અ.વ. મદીના આવ્યાં ત્યારે આપને આના વિષે સવાલ પૂછવામાં આવ્યો. જવાબમાં એ આયત આવી જે સૂરઃ બકરહમાં ૨૮મા રુકૂઅની શરૂઆતમાં નોંધાયેલી છે. નબી સ.અ.વ.એ એ આયતની રૂએ હુકમ આપ્યો કે માસિકગાળામાં માત્ર જાતીય સંબંધ ગેરકાયદેસર છે, બાકીના તમામ સંબંધો સ્ત્રીઓ સાથે એવી જ રીતે રાખવામાં આવે જેવી રીતે બીજા દિવસોમાં રાખવામાં આવે છે. આની સામે યહૂદીઓમાં ભારે હોબાળો મચી ગયો. તેઓ કહેવા માંડયાં કે આ માણસ તો કસમ ખાઈ ને બેઠો છે કે જે કંઈ આપણે ત્યાં હરામ છે તેને હલાલ કરીને રહેશે અને જે જે વસ્તુને આપણે નાપાક કહીએ છીએ તેને પાક ઠરાવી દેશે.

**(૫૦)** ''ખોટી રીતો'' નો આશય એ તમામ રીતો છે જે સત્યની વિરૂદ્ધ હોય, અને શરીઅત તેમજ નૈતિક રીતે ગેરકાયદેસર હોય. ''લેવડ-દેવડ'' નો અર્થ આ છે કે પરસ્પર ફાયદા અને હિતની તબદીલી થવી જોઈએ જેવી રીતે વેપાર, હુન્નર-ઉદ્યોગમાં થાય છે કે, એક માણસ બીજા માણસની જરૂરિયાતો પૂરી કરવા માટે પરિશ્રમ કરે છે અને તે તેનું વળતર આપે છે. એકબીજાની સંમત્તિનો અર્થ આ છે કે, લેવડ-દેવડ ન તો કોઈ ગેરકાયદેસર દબાણ હેઠળ થાય, ન તો દગા અને છેતરપિંડી ધ્વારા. લાંચરૂશ્વત અને વ્યાજમાં બહારથી સંમત્તિ દેખાય છે, પરંતુ હકીકતમાં તે સંમત્તિ લાચારીયુકત હોય છે અને દબાણના પરિણામે હોય છે. જુગારમાં પણ બહારથી સંમત્તિ દેખાય છે પરંતુ હકીકતમાં જુગારમાં ભાગ લેનાર દરેક માણસ એવી આશાએ સંમત હોય છે કે જીત તેની થશે, હારવાના ઈરાદાથી કોઈપણ સંમત નથી હોતો. બનાવટ અને છેતરપિંડીના ધંધામાં પણ બહારથી તો સંમત્તિ હોય છે પરંતુ તે એવી ગેરસમજના કારણે હોય છે કે તેમાં કોઈ બનાવટ કે ફરેબ નથી. જો બીજા પક્ષકારને ખબર હોય કે તમે તેની સાથે બનાવટ અથવા ફરેબ કરી રહ્યાં છો તો તે કદાપિ તેના માટે સંમત ન થાય.

**(૫૧)** આ વાકય પાછલા વાકયની પુરવણી પણ હોઈ શકે છે તેમજ પોતે એક અલગ વાકય પણ. જો પાછલા વાકયની પુરવણી માનીએ તો આનો અર્થ એવો છે કે, બીજાના માલ ગેરકાયદેસર રીતે ખાઈ જવા એ ખુદ પોતાની જાતને વિનાશમાં નાખવી છે. દુનિયામાં આના લીધે સાંસ્કૃતિક વ્યવસ્થા બગડે છે અને તેના ખરાબ પરિણામોથી હરામખોર માણસ પોતે પણ બચી શકતો નથી. અને આખિરતમાં આના કારણે તે માણસ સખત સજાને પાત્ર બની જાય છે. અને જો તેને અલગ વાકય તરીકે માનીએ તો તેના બે અર્થ થાય છે : એક આ કે, એકબીજાની હત્યા ન કરો, અને બીજો આ કે, આત્મહત્યા ન કરો. અલ્લાહતઆલાએ શબ્દો એવા અર્થસભર

اِنَّ اللّٰهَ كَانَ بِكُمْ رَحِيْمًا ﴿٢٩﴾ وَ مَنْ يَّفْعَلْ ذٰلِكَ عُدْوَانًا وَّ
ظُلْمًا فَسَوْفَ نُصْلِيْهِ نَارًا ؕ وَ كَانَ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرًا ﴿٣٠﴾ اِنْ
تَجْتَنِبُوْا كَبَآئِرَ مَا تُنْهَوْنَ عَنْهُ نُكَفِّرْ عَنْكُمْ سَيِّاٰتِكُمْ وَ نُدْخِلْكُمْ

**વિશ્વાસ રાખો કે અલ્લાહ તમારી ઉપર મહેરબાન[૫૨] છે. જે માણસ અત્યાચારપૂર્વક આવું કરશે તેને અમે ચોક્કસ આગમાં ઝોકીશું અને અલ્લાહ માટે આ કોઈ મુશ્કેલ કાર્ય નથી. અને જો તમે એ મોટાં મોટાં ગુનાઓથી બચતાં રહો જેમનાથી તમને રોકવામાં આવી રહ્યાં છે તો તમારા નાના નાના ગુનાઓને અમે તમારા હિસાબમાંથી કાપી નાખીશું[૫૩] અને તમને આદરના**

વાપર્યાં છે, તેમજ એવા વર્ણનનો ક્રમ એવો રાખ્યો છે કે, આમાંથી ત્રણેય અર્થ નીકળે છે અને ત્રણેય સાચાં છે.

**(૫૨)** એટલે કે અલ્લાહ તમારો શુભેચ્છક છે, તમારી ભલાઈ ઇચ્છે છે, અને આ તેની મહેરબાની જ છે કે તે તમને એવાં કામોથી રોકી રહ્યો છે જેમાં તમારી પોતાની બરબાદી છે.

**(૫૩)** એટલે કે અમે એવા સંકુચિત મનના તેમજ સંકુચિત દ્રષ્ટિના નથી કે નાની નાની વાતો બદલ પકડ કરીને અમારા બંદાઓને સજા આપીએ. જો તમારી કર્મનોંધ મોટા અપરાધોથી ખાલી હોય તો નાની ભૂલોની અવગણના કરવામાં આવશે અને તમારી ઉપર તહોમતનામું મુકવામાં નહીં આવે. અલબત્ત, જો મોટાં અપરાધો કરીને આવશો તો મુકદમો ચલાવવામાં આવશે અને તેમાં નાની ભૂલો પણ પકડમાં આવી જશે.

અત્રે એટલું સમજી લેવાની જરૂર છે કે નાના ગુન્હા અને મોટા ગુન્હા વચ્ચે સૈદ્ધાંતિક તફાવત છે. જયાં સુધી મેં કુર્આન અને સુન્નત ઉપર વિચાર કર્યો છે મને એવું જણાય છે કે (**والله اعلم بالصواب** - સાચી વાત અલ્લાહ જ બહેતર જાણે છે) કે ત્રણ વસ્તુઓ એવી છે જે કોઈપણ કૃત્યને મોટો ગુન્હો બનાવે છે :

(૧) કોઈનો હક્ક મારવો, ચાહે તે ખુદા હોય જેનો હક્ક મારવામાં આવ્યો હોય, અથવા માતા-પિતા હોય, અથવા બીજા લોકો, અથવા ખુદ પોતાની જાત. જેનો હક્ક જેટલો વધારે છે તેટલા જ પ્રમાણમાં તેનો હક્ક મારવો એટલો મોટો ગુન્હો બને છે. એટલા જ માટે ગુન્હાને જુલમ પણ કહેવામાં આવે છે અને આના જ કારણે શિર્કને કુર્આનમાં 'ઝુલ્મેઅઝીમ' કહેવામાં આવ્યો છે.

(૨) અલ્લાહ પ્રત્યે નીડર થઈ જવું અને તેની સામે ઘમંડ કરવો જેના લીધે માણસ અલ્લાહના હુકમો અને પ્રતિબંધોની દરકાર ન કરે અને આજ્ઞાભંગ કરવાના આશયથી ઈરાદાપૂર્વક એ કામ કરે જેની અલ્લાહે મનાઈ કરી છે, અને ઈરાદાપૂર્વક એ કામોને ન કરે જેનો તેણે હુકમ આપ્યો છે. આ નાફરમાની જેટલી હદે વધારે નફફટાઈ, હિંમત તથા ખુદાની બીકના ભાવના વિનાની કેફિયત ધરાવતી હશે એટલા પ્રમાણમાં ગુન્હો પણ તીવ્ર બનશે. આ જ અર્થના કારણે ગુન્હા માટે " **فسق** " અને " **معصيت** " ના શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

(૩) એ સંબંધોને તોડવાં અને એ સંબંધોને બગાડવાં જેને જોડવા અને મજબૂત કરવા તથા સુધારવા

مُّدۡخَلًا كَرِيۡمًا ۝٣١ وَلَا تَتَمَنَّوۡا مَا فَضَّلَ اللّٰهُ بِهٖ بَعۡضَكُمۡ عَلٰى
بَعۡضٍ‌ ؕ لِلرِّجَالِ نَصِيۡبٌ مِّمَّا اكۡتَسَبُوۡا‌ ؕ وَلِلنِّسَآءِ نَصِيۡبٌ مِّمَّا
اكۡتَسَبۡنَ‌ ؕ وَسۡـَٔلُوا اللّٰهَ مِنۡ فَضۡلِهٖ‌ ؕ اِنَّ اللّٰهَ كَانَ بِكُلِّ شَىۡءٍ عَلِيۡمًا ۝٣٢

**ઈજ્જતના સ્થાનમાં દાખલ કરીશું.**

**અને અલ્લાહે જે કંઈ તમારામાંથી કોઈ બીજાની સરખામણીમાં વધારે આપ્યું છે તો તેની કામના ન કરો. જે કંઈ પુરુષોએ કમાવ્યું છે તેના પ્રમાણમાં તેમનો હિસ્સો છે અને જે કંઈ સ્ત્રીઓએ કમાવ્યું છે તેના પ્રમાણેમાં તેમનો હિસ્સો. હા, અલ્લાહ પાસે તેની કૃપાની દુઆ માગતા રહો, નિઃસંદેહ અલ્લાહ દરેક વસ્તુની જાણકારી ધરાવે છે.**[૫૪]

ઉપર માનવજીવનની શાંતિનો આધાર છે, પછી એ સંબંધો બંદા અને ખુદા વચ્ચેનાં હોય અથવા બંદા અને બંદા વચ્ચેનાં હોય. પછી જે સંબંધ જેટલો વધારે મહત્ત્વનો છે, અને જેના કપાઈ જવાથી શાંતિને જેટલું વધારે નુકસાન પહોંચે છે, તેમજ જેના મામલામાં શાંતિની જેટલી વધારે અપેક્ષા રાખવામાં આવે છે, એટલા જ પ્રમાણમાં તેને તોડવાનો અને કાપવાનો અને ખરાબ કરવાનો ગુન્હો વધારે મોટો છે. દા.ત. વ્યભિચાર અને તેના જુદા જુદા દરજ્જાઓ ઉપર વિચાર કરો. આ કૃત્ય પોતે જ સામાજિક જીવનને ખરાબ કરનાર છે. એટલા માટે એ પોતે જ એક મોટો ગુન્હો છે, પરંતુ તેના અલગ અલગ રૂપો એકબીજા કરતાં ગુન્હામાં ભારે છે. પરણેલો માણસ વ્યભિચાર કરે તે અપરિણીતની સરખામણીમાં સખત ગુન્હો છે. પરણેલી સ્ત્રી સાથે વ્યભિચાર કરવો અપરિણીત સ્ત્રી સાથે વ્યભિચાર કરવા કરતાં વધારે ખરાબ છે. પાડોશીના ઘરના સભ્યો સાથે વ્યભિચાર કરવો બિનપાડોશી સાથે વ્યભિચાર કરવા કરતાં વધારે ખરાબ છે. મુહર્રમાત જેમકે બહેન, પુત્રી અથવા માતા સાથે વ્યભિચાર કરવો અન્ય સ્ત્રી સાથે વ્યભિચાર કરવાની સરખામણીમાં વધારે ખરાબ છે. મસ્જિદની અંદર વ્યભિચાર કરવો અન્ય કોઈ જગ્યાએ વ્યભિચાર કરવા કરતાં વધારે ખરાબ છે. આ ઉદાહરણોમાં એક જ કૃત્યના અલગ અલગ રૂપો વચ્ચે ગુન્હા હોવાની હેસિયતથી દરજ્જાઓનો ફરક આ જ કારણોસર છે જે ઉપર વર્ણવામાં આવ્યાં છે. જયાં શાંતિની અપેક્ષા જેટલા પ્રમાણમાં વધારે રાખવામાં આવે છે, જયાં માનવીય સંબંધ આદરને પાત્ર છે, અને જયાં આ સંબંધને કાપવો જેટલા પ્રમાણમાં બગાડનું કારણ છે, ત્યાં વ્યભિચારનું આચરણ એટલા જ પ્રમાણમાં વધારે મોટો ગુન્હો છે. આ જ અર્થની દ્રષ્ટિએ ગુન્હા માટે ફુજૂર فجور નો રૂઢિપ્રયોગ કરવામાં આવે છે.

(૫૪) આ આયતમાં એક મહત્ત્વનું નૈતિક માર્ગદર્શન આપવામાં આવ્યું છે જેને જો ધ્યાનમાં રાખવામાં આવે તો સામાજિક જીવનમાં માનવીને મોટી શાંતિ મળી જાય. અલ્લાહતઆલાએ તમામ મનુષ્યોને એકસરખા બનાવ્યાં નથી બલ્કે તેમની વચ્ચે અનેક હેસિયતોથી ફરક રાખ્યો છે. કોઈ સુંદર છે તો કોઈ કદરૂપો, કોઈ સુંદર કંઠ ધરાવે છે તો કોઈ કર્કશ અવાજ ધરાવે છે, કોઈ બળવાન છે તો કોઈ નબળો, કોઈ તંદુરસ્ત અવયવો ધરાવે છે તો કોઈ જન્મજાત શારીરિક ખોડખાંપણ ધરાવે છે, કોઈને શારીરિક અને માનસિક શક્તિઓમાંથી એક શક્તિ

وَلِكُلٍّ جَعَلْنَا مَوَالِيَ مِمَّا تَرَكَ الْوَالِدَانِ وَالْأَقْرَبُونَ ۚ وَالَّذِينَ عَقَدَتْ
أَيْمَانُكُمْ فَآتُوهُمْ نَصِيبَهُمْ ۚ إِنَّ اللَّهَ كَانَ عَلَىٰ كُلِّ شَيْءٍ شَهِيدًا ﴿٣٣﴾ ع

રુકૂઅ ૫

**અને અમે એ દરેક વારસાના હક્કદારો નિશ્ચિત કરી દીધાં છે જે માબાપ અને નજીકના સગાં પાછળ મૂકે : હવે રહ્યાં એ લોકો કે જેમની સાથે તમારા કરાર થયેલાં હોય તો તેમનો હિસ્સો તેમને આપો, નિઃસંદેહ, અલ્લાહ દરેક વસ્તુ ઉપર નજર રાખનાર છે.[૫૫] (રુકૂઅ-૫)**

વધારે આપી છે અને કોઈને બીજી શક્તિ, કોઈને વધુ સારી સ્થિતિમાં પેદા કર્યો છે અને કોઈને ખરાબ સ્થિતિમાં, કોઈને વધારે સાધનો આપ્યાં છે અને કોઈને ઓછાં. આ જ ફરક અને ભેદ ઉપર માનવસભ્યતાની બધી જ વિવિધતા ટકી રહેલી છે, અને આ ડહાપણનો તકાદો પણ છે. જયાં આ ભેદને તેની કુદરતી મર્યાદાથી વધારીને માનવી પોતાના ઉપજાવી કાઢેલાં ભેદભાવોનો તેમાં ઉમેરો કરે છે ત્યાં એક પ્રકારનો બગાડ ઉદ્ભવે છે, અને જયાં આ ફરકને સાવ નાબૂદ કરવા માટે પ્રકૃતિની સામે લડવાનો પ્રયાસ કરવામાં આવે છે ત્યાં એક બીજા પ્રકારનો બગાડ પેદા થાય છે. માનવીનું આ માનસ કે, કોઈને કોઈ પણ હેસિયતથી પોતાની સરખામણીમાં પોતાના કરતાં આગળ જુએ ત્યારે બેચેન થઈ જાય, આ જ સામાજિક જીવનમાં અદેખાઈ, ઈર્ષ્યા, સ્પર્ધા, અદાવત, અડચણ અને ખેંચતાણનું મૂળ છે. અને આનું પરિણામ એ આવે છે કે જે શ્રેષ્ઠતા તેને કાયદેસર રીતો વડે પ્રાપ્ત થતી નથી, તેને તે ગેરકાયદેસર ઉપાયો વડે પ્રાપ્ત કરવા તૈયાર થઈ જાય છે. અલ્લાહતઆલા આ આયતમાં આ જ માનસિકતાથી બચવા માટે માર્ગદર્શન આપે છે. આ આયતનો હેતુ આ જ છે કે જે શ્રેષ્ઠતા તેણે બીજાંને આપી હોય તેની તમન્ના ન કરો. અલબત્ત, અલ્લાહ પાસે શ્રેષ્ઠતા માટે પ્રાર્થના કરતાં રહો, તે જે શ્રેષ્ઠતાને પોતાના જ્ઞાન અને ડહાપણથી તમારા માટે યોગ્ય માનશે, તમને આપી દેશે. અને પુરૂષોએ જે કંઈ કમાવ્યું છે તે મુજબ તેમનો હિસ્સો છે અને જે કંઈ સ્ત્રીઓએ કમાવ્યું છે તે મુજબ તેમનો હિસ્સો. કહેવાનો મતલબ, જયાં સુધી હું સમજી શકયો છું, આ છે કે પુરૂષો અને સ્ત્રીઓમાંથી જેને જે કંઈ અલ્લાહે આપ્યું છે તેનો ઉપયોગ કરીને જેટલી અને જેવી બૂરાઈ અથવા ભલાઈ કમાશે તેના જ પ્રમાણે, અથવા બીજા શબ્દોમાં, એ જ પ્રકારની વસ્તુમાંથી અલ્લાહને ત્યાં હિસ્સો પામશે.

**(૫૫)** આરબોમાં એવો કાયદો હતો કે જે લોકો વચ્ચે મિત્રતા અને ભાઈચારાના સંધિ-કરાર થઈ જતા હતાં તેઓ એકબીજાના વારસાના હક્કદાર બની જતા હતાં. આવી જ રીતે, જેને પુત્ર બનાવી લેવામાં આવતો તે પણ મોં-બોલા-બાપનો વારસદાર ઠરતો હતો. આ આયતમાં જહાલતકાળની આ પ્રથાને રદ કરીને કહેવામાં આવ્યું છે કે વારસો તો એ જ કાયદા પ્રમાણે સગાં વચ્ચે વહેંચાવો જોઈએ જે અમે ઠરાવેલો છે. અલબત્ત, જે લોકોની સાથે તમારા સંધિ-કરાર હોય તેમને તમારા જીવન દરમ્યાન તમે જે ચાહો આપી શકો છો.

اَلرِّجَالُ قَوّٰمُوْنَ عَلَى النِّسَآءِ بِمَا فَضَّلَ اللّٰهُ بَعْضَهُمْ عَلٰى بَعْضٍ وَّ بِمَآ اَنْفَقُوْا مِنْ اَمْوَالِهِمْ ؕ فَالصّٰلِحٰتُ قٰنِتٰتٌ حٰفِظٰتٌ لِّلْغَيْبِ بِمَا حَفِظَ اللّٰهُ ؕ وَالّٰتِىْ تَخَافُوْنَ نُشُوْزَهُنَّ فَعِظُوْهُنَّ وَاهْجُرُوْهُنَّ فِى الْمَضَاجِعِ وَاضْرِبُوْهُنَّ ۚ

**પુરુષો સ્ત્રીઓ ઉપર કવ્વામ[૫૬] છે, કારણ કે અલ્લાહે તેમનામાંથી એકને બીજા ઉપર શ્રેષ્ઠતા[૫૭] આપી છે, અને એટલા માટે પણ કે પુરુષો તેમનાં માલ ખર્ચ કરે છે. પછી જે સદાચારી સ્ત્રીઓ છે તે આજ્ઞાંકિત હોય છે અને પુરુષોની ગેરહાજરીમાં અલ્લાહના રક્ષણ અને દેખરેખ હેઠળ તેમના હક્કોનું રક્ષણ કરે છે.[૫૮] અને જે સ્ત્રીઓ તરફથી તમને વિદ્રોહનો ડર, હોય તેમને સમજાવો, શયનખંડોમાં તેમનાથી અલગ રહો અને મારો,[૫૯]**

(૫૬) ''કવ્વામ'' قوّام અથવા ''કય્યિમ'' قيّم એવા માણસને કહેવામાં આવે છે જેને કોઈ માણસ અથવા સંગઠનના વ્યવહારોને સારી હાલતમાં ચલાવવા માટે તથા તેની જાળવણી અને દેખરેખ રાખવા માટે, તેમજ તેની જરૂરીયાતો પૂરી પાડવા માટે જવાબદાર બનાવવામાં આવે.

(૫૭) અહીં શ્રેષ્ઠતા કુળ, પ્રતિષ્ઠા અને આબરૂના અર્થમાં નથી, જેમ કે કોઈ સામાન્ય ભાષા બોલનાર માણસ આ શબ્દનો અર્થ કરશે, બલ્કે અહીં આ શબ્દ એ અર્થમાં છે કે આમાં એક જાતિ (પુરૂષ)ને અલ્લાહે પ્રાકૃતિક રીતે એવા વિશિષ્ટ ગુણો અને શક્તિઓ આપ્યાં છે જે બીજી જાતિ (સ્ત્રી) ને નથી આપ્યાં અથવા તેના કરતાં ઓછા આપ્યાં છે. આના આધારે કૌટુંબિક વ્યવસ્થામાં પુરૂષ જ ''કવ્વામ'' قوّام માટેની લાયકાત ધરાવે છે અને સ્ત્રી પ્રાકૃતિક રીતે એવી બનાવવામાં આવી છે કે તેને કૌટુંબિક જીવનમાં પુરૂષની સુરક્ષા અને દેખરેખ હેઠળ રહેવું જોઈએ.

(૫૮) હદીસમાં છે કે નબી સ.અ.વ. એ કહ્યું, ''ઉત્તમ પત્ની એ છે કે જયારે તમે તેને જુઓ તો તમારૂં મન ખુશ થઈ જાય, જયારે તમે તેને કોઈ વાતનો હુકમ આપો તો તે તમારૂં આજ્ઞાપાલન કરે, અને જયારે તમે ઘરમાં ન હોવ ત્યારે તે તમારી પાછળ તમારા માલનું અને પોતાની જાતનું રક્ષણ કરે.'' આ હદીસ આ આયતની ઉત્તમ તફસીર છે. પરંતુ અહીં આટલું સારી રીતે સમજી લેવાની જરૂર છે કે, સ્ત્રી ઉપર પોતાના પતિના આજ્ઞાપાલન કરતાં મહત્ત્વનું અને પ્રાથમિકતાવાળું કામ પોતાના સર્જનહારનું આજ્ઞાપાલન છે. એટલા માટે જો કોઈ પતિ ખુદાનો ગુન્હો કરવાનો આદેશ આપે, અથવા ખુદાએ નાખેલી કોઈ ફરજથી દૂર રાખવાનો પ્રયત્ન કરે તો તેનું આજ્ઞાપાલન કરવાનો ઈનકાર કરી દેવાની પત્નીની ફરજ છે. આવા સંજોગોમાં જો તે તેનું આજ્ઞાપાલન કરશે તો ગુનેગાર ઠરશે. આનાથી વિરૂદ્ધ, પતિ તેની પત્નીને નફલ નમાઝ (સ્વૈચ્છિક નમાઝ) અથવા નફલ રોઝા

فَاِنْ اَطَعْنَكُمْ فَلَا تَبْغُوْا عَلَيْهِنَّ سَبِيْلًا ۭ اِنَّ اللّٰهَ كَانَ
عَلِيًّا كَبِيْرًا ۝۳۴ وَاِنْ خِفْتُمْ شِقَاقَ بَيْنِهِمَا فَابْعَثُوْا
حَكَمًا مِّنْ اَهْلِهٖ وَحَكَمًا مِّنْ اَهْلِهَا ۚ اِنْ يُّرِيْدَآ اِصْلَاحًا
يُّوَفِّقِ اللّٰهُ بَيْنَهُمَا ۭ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا خَبِيْرًا ۝۳۵

**પછી જો તે તમારી આજ્ઞાંકિત થઈ જાય તો કારણ વિના તેમની ઉપર મારઝૂડ કરવા માટે બહાના ન શોધો, નિઃશંક ઉપર અલ્લાહ મોજૂદ છે જે મહાન અને ઉચ્ચતર છે. અને જો કયાંક તમને પતિ અને પત્નીના સંબંધો બગડી જવાનો સંદેહ હોય તો એક મધ્યસ્થી પુરુષના સગાંમાંથી અને એક સ્ત્રીના સગાંમાંથી નીમો, તેઓ બન્ને[૬૦] સંબંધો સુધારવા માગશે તો અલ્લાહ તેમની વચ્ચે સુમેળનો રસ્તો કાઢી આપશે, અલ્લાહ બધું જ જાણે છે અને માહિતગાર છે.[૬૧]**

છોડી દેવા માટે કહે તો તેની આજ્ઞા માનવી ફરજિયાત છે. આવી પરિસ્થિતિમાં જો તે નફલ અદા કરશે તો તે સ્વીકારાશે નહીં.

(૫૯) અત્રે એવો અર્થ નથી કે ત્રણેય કામ એકીસાથે કરી દેવામાં આવે, બલ્કે અર્થ આ છે કે આદેશ નહીં માનવાની સ્થિતિમાં આ ત્રણેય ઉપાયો અજમાવવાની છૂટ છે. હવે તેની ઉપર અમલ કરવાની વાત કરીએ, તો હંમેશાં તેમાં કસૂર અને સજા વચ્ચે પ્રમાણ જળવાવવું જોઈએ, અને જયાં હળવા ઉપાયથી સુધારો થઈ શકતો હોય ત્યાં કડક ઉપાયનો પ્રયોગ કરવો જોઈએ નહીં. નબી સ.અ.વ.એ પત્નીઓને મારવા માટે જયારે પણ છૂટ આપી છે ત્યારે કમને આપી છે અને તે પછી પણ તેના પ્રત્યે નાપસંદગી જ દર્શાવી છે. આમ છતાં, કેટલીક પત્નીઓ એવી હોય છે જે માર ખાધા વિના સુધરી શકતી નથી. આવી સ્થિતિમાં નબી સ.અ.વ.એ કહ્યું છે કે, મોઢા પર મારવામાં ન આવે, નિર્દયી રીતે મારવામાં ન આવે અને એવી વસ્તુથી મારવામાં ન આવે જેનાથી શરીર ઉપર નિશાની રહી જાય.

(૬૦) બંનેનો આશય મધ્યસ્થી પણ છે અને પતિ-પત્ની પણ. દરેક ઝઘડામાં સમાધાનને અવકાશ છે, બસ, શરત એટલી જ છે કે બંને પક્ષકારો પણ સમાધાનને પસંદ કરતાં હોય અને વચ્ચેના માણસો પણ ઈચ્છતાં હોય કે બંનેની વચ્ચે કોઈ પણ રીતે સમાધાન થઈ જાય.

(૬૧) આ આયતમાં હુકમ આપવામાં આવ્યો છે કે જયાં પતિ-પત્ની વચ્ચે સુમેળ ન રહે ત્યાં ઝઘડાથી સંબંધ તૂટવા સુધીની નોબત આવે અથવા મામલો અદાલતમાં જાય તે પહેલાં, ઘરમેળે જ મામલો સુધારી લેવાનો પ્રયાસ કરી લેવો જોઈએ, અને તેનો ઉપાય આ છે કે પતિ અને પત્નીમાંથી દરેકના કુટુંબના એક-એક માણસને આના માટે નીમવામાં આવે કે બંને જણા મળીને મતભેદના કારણોની તપાસ કરે, અને પછી ભેગાં મળીને

وَ اعْبُدُوا اللّٰهَ وَ لَا تُشْرِكُوْا بِهٖ شَيْـًٔا وَّ بِالْوَالِدَيْنِ اِحْسَانًا
وَّ بِذِی الْقُرْبٰی وَ الْيَتٰمٰی وَ الْمَسٰكِيْنِ وَ الْجَارِ ذِی الْقُرْبٰی
وَ الْجَارِ الْجُنُبِ وَ الصَّاحِبِ بِالْجَنْۢبِ وَ ابْنِ السَّبِيْلِ ۙ وَ مَا

**અને તમે સૌ અલ્લાહની બંદગી કરો, તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવો, માબાપની સાથે સદ્‌વ્યવહાર કરો, સગા-સંબંધીઓ અને અનાથો અને જરૂરતમંદ લોકો સાથે ભલું વર્તન કરો, અને પાડોશી સગાની સાથે, અજાણ્યા પાડોશી સાથે, પડખે બેઠેલા સાથી[૬૨] અને મુસાફર સાથે, અને એ નોકર-નોકરાણીઓ સાથે જે**

વિચારણા કરે અને પતાવટનો કોઈ ઉપાય શોધી કાઢે. આ પંચ અથવા મધ્યસ્થી નકકી કોણ કરે ? આ સવાલનો જવાબ અલ્લાહતઆલાએ મોઘમ રાખ્યો છે કે જેથી પતિ-પત્ની પોતે ઇચ્છે તો પોતપોતાના સગાંમાંથી એક-એક માણસને તેમના મતભેદ અંગે નિર્ણય કરવા માટે પસંદ કરી લે, નહીં તો બંને કુટુંબોના વડીલો વચ્ચે પડીને પંચ નીમી દે, અને જો મુકદમો અદાલતમાં પહોંચી જાય તો અદાલત પોતે, કોઈપણ કાર્યવાહી કરતાં પહેલાં, કૌટુંબિક પંચ નીમીને સુધારણાનો પ્રયાસ કરે.

આ બાબતમાં મતભેદ પ્રવર્તે છે કે મધ્યસ્થીઓની સત્તા શું છે. શરીઅતના નિષ્ણાંતોમાંથી એક જૂથ એમ કહે છે કે, આ મધ્યસ્થી ફેંસલો કરવાનો અધિકાર ધરાવતાં નથી, અલબત્ત, પતાવટનું જે સ્વરૂપ તેમની દ્રષ્ટિએ યોગ્ય હોય તેના માટે ભલામણ કરી શકે છે, માનવું કે ન માનવું તે પતિ-પત્નીના અખત્યારની વાત છે. હા, જો પતિ-પત્નીએ તેમને છૂટાછેડા, અથવા ખુલાઅ خُلع, અથવા બીજી કોઈ બાબતનો ફેંસલો કરવા માટે પોતાના વકીલ બનાવ્યાં હોય તો અલબત્ત, તેમના નિર્ણયને માનવો પતિ-પત્ની માટે ફરજીયાત બનશે. આ મસ્લક હનફી અને શાફઈ વિદ્વાનોનો છે. બીજા જૂથના મતે, બંને પંચોને સુમેળ કરાવવાનો ફેંસલો કરવાનો અધિકાર છે પરંતુ છૂટા પાડવાનો ફેંસલો તેઓ આપી શકે નહીં. આ મત હસન બસરી, કતાદા અને શરીઅતના બીજાં કેટલાક વિદ્વાનો છે. બીજું એક જૂથ એમ માને છે કે, આ પંચોને ભેગા કરવાના અને અલગ કરવાના પૂરેપૂરા અધિકારો છે. ઈબ્ને અબ્બાસ, સઈદ બિન જુબૈર, ઈબ્રાહીમ નખઈ, શિઅબી, મુહમ્મદ બિન સીરીન અને બીજા લોકોએ આ મત અપનાવ્યો છે.

હઝરત ઉસ્માન રદિ. અને હઝરત અલી રદિ. એ આપેલાં ચુકાદાઓના જે ઉદાહરણો આપણા સુધી પહોંચ્યાં છે તેમના ઉપરથી જણાય છે કે, આ બંનેએ પંચ નીમતી વખતે અદાલતે તેમને હુકમ કરવાના અધિકારો આપ્યા હતાં. એટલા માટે હઝરત અકીલ બિન અબી તાલિબ અને તેમની પત્ની ફાતિમા બિન્તે ઉત્બા બિન રબીઆનો મુકદમો જયારે હઝરત ઉસ્માન રદિ. ની અદાલતમાં રજૂ થયો ત્યારે તેમના પતિના કુટુંબમાંથી હઝરત ઈબ્નેઅબ્બાસ રદિ.ને અને પત્નીના કુટુંબમાંથી હઝરત મુઆવિયહ બિન અબુ સુફયાનને પંચ તરીકે

مَلَكَتْ اَيْمَانُكُمْ ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ مَنْ كَانَ مُخْتَالًا
فَخُوْرَا ۙ﴿۳۶﴾ اِۨلَّذِيْنَ يَبْخَلُوْنَ وَ يَاْمُرُوْنَ النَّاسَ بِالْبُخْلِ وَ
يَكْتُمُوْنَ مَاۤ اٰتٰىهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ؕ وَ اَعْتَدْنَا لِلْكٰفِرِيْنَ
عَذَابًا مُّهِيْنًا ۚ﴿۳۷﴾ وَ الَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ رِئَآءَ

**તમારા કબજામાં હોય, ભલાઈપૂર્વક વર્તો. નિઃશંક અલ્લાહ એવા માણસને પસંદ કરતો નથી જે અભિમાની હોય અને પોતાની મોટાઈ માટે ઘમંડ કરે. અને એવાં લોકો પણ અલ્લાહને પસંદ નથી જે કંજૂસાઈ કરે છે અને બીજાંને પણ કંજૂસાઈનો રસ્તો દેખાડે છે અને જે કંઈ અલ્લાહે તેની કૃપાથી તેમને આપ્યું છે તેને છુપાવે છે.[૬૩] આવા નિયામતોનો ઈનકાર કરનાર લોકો માટે અમે ફજેત કરનાર સજા તૈયાર કરી રાખી છે. અને એ લોકો પણ અલ્લાહને નાપસંદ છે જે તેમના માલ માત્ર લોકોને દેખાડવા માટે**

નીમ્યાં અને એમને કહયું કે, જો તમારા બંનેના અભિપ્રાય મુજબ તેમની વચ્ચે છૂટાછેડા કરાવી દેવાનું યોગ્ય હોય તો છૂટાં પાડી દો. આવી રીતે, એક મુકદમામાં હઝરત અલી રદિ. એ મધ્યસ્થી નીમ્યાં અને તેમને અધિકાર આપ્યો કે તેઓ ચાહે તો મેળ કરાવી દે અને ચાહે તો છૂટાં પાડી દે. આના ઉપરથી જણાયું કે, પંચ પોતે પોતાની રીતે તો અદાલતની સત્તાઓ ધરાવતાં નથી પરંતુ જો અદાલત તેમને નીમતી વખતે સત્તાઓ આપી દે તો તેમનો ચુકાદો એક અદાલતી ચુકાદાની જેમ લાગૂ પડશે.

(૬૨) આયતમાં અસ્સાહિબુ બિલજંબ **الصاحب بالجنب** કહેવામાં આવ્યું છે જેનો અર્થ સાથે બેસતો મિત્ર પણ છે અને એવો માણસ પણ કે જેની સાથે કોઈ જગ્યાએ કોઈ વખતે કયાંક માણસનો સંગાથ થઈ જાય. દા.ત. તમે બજારમાં જઈ રહ્યાં હોવ અને કોઈ માણસ તમારી સાથે ચાલી રહ્યો હોય, અથવા કોઈ દુકાન ઉપર વસ્તુ ખરીદી રહ્યાં હોવ અને બીજો કોઈ ખરીદનાર પણ તમારી પાસે બેઠો હોય, અથવા મુસાફરી દરમ્યાન કોઈ માણસ તમારી સાથે સફર કરતો હોય. આ હંગામી પાડોશ પણ કોઈ પણ સભ્ય અને સજજન માણસ ઉપર એક ફરજ લાગુ કરે છે જેનો તકાદો આ છે કે તે બને ત્યાં સુધી તેની સાથે ભલું વર્તન કરે અને તેને તકલીફ પહોંચાડવાથી દૂર રહે.

(૬૩) અલ્લાહની કૃપાને છુપાવવાનો અર્થ આ છે કે, માણસ એવી રીતે રહે જાણે કે અલ્લાહે તેની ઉપર કૃપા નથી કરી. દા.ત. કોઈ માણસને અલ્લાહતઆલાએ પૈસો આપ્યો હોય અને તે તેની હેસિયતથી નીચી કક્ષામાં રહે, ન તો પોતાની જાત ઉપર, અને ન તો પોતાના ઘરના માણસો ઉપર ખર્ચ કરે, ન તો લોકોની મદદ કરે, ન તો નેકીના કામોમાં ભાગ લે. લોકો જુએ તો એમ સમજે કે બિચારો ગરીબડો છે. હકીકતમાં આ

النَّاسِ وَ لَا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَ لَا بِالْيَوْمِ الْاٰخِرِ ؕ وَ مَنْ يَّكُنِ
الشَّيْطٰنُ لَهٗ قَرِيْنًا فَسَآءَ قَرِيْنًا ۝٣٨ وَ مَاذَا عَلَيْهِمْ لَوْ اٰمَنُوْا بِاللّٰهِ
وَ الْيَوْمِ الْاٰخِرِ وَ اَنْفَقُوْا مِمَّا رَزَقَهُمُ اللّٰهُ ؕ وَ كَانَ اللّٰهُ بِهِمْ عَلِيْمًا ۝٣٩
اِنَّ اللّٰهَ لَا يَظْلِمُ مِثْقَالَ ذَرَّةٍ ۚ وَ اِنْ تَكُ حَسَنَةً يُّضٰعِفْهَا وَ
يُؤْتِ مِنْ لَّدُنْهُ اَجْرًا عَظِيْمًا ۝٤٠ فَكَيْفَ اِذَا جِئْنَا مِنْ كُلِّ
اُمَّةٍۭ بِشَهِيْدٍ وَّ جِئْنَا بِكَ عَلٰى هٰۤؤُلَآءِ شَهِيْدًا ۝٤١ؕ يَوْمَئِذٍ
يَّوَدُّ الَّذِيْنَ كَفَرُوْا وَ عَصَوُا الرَّسُوْلَ لَوْ تُسَوّٰى بِهِمُ الْاَرْضُ ؕ

**ખર્ચ કરે છે અને હકીકતમાં ન તો અલ્લાહ ઉપર ઈમાન ધરાવે છે, ન તો અંતિમ દિવસ ઉપર. સાચું આ છે કે શૈતાન જેનો સાથી થયો તેને ઘણો જ ખરાબ સંગાથ મળ્યો. છેવટે આ લોકો ઉપર શું આફત તૂટી પડી હોત જો તેઓ અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવતાં હોત અને જે કંઈ અલ્લાહે આપ્યું છે તેમાંથી ખર્ચ કરતાં હોત. જો તેઓ આવું કરતાં હોત તો તેમની નેકીની હાલત અલ્લાહથી છુપી રહી ન હોત. અલ્લાહ કોઈની ઉપર રજભાર પણ અત્યાચાર નથી કરતો. જો કોઈ એક નેકી કરે તો અલ્લાહ તેને બમણી કરે છે અને પછી પોતાના તરફથી મોટું વળતર એનાયત કરે છે. પછી જરા વિચારો કે તે વખતે આ લોકો શું કરશે જે વખતે અમે દરેક ઉમ્મતમાંથી એક સાક્ષી લાવીશું અને આ લોકો માટે તમને (એટલે કે મુહમ્મદ સ.અ.વ.ને) સાક્ષી તરીકે ઊભાં કરીશું.[૬૪] એ વખતે એ સૌ લોકો કે જેમણે પયગમ્બરની વાત ન માની અને તેની નાફરમાની કરતા રહ્યાં, કામના કરશે કે ધરતી ફાટી જાય અને તેઓ તેમાં સમાઈ જાય.**

અલ્લાહતઆલા પ્રત્યે ભારોભાર અપકાર છે. હદીસમાં આવ્યું છે કે નબી સ.અ.વ.એ કહ્યું. " **انّ الله اذا انعم نعمت علیٰ عبد احبّ ان یظهر اثرها علیه** " અલ્લાહ જયારે કોઈ બંદાને નિયામત આપે છે ત્યારે તેને એ પસંદ કરે છે કે એ નિયામતની અસર બંદા ઉપર જાહેર થાય." એટલે કે તેના ખાનપાનમાં, રહેણીકરણીમાં, રહેઠાણમાં અને પોશાકમાં તથા આપવા-લેવામાં, દરેક બાબતમાં અલ્લાહે આપેલી એ નિયામત વ્યકત થતી રહે.

(૬૪) એટલે કે દરેક જમાનાનો પયગમ્બર તેના જમાનાના લોકો માટે અલ્લાહની અદાલતમાં સાક્ષી




وَ لَا يَكْتُمُوْنَ اللّٰهَ حَدِيْثًا ﴿٤٢﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَقْرَبُوا
الصَّلٰوةَ وَ اَنْتُمْ سُكٰرٰى حَتّٰى تَعْلَمُوْا مَا تَقُوْلُوْنَ وَ لَا
جُنُبًا اِلَّا عَابِرِىْ سَبِيْلٍ حَتّٰى تَغْتَسِلُوْا ؕ وَ اِنْ كُنْتُمْ

**ત્યાં આ લોકો તેમની કોઈ વાત અલ્લાહથી છુપાવી શકશે નહીં. (રુકૂઅ-૬)**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, જ્યારે તમે નશાની હાલતમાં હોવ ત્યારે નમાઝની નજીક[૬૫] ન જાઓ. નમાઝએ સમયે પઢવી જોઈએ જે સમયે તમે જાણતાં હોવ કે શું બોલી રહ્યાં[૬૬] છો. અને આવી જ રીતે નાપાકીની[૬૭] હાલતમાં પણ નમાઝની નજીક ન જાઓ જ્યાં સુધી સ્નાન ન કરી લો, સિવાય કે રસ્તામાંથી પસાર[૬૮] થતાં હોવ. અને જો કયારેક એવું થાય કે તમે**

આપશે કે જીવનનો એ સીધો માર્ગ તથા વિચાર, અને અમલની એ સાચી રીત કે જેનું શિક્ષણ આપે મને આપ્યું હતું, તેને મેં આ લોકો સુધી પહોંચાડી દીધું હતું. પછી આ જ ગવાહી મુહમ્મદ સ.અ.વ. પોતાના જમાનાના લોકો માટે આપશે. અને કુર્આન ઉપરથી જણાય છે કે આપનો જમાનો આપના નબી થવાથી માંડીને કયામત સુધીનો છે. (આલેઈમરાન, નોંધ ક્રમાંક - ૬૯)

**(૬૫)** શરાબ વિષેનો આ બીજો હુકમ છે. પહેલો હુકમ એ હતો જે સૂરઃ બકરહની ૨૧૯ મી આયતમાં આવી ગયો છે. તેમાં માત્ર એટલું જ જાહેર કરીને છોડી દેવામાં આવ્યું કે દારૂ ખરાબ વસ્તુ છે, અલ્લાહને પસંદ નથી. એટલે હવે મુસલમાનોમાંથી એક વર્ગ આના પછી જ દારૂથી દૂર રહેવા લાગ્યો હતો. પરંતુ ઘણાં લોકો તેનો રાબેતા મુજબ ઉપયોગ કરી રહ્યા હતાં, એટલે સુધી કે ઘણી વખત નશાની હાલતમાં નમાઝ પઢવા ઊભા થઈ જતા હતાં અને કંઈનું કંઈ પઢવા લાગતા હતાં. હિજરી સન્ ૪ની શરૂઆતમાં આ બીજો હુકમ આવ્યો અને નશાની હાલતમાં નમાઝ પઢવાની મનાઈ કરી દેવામાં આવી. આની અસર એ થઈ કે લોકોએ તેમના દારૂ પીવાના સમય બદલી નાખ્યાં અને એવા સમયે દારૂ પીવાનું છોડી દીધું જેમાં એવો ભય હોય કે કયાંક નશાની હાલતમાં નમાઝનો સમય આવી ન જાય. આના થોડા સમય પછી જ દારૂને સંપૂર્ણ હરામ ઠરાવવાનો એ હુકમ આવ્યો જે સૂરઃ માઈદહની ૯૦ અને ૯૧મી આયતમાં છે. અહીં એ વાત પણ સમજી લેવી જોઈએ કે આયતમાં 'સુકર' **سُکر** એટલે નશો શબ્દ આવે છે. એટલા માટે આ હુકમ માત્ર દારૂ પૂરતો મર્યાદિત ન હતો બલ્કે દરેક માદક વસ્તુ માટે સામાન્ય હતો, અને આજે પણ એ હુકમ અમલી છે. માદક વસ્તુઓનો ઉપયોગ જો કે પોતે જ હરામ છે પરંતુ નશાની હાલતમાં નમાઝ પઢવી બમણો અને વધુ મોટો ગુન્હો છે.

**(૬૬)** આ જ કારણસર નબી સ.અ.વ.એ હુકમ આપ્યો કે જયારે પણ કોઈ માણસને ઊંઘ ચઢી ગઈ હોય અને તે નમાઝ પઢતાં પઢતાં વારંવાર ઝોકાં ખાતો હોય ત્યારે તેણે નમાઝ છોડીને સૂઈ જવું જોઈએ. કેટલાક લોકો આ આયત વડે એવી દલીલ કરે છે કે જે માણસ નમાઝના અરબી લખાણનો અર્થ સમજતો નથી તેની નમાઝ થતી નથી. પરંતુ આ એક બિનજરૂરી સખ્તાઈ છે તેમજ ખુદ કુર્આનના શબ્દો પણ આને સાથ આપતાં

مَّرْضٰٓى اَوْ عَلٰى سَفَرٍ اَوْ جَآءَ اَحَدٌ مِّنْكُمْ مِّنَ الْغَآئِطِ اَوْ لٰمَسْتُمُ النِّسَآءَ فَلَمْ تَجِدُوْا مَآءً فَتَيَمَّمُوْا صَعِيْدًا طَيِّبًا فَامْسَحُوْا بِوُجُوْهِكُمْ وَ اَيْدِيْكُمْ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَفُوًّا غَفُوْرًا ﴿٤٣﴾

**માંદા હોવ, અથવા મુસાફરીમાં હોવ, અથવા તમારામાંથી કોઈ કુદરતી હાજતે જઈને આવે અથવા તમે સ્ત્રીઓને સ્પર્શ કર્યો હોય,[૬૯] અને પછી પાણી ન મળે, ત્યારે પાક માટીનો ઉપયોગ કરો અને તેનાથી તમારા ચહેરાં અને હાથો ઉપર હાથ ફેરવી કરી લો,[૭૦] નિઃશંક અલ્લાહ દરગુજર કરનાર અને માફી આપનાર છે.**

નથી. કુર્આનમાં **حتی تعلموا ما تقولون** કહેવામાં આવ્યું નથી બલ્કે **حتی تفقهوا یا حتی تفهموا ما تقولون** કહેવામાં આવ્યું છે. એટલે કે નમાઝમાં માણસને એટલું ભાન રહેવું જોઈએ કે, એ જાણે કે તે કઈ વસ્તુ તેના મોઢેથી બોલી રહ્યો છે. એવું ન બને કે તે ઉભો હોય નમાઝ પઢવા અને શરૂ કરી દે કોઈ ગાયન.

(૬૭) **جَنابت** જનાબતનો મૂળ અર્થ દૂર રહેવાનો અને સંબંધ નહીં રાખવાનો છે. આના ઉપરથી અજનબી શબ્દ નીકળ્યો છે. શરીઅતની ભાષામાં જનાબતનો અર્થ એ ગંદકી છે જે જાતીય ઇચ્છા સંતોષવાથી અથવા સ્વપ્નમાં વીર્યસ્ખલન થવાથી લાગુ પડે છે કેમ કે આના કારણે માણસ પાકીથી દૂર થઈ જાય છે.

(૬૮) શરીઅતના કાયદાવિદો અને તફસીરકર્તાઓમાંથી એક વર્ગે આ આયતનો અર્થ આ લીધો છે કે, જનાબતની હાલતમાં મસ્જિદમાં જવું જોઈએ નહીં, સિવાય કે કોઈ કામ અર્થે મસ્જિદમાંથી પસાર થવાનું હોય. આ જ અભિપ્રાયને અબ્દુલ્લાહ બિન મસઊદ, અનસ બિન માલિક, હસન બસરી અને ઈબ્રાહીમ નખઈ વગેરે લોકોએ અપનાવ્યો છે. બીજો વર્ગ આનો અર્થ મુસાફરી કરે છે, એટલે કે જો માણસ મુસાફરીમાં હોય અને જનાબત લાગુ થઈ જાય તો તયમ્મુમ કરી શકાય છે. મસ્જિદના મામલાની વાત કરીએ તો, આ વર્ગના અભિપ્રાયમાં જનાબતવાળા માણસે વુઝૂ કરીને મસ્જિદમાં બેસવું કાયદેસર છે. આ અભિપ્રાય હઝરત અલી રદિ., ઈબ્નેઅબ્બાસ રદિ., સઈદ બિન જુબૈર રદિ. અને કેટલાંક બીજા લોકોએ અપનાવ્યો છે. જો કે આ બાબતે લગભગ બધા વચ્ચે સહમતિ છે કે માણસ મુસાફરીમાં હોય અને જનાબત લાગુ પડી જાય અને ન્હાવાનું શકય ન હોય તો તયમ્મુમ કરીને નમાઝ પઢી શકે છે. પરંતુ પહેલો વર્ગ આ પ્રશ્નને હદીસમાંથી મેળવે છે અને બીજો વર્ગ આ રિવાયતનો આધાર કુર્આનની ઉપરોકત આયત ઉપર મૂકે છે.

(૬૯) આ વાતમાં મતભેદ છે કે 'લમ્સ' **لَمس** એટલે કે સ્પર્શ કરવાનો અર્થ શું છે. હઝરત અલી રદિ., ઈબ્નેઅબ્બાસ રદિ., અબૂ મૂસા અશઅરી રદિ., ઉબ્બૈ ઈબ્ને કઅબ રદિ., સઈદ બિન જુબૈર રદિ., હસન બસરી અને ઘણાં ઈમામોનો અભિપ્રાય છે કે આનો અર્થ સંભોગ છે અને આ જ અભિપ્રાયને ઈમામ અબૂ હનીફા અને તેમના સાથીઓ તથા ઈમામ સુફયાન સૌરીએ અપનાવ્યો છે. આનાથી વિરૂદ્ધ, હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિ. અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર રદિ. નો મત છે. અને કેટલીક રિવાયતો ઉપરથી જણાય છે કે હઝરત ઉમર

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ أُوتُوا نَصِيبًا مِّنَ الْكِتَابِ يَشْتَرُونَ الضَّلَالَةَ وَيُرِيدُونَ أَن تَضِلُّوا السَّبِيلَ ﴿٤٤﴾ وَاللَّهُ أَعْلَمُ بِأَعْدَائِكُمْ

**શું તમે એ લોકોને પણ જોયાં જેમને ગ્રંથના જ્ઞાનનો કેટલોક ભાગ આપવામાં આવ્યો છે[૭૧] ? તેઓ જાતે ગુમરાહીના ખરીદનારા બનેલાં છે અને ઇચ્છે છે કે તમે પણ માર્ગ ગુમાવી બેસો. અલ્લાહ તમારા શત્રુઓને બરાબર રીતે જાણે છે**

ઈબ્નેખત્તાબ રદિ.નો પણ આ જ મત છે કે, આનો અર્થ સ્પર્શ કરવો કે હાથ લગાડવો છે, અને આ જ મતને ઈમામ શાફઈએ અપનાવ્યો છે. કેટલાક ઈમામોએ વચલો માર્ગ પણ અખત્યાર કર્યો છે. દા.ત.ઈમામ માલિકનો મત છે કે, જો સ્ત્રી અથવા પુરૂષ એક બીજાને જાતીય ઇચ્છા સાથે સ્પર્શ કરે તો તેમનો વુઝૂ તૂટી જશે અને નમાઝ માટે તેમણે નવો વુઝૂ કરવો પડશે, પરંતુ જો જાતીય ઇચ્છા વિના એકનું શરીર બીજાને સ્પર્શી જાય તો તેમાં કોઈ હરજ નથી.

(૭૦) આ હુકમની વિગતો એવી છે કે જો માણસ વુઝૂ વગરનો હોય અથવા સ્નાનની જરૂર હોય અને પાણી ન મળે તો તયમ્મુમ કરીને નમાઝ પઢી શકે છે. જો બીમાર હોય અને સ્નાન અથવા વુઝૂ કરવાથી તેને હાનિ પહોંચવાનો ભય હોય તો પાણી હોવા છતાં તયમ્મુમની છૂટનો લાભ લઈ શકે છે.

તયમ્મુમનો અર્થ ઈરાદો કરવાનો છે, એટલે કે જયારે પાણી ન મળે, અથવા પાણી હોય પણ તેનો ઉપયોગ શકય ન હોય, તો શુદ્ધ માટીનો ઈરાદો કરો.

તયમ્મુમની રીતમાં શરીઅતના કાનૂનવિદો વચ્ચે મતભેદ છે. એક વર્ગના મતે આની રીત એવી છે કે, એક વખત માટી ઉપર હાથ મારીને મોઢા પર ફેરવી લેવામાં આવે, પછી બીજી વખત માટી ઉપર હાથ મારીને કોણીઓ સુધી હાથો ઉપર ફેરવી લેવામાં આવે. ઈમામ અબૂ હનીફા, ઈમામ શાફઈ, ઈમામ માલિક અને શરીઅતના ઘણાં કાયદાવિદોનો મસ્લક આ જ છે, અને સહાબીઓ તથા તાબેઈનમાંથી હઝરત અલી રદિ., અબ્દુલ્લાહ બિન ઉમર રદિ., હસન બસરી, શિઅબી અને સાલિમ બિન અબ્દુલ્લાહ વગેરે આને માનતા હતાં. બીજા વર્ગના મતે માત્ર એક જ વખત હાથ મારવો પૂરતું છે. એ જ હાથ મોઢા પર પણ ફેરવી લેવામાં આવે અને તેને જ કાંડા ઉપર પણ ફેરવી લેવામાં આવે. કોણીઓ સુધી હાથ-મસહ કરવાની- ફેરવવાની જરૂર નથી. આ અતા, મકહૂલ અને ઔઝાઈ અને અહમદ ઈબ્ને હંબલ રહ. નો મસ્લક છે અને સામાન્ય રીતે એહલેહદીસ આમાં જ માને છે.

તયમ્મુમ માટે એ જરૂરી નથી કે જમીન ઉપર હાથ મારવામાં આવે. આના માટે કોઈપણ ધૂળવાળી વસ્તુ, અને એ દરેક વસ્તુ જે જમીનના સૂકા ભાગોની બનેલી હોય, પૂરતી છે.

કેટલાક લોકો એવો વાંધો ઉઠાવે છે કે આવી રીતે માટી ઉપર હાથ મારીને મોઢા અને હાથો પર ફેરવી લેવાથી પાકી કેવી રીતે મળી શકે છે. પરંતુ હકીકતમાં આ માણસની અંદર પાકીની લાગણી અને નમાઝનો આદર કાયમ રાખવા માટેનો એક મહત્ત્વપૂર્ણ માનસિક ઉપાય છે. આનાથી લાભ એ છે કે, માણસને ગમે તેટલા સમય સુધી વાપરવા માટે પાણી ન મળે તો પણ તેની અંદર પાકીની લાગણી જળવાઈ રહેશે, સ્વચ્છતાના જે

وَ كَفٰى بِاللّٰهِ وَلِيًّا ۫ وَّ كَفٰى بِاللّٰهِ نَصِيْرًا ﴿٤٥﴾ مِنَ الَّذِيْنَ هَادُوْا
يُحَرِّفُوْنَ الْكَلِمَ عَنْ مَّوَاضِعِهٖ وَ يَقُوْلُوْنَ سَمِعْنَا وَ عَصَيْنَا
وَ اسْمَعْ غَيْرَ مُسْمَعٍ وَّ رَاعِنَا لَيًّا بِاَلْسِنَتِهِمْ وَ طَعْنًا فِي
الدِّيْنِ ؕ وَ لَوْ اَنَّهُمْ قَالُوْا سَمِعْنَا وَ اَطَعْنَا وَ اسْمَعْ وَ انْظُرْنَا

**અને તમારી હિમાયત અને મદદ માટે અલ્લાહ જ પૂરતો છે. જે લોકો યહૂદી બની ગયાં છે[૭૨] તેમાં કેટલાક લોકો છે જે શબ્દોને તેમની જગ્યાએ ફેરવી દે છે,[૭૩] સત્યદીનની વિરૂદ્ધ દંશ મારવા માટે તેમની જીભોને આડી અવળી કરીને બોલે છે ''સમિઅ્‌ના વ અસૈના''[૭૪] અને ''ઈસ્મઅ્‌ ગૈર મુસ્મઈન[૭૫] અને ''રાઈના''.[૭૬] જો કે તેઓ કહેત કે ''સમિઅ્‌ના વ અતઅ્‌ના'', અને ''ઈસ્મઅ્‌'' અને ''ઉન્ઝુરના'' તો આ**

નિયમો શરીઅતમાં નકકી કરી દેવામાં આવ્યાં છે તેમનું પાલન તે નિયમિત રીતે કરતો રહેશે અને તેના મગજમાંથી નમાઝને લાયક હોવાની હાલત અને નમાઝને લાયક ન હોવાની હાલત વચ્ચેનો ફરક અને ભેદ કયારેય ભૂંસાશે નહીં.

(૭૧) એહલેકિતાબના વિદ્વાનો વિષે કુર્આને મોટાભાગે આ શબ્દોનો ઉપયોગ કર્યો છે કે ''તેમને ગ્રંથના જ્ઞાનનો કેટલોક ભાગ આપવામાં આવ્યો છે,'' આનું કારણ આ છે કે, પહેલાં તો તેમણે અલ્લાહના ગ્રંથનો એક હિસ્સો ખોઈ નાખ્યો હતો. પછી જે કંઈ અલ્લાહની કિતાબમાંથી તેમની પાસે મોજૂદ હતું તેના હાર્દ તથા તેના હેતુથી પણ તેઓ અજાણ બની ગયા હતાં. તેમનો તમામ રસ શાબ્દિક ચર્ચાઓ અને હુકમોની ગૌણ બાબતો તથા અકીદાઓની ઉપરછલ્લી ગૂંચવણો સુધી મર્યાદિત હતો. આ જ કારણ હતું કે, તેઓ દીનની સચ્ચાઈથી અજાણ અને દીનના સત્ત્વથી ખાલી બની ગયા હતાં, જો કે તેઓ દીની વિદ્વાનો અને કોમના આગેવાનો ગણાતા હતાં.

(૭૨) એમ નથી કહેવામાં આવ્યું કે ''યહૂદી છે'' બલ્કે કહેવામાં આવ્યું છે કે ''યહૂદી બની ગયાં છે.'' કેમ કે શરૂઆતમાં તો તેઓ પણ મુસલમાન જ હતાં, જેવી રીતે દરેક નબીની ઉમ્મત મૂળભૂત રીતે મુસલમાન હોય છે, પરંતુ પાછળથી તેઓ માત્ર યહૂદી બનીને રહી ગયાં.

(૭૩) આના ત્રણ અર્થ છે : એક આ કે, અલ્લાહની કિતાબના શબ્દોમાં ફેરફાર કરે છે. બીજો આ કે, પોતાના અર્થઘટનો વડે કિતાબની આયતોના અર્થ કંઈના કંઈ કરી નાખે છે. ત્રીજો આ કે, આ લોકો મુહમ્મદ સ.અ.વ. અને આપના અનુયાયીઓની સોબતમાં આવીને એમની વાતો સાંભળે છે અને પાછા ફરીને લોકોની સામે ખોટી રીતે વર્ણવે છે. વાત કંઈ કહેવામાં આવે છે અને તેઓ તેને પોતાની ચતુરાઈથી કંઈનું કંઈ બનાવીને

لَكَانَ خَيْرًا لَّهُمْ وَ اَقْوَمَ ۙ وَلٰكِنْ لَّعَنَهُمُ اللّٰهُ بِكُفْرِهِمْ فَلَا
يُؤْمِنُوْنَ اِلَّا قَلِيْلًا ۝٤٦ يٰۤاَيُّهَا الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اٰمِنُوْا بِمَا
نَزَّلْنَا مُصَدِّقًا لِّمَا مَعَكُمْ مِّنْ قَبْلِ اَنْ نَّطْمِسَ وُجُوْهًا
فَنَرُدَّهَا عَلٰۤى اَدْبَارِهَاۤ اَوْ نَلْعَنَهُمْ كَمَا لَعَنَّاۤ اَصْحٰبَ السَّبْتِ ؕ
وَ كَانَ اَمْرُ اللّٰهِ مَفْعُوْلًا ۝٤٧ اِنَّ اللّٰهَ لَا يَغْفِرُ اَنْ يُّشْرَكَ بِهٖ وَ
يَغْفِرُ مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدِ

**તેમના જ માટે સારું હતું અને વધારે સાચી રીત હતી. પરંતુ તેમની ઉપર તો તેમની જૂઠપરસ્તીના કારણે અલ્લાહની ફિટકાર પડેલી છે તેથી તેઓ ભાગ્યે જ ઈમાન લાવે છે.**

**હે એ લોકો જેમને ગ્રંથ આપવામાં આવ્યો હતો! માની લો એ ગ્રંથને જે હવે અમે ઊતાર્યો છે અને જે એ ગ્રંથનું સમર્થન કરે છે જે તમારી પાસે અગાઉથી મોજૂદ[૭૭] હતો. આની ઉપર ઈમાન લઈ આવો એ પહેલાં કે અમે ચહેરાં વિકૃત બનાવીને પાછળની તરફ ફેરવી દઈએ અથવા તેમને એવી રીતે ધિક્કાર પામેલાં બનાવી દઈએ જેવી રીતે સબ્તવાળાઓ સાથે અમે કર્યું હતું,[૭૮] અને યાદ રાખો કે અલ્લાહનો હુકમ અમલી બનીને જ રહે છે. અલ્લાહ માત્ર શિર્કને જ માફ નથી કરતો,[૭૯] આ સિવાય બીજાં જેટલાં ગુના છે તે જેના માટે ઇચ્છે છે, માફ કરી દે છે.[૮૦] અલ્લાહની સાથે જેણે બીજા કોઈને ભાગીદાર ઠેરવ્યો તેણે તો**

લોકોમાં ફેલાવે છે જેથી એમને બદનામ કરવામાં આવે અને એમના વિષે ગેરસમજો ફેલાવીને લોકોને ઇસ્લામી સમુદાયની તરફ આવતાં રોકવામાં આવે.

(૭૪) એટલે કે જયારે તેમને ખુદાના હુકમો સંભળાવવામાં આવે છે ત્યારે મોટેથી કહે છે "**સમિઅના**" **سَمِعْنَا** (અમે સાંભળી લીધું) અને ધીમેથી કહે છે "**અસૈના**" **عَصَيْنَا** (અમે સ્વીકાર્યું નથી). અથવા "**અતઅ'ના**" **اَطَعْنَا** (અમે સ્વીકારી લીધું) નું ઉચ્ચારણ એવી રીતે જીભને લચક આપીને કરે છે કે "**અસૈના**" **عَصَيْنَا** બની જાય છે.

(૭૫) એટલે કે વાતચીત દરમ્યાન જયારે તેઓ કોઈ વાત મુહમ્મદ સ.અ.વ.ને કહેવા માગે છે ત્યારે કહે છે **اِسْمَعْ** "**ઇસ્મઅ**" (સાંભળો) અને પછી સાથે જ "**ગૈર મુસ્મઈન**" **غَيْرَ مُسْمَعٍ** પણ કહે છે જે દ્વિઅર્થી છે. આનો અર્થ આ છે કે, આપ એવા આદરણીય છો કે આપને કોઈ વાત મરજી વિરૂદ્ધ સંભળાવી શકાતી નથી.

افْتَرٰۤی اِثْمًا عَظِیْمًا ﴿۴۸﴾ اَلَمْ تَرَ اِلَی الَّذِیْنَ یُزَكُّوْنَ اَنْفُسَهُمْ ؕ
بَلِ اللّٰهُ یُزَكِّیْ مَنْ یَّشَآءُ وَ لَا یُظْلَمُوْنَ فَتِیْلًا ﴿۴۹﴾ اُنْظُرْ كَیْفَ


یَفْتَرُوْنَ عَلَی اللّٰهِ الْكَذِبَ ؕ وَ كَفٰی بِهٖۤ اِثْمًا مُّبِیْنًا ﴿۵۰﴾ ع اَلَمْ تَرَ
اِلَی الَّذِیْنَ اُوْتُوْا نَصِیْبًا مِّنَ الْكِتٰبِ یُؤْمِنُوْنَ بِالْجِبْتِ

**ઘણું જ મોટું જૂઠ્ઠાણું ઘડી કાઢયું અને ભારે ગુનાની વાત કહી.**

**શું તમે એ લોકોને પણ જોયાં જે તેમના મનની પવિત્રતાનો દાવો કરે છે ? જો કે પવિત્રતા તો અલ્લાહ જ જેને ઇચ્છે છે એનાયત કરે છે, અને (આમને જો પવિત્રતા પ્રાપ્ત થતી નથી તો હકીકતમાં) આમની ઉપર લેશમાત્ર અત્યાચાર કરવામાં આવતો નથી. જુઓ તો ખરા, આ લોકો અલ્લાહ માટે પણ જૂઠી વાતો ઘડવાથી ચૂકતાં નથી અને તેમના સ્પષ્ટપણે ગુનેગાર હોવા માટે આ જ એક ગુનો પૂરતો છે. (રુકૂઅ-૭)**

**શું તમે એ લોકોને નથી જોયાં જેમને ગ્રંથના જ્ઞાનમાંથી કેટલોક ભાગ આપવામાં આવ્યો છે અને જેમની દશા આ છે કે જિબ્ત[૮૧]**

બીજો અર્થ આ છે કે, તમે એ લાયક નથી કે તમને કોઈ કંઈ સંભળાવે. એક બીજો અર્થ આ છે કે, ખુદા કરે તમે બહેરા થઈ જાઓ.

(૭૬) આની સમજૂતી માટે જુઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક - ૧૦૮

(૭૭) આની સમજૂતી માટે જુઓ, સૂરઃ આલે ઈમરાન, નોંધ ક્રમાંક - ૨

(૭૮) આની સમજૂતી માટે જુઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક - ૮૨ અને ૮૩.

(૭૯) આવું એટલા માટે કહેવામાં આવ્યું છે કે ગ્રંથવાળા જો કે પયગમ્બરો અને આકાશી ગ્રંથોના અનુસરણનો દાવો કરતા હતાં પરંતુ શિર્કમાં પડી ગયેલા હતાં.

(૮૦) આનો અર્થ આવો નથી કે માણસ માત્ર શિર્ક ન કરે અને બાકીના બીજા ગુના મન મૂકીને કરતો રહે. બલ્કે હકીકતમાં આનો આશય એ સમજાવવાનો છે કે શિર્ક, કે જેને આ લોકોએ ખૂબ જ મામૂલી વસ્તુ માની લીધી હતી, તે તમામ ગુન્હાઓથી મોટો ગુન્હો છે, એટલે સુધી કે બીજા ગુન્હાઓની માફી તો શકય છે પરંતુ આ એવો ગુન્હો છે જે માફ કરી શકાતો નથી. શરીઅતના યહૂદી વિદ્વાનો નાના નાના આદેશો વિષે તો ખૂબ કાળજી લેતા હતાં પરંતુ તેમનો બધો જ સમય એ ગૌણ બાબતોની આંકણીમાં જ પસાર થઈ જતો હતો જે તેમના કાયદાવિદોએ ચકાસણી ઉપર ચકાસણીઓ કરીને તારવેલી હતી. પરંતુ શિર્ક તેમની નજરમાં એક એવું હળવું કૃત્ય હતું કે ન તો પોતે જ તેનાથી બચવાની ચિંતા કરતા હતાં, ન તો તેમની કોમને શિર્કયુકત વિચારો અને આચરણથી બચાવવાનો પ્રયાસ કરતા હતાં, અને ન તો મુશ્રિકોની મિત્રતા અને હિમાયત કરવામાં તેમને કોઈ

وَ الطَّاغُوْتِ وَ يَقُوْلُوْنَ لِلَّذِيْنَ كَفَرُوْا هٰۤؤُلَآءِ اَهْدٰى مِنَ
الَّذِيْنَ اٰمَنُوْا سَبِيْلًا ﴿۵۱﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ لَعَنَهُمُ اللّٰهُ ؕ وَ
مَنْ يَّلْعَنِ اللّٰهُ فَلَنْ تَجِدَ لَهٗ نَصِيْرًا ﴿۵۲﴾ؕ اَمْ لَهُمْ نَصِيْبٌ
مِّنَ الْمُلْكِ فَاِذًا لَّا يُؤْتُوْنَ النَّاسَ نَقِيْرًا ﴿۵۳﴾ۙ اَمْ يَحْسُدُوْنَ
النَّاسَ عَلٰى مَاۤ اٰتٰىهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ۚ فَقَدْ اٰتَيْنَاۤ اٰلَ

**અને તાગૂતને[૮૨] માને છે અને કાફિરો વિષે કહે છે કે ઈમાન લાવનારાઓ કરતાં તો આ જ વધુ સાચા રસ્તે છે.[૮૩] આવાં જ લોકો છે જેમની ઉપર અલ્લાહે ફિટકાર કરી છે અને જેની ઉપર અલ્લાહ ફિટકાર કરી દે પછી તમે તેનો કોઈ મદદગાર નહીં જુઓ. શું રાજ્યમાં તેમનો કોઈ ભાગ છે ? જો આવું હોત તો તેઓ બીજાંને ફૂટી કોડી પણ ન આપત.[૮૪] તો પછી તેઓ બીજાંની અદેખાઈ એટલા માટે કરે છે કે અલ્લાહે તેમને તેની કૃપા વડે નવાજી દીધાં[૮૫] ? જો આ વાત છે તો તેમને માલૂમ થાય કે અમે તો**

વાંધો દેખાતો હતો.

(૮૧) **جِبْت** **'જિબ્ત'**નો અર્થ મિથ્યા, પાયાવિનાની અને નકામી વસ્તુ છે. ઇસ્લામની ભાષામાં જાદુ વિદ્યા, જ્યોતિષવિદ્યા, દાણાં નાખવાં, ટૌણાં-ટોટકા, શુકન અને મૂહુર્ત તેમજ બીજી તમામ અંધશ્રદ્ધા અને કાલ્પનિક વાતોને 'જિબ્ત' કહેવામાં આવી છે. એટલા માટે હદીસમાં આવ્યું છે કે **النياقة والطرق والطير من الجبت** એટલે કે, પ્રાણીઓના અવાજો ઉપરથી શુકન લેવાં, જમીન ઉપર પશુઓના પગલાંના નિશાન ઉપરથી શુકન કાઢવાં અને જ્યોતિષવિદ્યાની બીજી રીતો, બધું જ જિબ્તના જુદા જુદા પ્રકારો છે. તેથી જિબ્તનો અર્થ એ જ છે જેને આપણે ગુજરાતીમાં વહેમો-અંધશ્રદ્ધા કહીએ છીએ અને જેના માટે અંગ્રેજીમાં (superstitions) શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે.

(૮૨) સમજૂતી માટે જૂઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક-૨૮૬ અને ૨૮૮.

(૮૩) યહૂદી વિદ્વાનોનો હઠાગ્રહ એટલી હદે પહોંચી ગયો હતો કે જે લોકો મુહમ્મદ સ.અ.વ. ઉપર ઈમાન લાવ્યા હતાં તેમને તેઓ આરબ મુશ્રિકોની સરખામણીમાં વધુ ગુમરાહ ગણતા હતાં અને કહેતા હતાં કે તેમના કરતાં તો આ મુશ્રિક લોકો જ વધારે સીધા માર્ગ ઉપર છે. જો કે તેઓ સ્પષ્ટ રીતે જોઈ રહ્યા હતાં કે, એક તરફ વિશુદ્ધ તૌહીદ છે જેમાં શિર્કનો અંશમાત્ર નથી અને બીજી તરફ ખુલ્લી મૂર્તિપૂજા છે જેના ખંડનથી સમગ્ર બાઈબલ ભરેલી છે.

اِبْرٰهِيْمَ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَاٰتَيْنٰهُمْ مُّلْكًا عَظِيْمًا ﴿۵۴﴾
فَمِنْهُمْ مَّنْ اٰمَنَ بِهٖ وَمِنْهُمْ مَّنْ صَدَّ عَنْهُ ؕ وَكَفٰى
بِجَهَنَّمَ سَعِيْرًا ﴿۵۵﴾ اِنَّ الَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِنَا سَوْفَ
نُصْلِيْهِمْ نَارًا ؕ كُلَّمَا نَضِجَتْ جُلُوْدُهُمْ بَدَّلْنٰهُمْ جُلُوْدًا
غَيْرَهَا لِيَذُوْقُوا الْعَذَابَ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَزِيْزًا حَكِيْمًا ﴿۵۶﴾
وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ سَنُدْخِلُهُمْ جَنّٰتٍ

**ઈબ્રાહીમ (અ.સ.)ની સંતાનને ગ્રંથ અને ડહાપણ આપ્યાં અને મહાન હકૂમત બક્ષી[૮૪] દીધી, પરંતુ તેમનામાંથી કોઈ તેની ઉપર ઈમાન લાવ્યો અને કોઈ વિમુખ બની ગયો,[૮૫] અને મુખ ફેરવી જનારાઓ માટે તો જહન્નમની ભડકે બળતી આગ જ પૂરતી છે. જે લોકોએ અમારી આયતોને માનવાનો ઈનકાર કરી દીધો છે તેમને નિઃશંક અમે આગમાં ઝોકીશું અને જ્યારે તેમના શરીરની ચામડી ગળી જશે ત્યારે તેની જગ્યાએ બીજી ચામડી પેદા કરી દઈશું જેથી તેઓ બરાબર રીતે સજાનો સ્વાદ ચાખે, અલ્લાહ ભારે જોરાવર છે અને તેના ફેંસલાં અમલી બનાવવાનું ડહાપણ બહુ સારી રીતે જાણે છે. અને જેમણે અમારી આયતોને માની લીધી અને સદ્કાર્યો કર્યાં તેમને અમે એવાં બાગોમાં દાખલ કરીશું**

(૮૪) એટલે કે શું ખુદાના સામ્રાજ્યનો કોઈ હિસ્સો તેમના કબજામાં છે કે તેઓ ફેંસલો કરવા જઈ રહ્યાં છે કે કોણ માર્ગદર્શન પામેલો છે અને કોણ નથી? જો એમ હોત તો, તેમના હાથે બીજા લોકોને એક કાણો પૈસો પણ મળત નહીં, કેમ કે તેમના દિલ તો એટલા નાનાં છે કે તેઓ સત્યનો સ્વીકાર પણ કરી શકતાં નથી. બીજો અર્થ આ પણ થઈ શકે છે કે, શું તેમની પાસે કોઈ દેશનું રાજ્ય છે કે તેમાં બીજા લોકો હિસ્સો માગે છે અને આ લોકો તેમને એમાંથી કંઈ પણ આપવા નથી માગતાં? અહીં તો માત્ર સત્યના સ્વીકારનો પ્રશ્ન સામે છે અને એમાં પણ આ લોકો કંજૂસાઈ દાખવી રહ્યાં છે.

(૮૫) એટલે કે આ લોકો તેમની બિનઆવડત છતાં અલ્લાહની જે કૃપા અને જે ઈનામની આશા પોતાની મેળે રાખીને બેઠાં છે, તેનાથી જ્યારે બીજા લોકોને નવાજવામાં આવ્યાં અને અરબસ્તાનના અભણો લોકોમાં એક ભવ્ય નબીના પ્રગટ થવાથી એ આધ્યાત્મિક, નૈતિક તથા માનસિક અને સક્રીય જીવન જન્મ્યું હતું જેનું અનિવાર્ય પરિણામ પ્રગતિ અને વિજય છે, ત્યારે હવે આ લોકો આના માટે ઈર્ષ્યા કરી રહ્યાં છે, અને આ

تَجۡرِیۡ مِنۡ تَحۡتِهَا الۡاَنۡهٰرُ خٰلِدِیۡنَ فِیۡهَاۤ اَبَدًا ؕ لَهُمۡ
فِیۡهَاۤ اَزۡوَاجٌ مُّطَهَّرَةٌ ۫ وَّ نُدۡخِلُهُمۡ ظِلًّا ظَلِیۡلًا ﴿۵۷﴾
اِنَّ اللّٰهَ یَاۡمُرُکُمۡ اَنۡ تُؤَدُّوا الۡاَمٰنٰتِ اِلٰۤی اَهۡلِهَا ۙ وَ
اِذَا حَکَمۡتُمۡ بَیۡنَ النَّاسِ اَنۡ تَحۡکُمُوۡا بِالۡعَدۡلِ ؕ اِنَّ اللّٰهَ
نِعِمَّا یَعِظُکُمۡ بِهٖ ؕ اِنَّ اللّٰهَ کَانَ سَمِیۡعًۢا بَصِیۡرًا ﴿۵۸﴾

**જેમની નીચે નદીઓ વહેતી હશે, જ્યાં તેઓ હંમેશાં રહેશે અને તેમને પાક પત્નીઓ મળશે અને તેમને અમે ઘનિષ્ઠ છાંયડાંમાં રાખીશું.**

**મુસલમાનો, અલ્લાહ તમને હુકમ આપે છે કે થાપણો થાપણદારોને સોંપી દો, અને જ્યારે લોકો વચ્ચે ફેંસલો કરો ત્યારે ન્યાયપૂર્વક કરો,[૮૮] અલ્લાહ તમને ખૂબજ ઉમદા શિખામણ આપે છે અને નિઃશંક અલ્લાહ બધું જ સાંભળે છે અને જુએ છે.**

---

વાતો આ જ ઈર્ષ્યાના કારણે તેમના મોઢેથી નીકળી રહી છે.

(૮૬) "મહાન હકૂમત"નો અર્થ જગતની સરદારી અને આગેવાની તેમજ દુનિયાની કોમો ઉપર નેતૃત્વની સત્તા છે જે અલ્લાહની કિતાબનું જ્ઞાન મેળવવાથી તેમજ આ જ્ઞાન અને ડહાપણ અનુસાર અમલ કરવાથી ચોકકસપણે પ્રાપ્ત થાય છે.

(૮૭) યાદ રહે કે, અહીં જવાબ બનીઈસ્રાઈલની ઈર્ષ્યાયુકત વાતોનો આપવામાં આવી રહ્યો છે. આ જવાબનો અર્થ આ છે કે, તમે લોકો કઈ વાત માટે ખાર ખાઓ છો ? તમે પણ ઈબ્રાહીમની સંતાન છો અને આ બનીઈસ્માઈલ પણ ઈબ્રાહીમની જ ઓલાદ છે. ઈબ્રાહીમ સાથે દુનિયાની સરદારીનો જે વાયદો અમે કર્યો હતો તે ઈબ્રાહીમની સંતાનમાંથી માત્ર એ લોકો માટે હતો જે અમારા મોકલેલા ગ્રંથ અને ડહાપણનું અનુસરણ કરે. આ ગ્રંથ અને ડહાપણ અમે તમારી પાસે મોકલ્યા હતાં પરંતુ તમારી પોતાની ગેરલાયકાતના કારણે તમે તેમના તરફથી મોઢું ફેરવી લીધું. હવે એ જ વસ્તુ અમે બનીઈસ્માઈલને આપી છે અને આ તેમનું સદ્‌ભાગ્ય છે કે તેઓ આની ઉપર ઈમાન લાવેલાં છે.

(૮૮) એટલે કે તમે એ બૂરાઈઓથી બચીને રહેજો જેમાં બનીઈસ્રાઈલ પડી ગયાં છે. બનીઈસ્રાઈલની મૂળભૂત ભૂલોમાંથી એક ભૂલ આ હતી કે, તેમણે તેમના પડતીના જમાનામાં તેમની અમાનતો, એટલે કે જવાબદારીના હોદ્દા, ધાર્મિક નેતૃત્વ, કોમની સરદારીના પદ (Positions of Trust) એવા લોકોને આપવા માંડ્યાં જે લાયકાત વિનાના, ઓછી બુદ્ધિના, અનૈતિક, અપ્રમાણિક અને દુરાચારી હતાં. પરિણામ એ આવ્યું

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَطِيْعُوا اللّٰهَ وَ اَطِيْعُوا الرَّسُوْلَ وَ اُولِي الْاَمْرِ مِنْكُمْ ۚ فَاِنْ تَنَازَعْتُمْ فِيْ شَيْءٍ فَرُدُّوْهُ اِلَى اللّٰهِ وَ الرَّسُوْلِ

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, આજ્ઞાપાલન કરો અલ્લાહનું અને આજ્ઞાપાલન કરો પયગમ્બરનું અને એ લોકોનું જે તમારામાંથી સત્તા ધરાવતા હોય, પછી જો કોઈ મામલામાં તમારી વચ્ચે ઝઘડો પડી જાય ત્યારે તેને અલ્લાહ અને પયગમ્બરની તરફ[૮૯] વાળી દો,**

કે, ખરાબ લોકોના નેતૃત્વ હેઠળ સમગ્ર કોમ બગડતી ગઈ. મુસલમાનોને હુકમ આપવામાં આવી રહ્યો છે કે તમે એવું ન કરશો બલ્કે અમાનતો એવા લોકોને સુપરત કરજો જે તેમને પાત્ર હોય. એટલે કે જેમની અંદર અમાનતનો બોજો ઉપાડવાની ક્ષમતા અને લાયકાત હોય. બનીઇસ્રાઈલની બીજી નબળાઈ આ હતી કે તેમની અંદર ન્યાયનો આત્મા રહ્યો જ ન હતો. તેઓ વ્યક્તિગત અને કોમી હિતો માટે વિના સંકોચે ઈમાનને ગળી જતા હતાં, ખુલ્લો હઠાગ્રહ કરતા હતાં, ન્યાયના ગળા પર છરી ફેરવવામાં તેમને સહેજ પણ સંકોચ થતો ન હતો. તેમના અન્યાયનો સૌથી કડવો અનુભવ એ જમાનામાં મુસલમાનોને થઈ રહ્યો હતો. એક તરફ તેમની સામે મુહમ્મદ સ.અ.વ. અને તેમની ઉપર ઈમાન લાવનારા લોકોના શુદ્ધ જીવન હતાં, બીજી તરફ એ લોકો હતાં જે મૂર્તિઓને પૂજી રહ્યા હતાં, પુત્રીઓને જીવતી દફનાવી દેતા હતાં, સાવકી માતાઓ જોડે નિકાહ સુદ્ધાં કરી લેતા હતાં અને કા'બાની ફરતે સાવ નગ્ન અવસ્થામાં તવાફ કરતાં હતાં. આ કહેવાતા ગ્રંથવાળાઓ આમાંથી બીજા વર્ગને પહેલા વર્ગ ઉપર પસંદગી આપતા હતાં અને તેમને એવું બોલતાં જરા પણ શરમ આવતી ન હતી કે પહેલા વર્ગની સરખામણીમાં બીજો વર્ગ વધારે સાચા માર્ગ ઉપર છે. અલ્લાહતઆલાએ તેમના આ અન્યાય સામે ચેતવ્યાં પછી હવે મુસલમાનોને હુકમ આપે છે કે, તમે કયાંક આવા અન્યાયી ન બની જતાં. ભલે કોઈની સાથે દોસ્તી હોય કે દુશ્મની, હંમેશાં જયારે પણ વાત કહો, ત્યારે ન્યાયની કહો, અને જયારે પણ ફેંસલો કરો, ન્યાયપૂર્વક કરો.

(૮૯) આ આયત ઇસ્લામની સમસ્ત ધાર્મિક, સાંસ્કૃતિક અને રાજકીય વ્યવસ્થાનો પાયો છે તેમજ ઇસ્લામી રાજયના બંધારણની સૌથી પહેલી કલમ છે. આમાં નીચે પ્રમાણેના નિયમો કાયમ માટે સ્થાપી દેવામાં આવ્યાં છે :

(૧) ઇસ્લામી વ્યવસ્થામાં જેનું આજ્ઞાપાલન કરવાનું છે તે અસલમાં અલ્લાહ જ છે. એક મુસલમાન સૌથી પહેલાં ખુદાનો બંદો છે, બાકી જે કંઈ છે, આના પછી છે. મુસલમાનનું વ્યક્તિગત જીવન, મુસલમાનોની સામાજિક વ્યવસ્થા, બંનેનુ કેન્દ્ર અને ધરી, ખુદાનું આજ્ઞાપાલન તથા વફાદારી છે. બીજા આજ્ઞાપાલનો અને વફાદારીઓ માત્ર એ જ રૂપમાં કબૂલ કરવામાં આવશે કે તે ખુદાના આજ્ઞાપાલન અને વફાદારીની વિરૂદ્ધ ન હોય, બલ્કે તેની હેઠળ અને તેને તાબે હોય, નહીં તો આજ્ઞાપાલનની દરેક બેડી તોડીને ફેંકી દેવામાં આવશે જે આ અસલ અને પાયાના આજ્ઞાપાલનની હરીફ હોય. આ જ વાત છે જેને નબી સ.અ.વ. એ આ શબ્દોમાં કહી છેઃ لا طاعة لمخلوق فى معصية الخالق "સર્જનહારની નાફરમાનીમાં કોઈ મખ્લૂક માટે કોઈ આજ્ઞાપાલન નથી."

(૨) ઈસ્લામી વ્યવસ્થાનો બીજો પાયો પયગમ્બરનું આજ્ઞાપાલન છે. આ કોઈ સ્વતંત્ર આજ્ઞાપાલન નથી બલ્કે ખુદાના આજ્ઞાપાલનનું એકમાત્ર અમલીરૂપ છે. પયગમ્બર એટલા માટે અનુસરણીય છે કે, એ જ એક પ્રમાણભૂત માધ્યમ છે જેના દ્વારા આપણા સુધી ખુદાના હુકમો અને આદેશો પહોંચે છે. આપણે ખુદાનું આજ્ઞાપાલન આવી જ રીતે કરી શકીએ છીએ કે પયગમ્બરની આજ્ઞા માનીએ. ખુદાનું કોઈ આજ્ઞાપાલન પયગમ્બરની સનદ વિના ભરોસાપાત્ર નથી, અને પયગમ્બરના અનુસરણથી વિમુખ થવું ખુદાની સામે વિદ્રોહ છે. આ જ વિષયને આ હદીસ વધુ સ્પષ્ટ કરે છેઃ **من اطاعنى فقد اطاع الله ومن عصانى فقد عصى الله** "જેણે મારું આજ્ઞાપાલન કર્યું તેણે ખુદાનું આજ્ઞાપાલન કર્યું અને જેણે મારી અવજ્ઞા કરી તેણે ખુદાની અવજ્ઞા કરી." અને આ જ વાત ખુદ કુર્આનમાં સંપૂણ સ્પષ્ટતા સાથે આગળ આવી રહી છે.

(૩) ઉપરોકત બંને આજ્ઞાપાલન પછી તેમની હેઠળ ત્રીજું આજ્ઞાપાલન કે જે ઈસ્લામી વ્યવસ્થામાં મુસલમાનો માટે ફરજિયાત છે તે એ "**ઉલુલઅમ્ર**" નું આજ્ઞાપાલન છે જે ખુદ મુસલમાનોમાંથી હોય. "**ઉલુલઅમ્ર**" ના અર્થમાં એ તમામ લોકોનો સમાવેશ થાય છે જે મુસલમાનોની જાહેર બાબતોનો વહીવટ કરતાં હોંય, પછી એ બૌદ્ધિક અને વૈચારિક આગેવાની કરનારાં વિદ્વાનો હોય, અથવા રાજકીય આગેવાની કરનારાં નેતાઓ, અથવા દેશના તંત્રનું સંચાલન કરનારા સત્તાવાળાં હોય, અથવા અદાલતી ચુકાદાઓ આપનારાં ન્યાયાધીશો, અથવા સાંસ્કૃતિક અને સામાજિક બાબતોમાં કબીલાઓ, ગામો અને શેરીઓની આગેવાની કરનારા વડીલો અને નાયકો હોય. એટલે કે જે હેસિયતમાં પણ મુસલમાનોનો સત્તાધારી છે તે આજ્ઞાપાલનનો અધિકાર ધરાવે છે, અને તેનાથી અલગ થઈને મુસલમાનોના સામાજિક જીવનમાં ખલેલ નાખવાનું યોગ્ય નથી, એ શરતે કે તે પોતે મુસલમાનોના સમુદાયમાંથી હોય, અને ખુદા અને પયગમ્બરનો આજ્ઞાપાલક હોય. આ બંને શરતો આ આજ્ઞાપાલન માટે અનિવાર્ય છે. અને ઉપરોકત આયતમાં આ વસ્તુઓનો સ્પષ્ટપણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, એટલું જ નહીં બલ્કે હદીસમાં નબી સ.અ.વ.એ તેની સંપૂર્ણ સમજૂતી વિગતો સાથે વર્ણવેલી છે. દા.ત. નીચે જણાવેલી હદીસો જુઓ :

**السمع والطأعة على المرء المسلم فى ما احب وقره مالم يؤمر بمَعصية فأذا امر بمعصية فلا سمع ولا طاعة۔** (بخارى ومسلم)

"મુસલમાન માટે એ ફરજિયાત છે કે તે પોતાના ઊલુલઅમ્રની વાત સાંભળે અને માને, ચાહે તેને પસંદ હોય કે નાપસંદ, એટલે સુધી કે તેને ગુન્હાનો હુકમ આપવામાં ન આવે, અને જયારે તેને ગુન્હાનો હુકમ આપવામાં આવે ત્યારે તેણે કશું સાંભળવું જોઈએ નહીં, ન તો માનવું જોઈએ." (બુખારી અને મુસ્લિમ)

**لا طاعت فى معصية انما الطاعة فى المعروف۔** (بخارى ومسلم)

"ખુદા અને પયગમ્બરની નાફરમાનીમાં કોઈનું આજ્ઞાપાલન નથી. આજ્ઞાપાલન જે કંઈ પણ છે "મા'રૂફ" માં છે." (બુખારી અને મુસ્લિમ)

**يكون عليكم امراء تعرفون وتنكرون فمن انكر فقد برئ ومن كره فقد سلم ولكن من رضى وتابع فقالوا افلا نقاتلهم؟ قال لا ما صلّوا۔** (مسلم)

"નબી સ.અ.વ. એ કહ્યું, તમારી ઉપર એવા લોકો પણ શાસન કરશે જેમની કેટલીક વાતોને તમે મા'રૂફ જોશો અને કેટલીકને મુન્કર. તો જેણે એમની મુન્કર વાતો ઉપર નારાજગી વ્યકત કરી તે જવાબદારીમાંથી મુકત થયો અને જેણે તેમને નાપસંદ કરી તે પણ બચી ગયો. પરંતુ જે તેમના માટે સંમત થયો અને અનુસરણ કરવા લાગ્યો તેને પૂછવામાં આવશે. સહાબીઓએ પૂછ્યું, પછી જયારે આવા શાસકોનો જમાનો આવે ત્યારે શું અમે તેમની સાથે લડાઈ ન કરીએ ? તેમણે કહ્યું, નહીં, જયાં સુધી તેઓ નમાઝ પઢતાં રહે." (મુસ્લિમ)

એટલે કે નમાઝ છોડવી એ નિશાની હશે જેના ઉપરથી સ્પષ્ટપણે ખબર પડી જશે કે તેઓ ખુદા અને પયગમ્બરના આજ્ઞાપાલનમાંથી બહાર નીકળી ગયાં છે અને ત્યારબાદ તેમની સામે સંઘર્ષ કરવો યોગ્ય હશે.

''નબી સ.અ.વ. એ કહ્યું તમારા સૌથી ખરાબ આગેવાનો એ છે જે તમારા માટે ધૃણાસ્પદ હોય અને તમે તેમના માટે ધૃણાસ્પદ. તમે તેમની ઉપર ફિટકાર કરો અને તેઓ તમારી ઉપર ફિટકાર કરે. સહાબીઓએ કહ્યું, હે અલ્લાહના રસૂલ ! જયારે આવી પરિસ્થિતિ હોય ત્યારે શું અમે તેમનો સામનો કરવા માટે ઊભાં ન થઈએ ? કહ્યું, ના, જયાં સુધી તેઓ તમારી વચ્ચે નમાઝ કાયમ કરતાં રહે. ના, જયાં સુધી તેઓ તમારી વચ્ચે નમાઝ કાયમ કરતાં રહે. (મુસ્લિમ)

شِرَار اِءِمّتكمُ الّذيُن
تبغضونهم و يبغضونكم و تلعنونهم
ويلعنونكم قلنا يارسول الله افلا
ننا بذهم عند ذٰلك ؟ قال لا ما اقاموا
فيكم الصلوٰة، لا مَا اقاموا فيكم
الصلوٰة. (مسلم)

આ હદીસમાં ઉપરવાળી શરતને વધુ સ્પષ્ટ કરી દેવામાં આવી છે. ઉપરની હદીસ ઉપરથી એવું લાગી શકતું હતું કે જો તેઓ તેમના વ્યક્તિગત જીવનમાં નમાઝના પાબંદ હોય તો તેમની વિરૂદ્ધ બંડ કરી શકાતું નથી. પરંતુ આ હદીસ જણાવે છે કે નમાઝ પઢવાનો અર્થ હકીકતમાં મુસલમાનોના સાર્વજનિક જીવનમાં નમાઝની વ્યવસ્થાની સ્થાપના કરવાનો છે. એટલે કે એટલું પૂરતું નથી કે એ લોકો પોતે નમાઝના પાબંદ હોય, પરંતુ સાથે સાથે એ પણ જરૂરી છે કે એમની હેઠળ જે રાજયવ્યવસ્થા ચાલી રહી હોય તે કમસેકમ નમાઝ કાયમ કરવાની વ્યવસ્થા કરે. આ બાબત એ વાતની નિશાની હશે કે તેમનું રાજય તેની કાનૂની હેસિયતની દ્રષ્ટિએ એક ઈસ્લામી રાજય છે, નહીં તો જો આ પણ ન હોય, તો પછી આનો અર્થ એ થશે કે તે રાજય ઈસ્લામથી ચલિત થઈ ગયું છે અને તેને ઉથલાવવા માટે પ્રયત્ન કરવો મુસલમાનો માટે કાયદેસર બની જશે. આ જ વાત બીજી એક રિવાયતમાં આવી રીતે કહેવામાં આવી છે કે, નબી સ.અ.વ.એ અમારી પાસેથી બીજી વાતોની સાથે સાથે આ એક વાતનું પણ વચન લીધું કે ان لا ننازع الامر اهل الا ان تروا كفرا بوّاحاً عندكم من الله فيه برهان ''એટલે કે અમે અમારા સરદારો અને શાસકો સાથે ઝઘડો નહીં કરીએ, સિવાય કે અમે તેમનાં કામોમાં ખુલ્લી રીતે કુફ્ર જોઈએ, જે હોવાથી તેમની સામે અમારી પાસે ખુદાની સમક્ષ રજૂ કરવા માટે દલીલ મોજૂદ હોય.'' (બુખારી અને મુસ્લિમ)

(૪) ચોથી વાત જે ચર્ચા હેઠળની આયતમાં એક કાયમી અને નિર્ણાયક નિયમ તરીકે નકકી કરી દેવામાં આવી છે તે આ છે કે, ઈસ્લામી વ્યવસ્થામાં ખુદાનો હુકમ અને પયગમ્બરની રીત પાયાનો કાનૂન અને આખરી સનદ Final Authority ની હેસિયત ધરાવે છે. મુસલમાનો વચ્ચે, અથવા રાજય અને પ્રજાની વચ્ચે જે કોઈ પ્રશ્ને પણ ઝઘડો ઉભો થશે તેમાં ફેંસલો કરવા માટે કુર્આન અને સુન્નત તરફ વળવામાં આવશે અને જે ફેંસલો ત્યાંથી મળશે તેને બધાં જ માથે ચઢાવશે. આવી રીતે જીવનના તમામ પ્રશ્નોમાં અલ્લાહની કિતાબ અને રસૂલુલ્લાહની સુન્નતને સનદ, સ્રોત અને આખરી શબ્દ માનવો ઈસ્લામી વ્યવસ્થાની એક અનિવાર્ય વિશિષ્ટતા છે જે તેને કુફ્રયુકત જીવનવ્યવસ્થાથી અલગ પાડે છે. જે વ્યવસ્થામાં આ વસ્તુ જોવા ન મળે તે ખાતરીપૂર્વક એક બિનઈસ્લામી વ્યવસ્થા છે.

આ જગ્યાએ કેટલાક લોકો એવી શંકા વ્યકત કરે છે કે, જીવનના બધા જ પ્રશ્નોના ફેંસલા માટે અલ્લાહની કિતાબ અને રસૂલુલ્લાહની સુન્નત તરફ કેવી રીતે રજૂ કરી શકાય જયારે મ્યુનિસિપાલિટી, રેલ્વે, ટપાલખાતું વગેરેના નિયમો, તથા એવા જ અસંખ્ય મામલાઓના હુકમો મૂળતઃ ત્યાં છે જ નહીં. પરંતુ હકીકતમાં આ શંકા દીનના સિદ્ધાંતને ન સમજવાના કારણે પેદા થાય છે. મુસલમાનને જે વસ્તુ કાફિરથી અલગ

إِنْ كُنْتُمْ تُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ۭ ذٰلِكَ خَيْرٌ وَّ
أَحْسَنُ تَأْوِيْلًا ۝٥٩ ؑ أَلَمْ تَرَ إِلَى الَّذِيْنَ يَزْعُمُوْنَ أَنَّهُمْ
اٰمَنُوْا بِمَآ أُنْزِلَ إِلَيْكَ وَمَآ أُنْزِلَ مِنْ قَبْلِكَ يُرِيْدُوْنَ
أَنْ يَّتَحَاكَمُوْٓا إِلَى الطَّاغُوْتِ وَقَدْ أُمِرُوْٓا أَنْ يَّكْفُرُوْا




**જો તમે ખરેખર અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવતા હોવ. આ જ એક સાચી કાર્યપદ્ધતિ છે અને પરિણામની દ્રષ્ટિએ પણ વધારે સારી છે.**[૯૦] **(રુકૂઅ-૮)**

**હે નબી, તમે જોયાં નહીં એ લોકોને, જે દાવો તો કરે છે કે અમે ઈમાન લાવ્યાં છીએ એ ગ્રંથ ઉપર જે તમારી તરફ ઊતારવામાં આવ્યો છે અને એ ગ્રંથો ઉપર જે તમારી પહેલાં ઊતારવામાં આવ્યા હતાં, પરંતુ તેમની ઈચ્છા આ છે કે તેમના મામલાઓના ફેંસલાં કરાવવા માટે તાગૂત પાસે જાય, જો કે તેમને તાગૂતનો**

---

પાડે છે તે આ છે કે કાફિર સંપૂર્ણ સ્વતંત્રતાનો દાવો કરે છે અને મુસલમાન મૂળભૂત રીતે બંદો છે અને ત્યારપછી માત્ર એ જ વર્તુળોમાં સ્વતંત્રતા ચાહે છે જે તેના માલિકે તેને બાંધી આપી છે. કાફિર પોતાના બધા જ મામલાઓનો નિર્ણય પોતે પોતાના ઘડેલા સિદ્ધાંતો અને નિયમો તથા કાયદા પ્રમાણે કરે છે અને કોઈપણ ખુદાઈ સનદ Authority માટે પોતાને મોહતાજ માનતો નથી. આનાથી વિરૂદ્ધ, મુસલમાન તેના દરેક મામલામાં ખુદા અને તેના રસૂલ (સ.અ.વ.) ની તરફ વળે છે, પછી જો ત્યાંથી કોઈ હુકમ મળે તો તેનું અનુસરણ કરે છે અને જો કોઈ હુકમ ન મળે તો માત્ર આવી જ પરિસ્થિતિમાં સ્વતંત્રપણે અમલ કરે છે, અને તેનો આ સ્વતંત્ર અમલ એ દલીલ ઉપર આધારિત હોય છે કે, આ બાબતમાં કાનૂન આપનાર દ્વારા કોઈ હુકમ નહીં આપવો તેના તરફથી અમલની સ્વતંત્રતા આપવા માટેની દલીલ છે.

(૯૦) કેમ કે કુર્આન માત્ર કાનૂની પુસ્તક જ નથી પરંતુ શિક્ષણ, શિખામણ, ઉપદેશનો ગ્રંથ અને માર્ગદર્શનનું પુસ્તક પણ છે. એટલા માટે પહેલા ફકરામાં જે કાનૂની નિયમો વર્ણવવામાં આવ્યા હતાં, હવે આ બીજા ફકરામાં તેમની પાછળ રહેલા ડહાપણ અને હેતુ સમજાવવામાં આવી રહ્યાં છે. આમાં બે વાતો કહેવામાં આવી છે : એક આ કે, ઉપરોકત ચારેય નિયમોનું અનુસરણ કરવું ઈમાનનો અનિવાર્ય તકાદો છે. મુસલમાન હોવાનો દાવો તથા આ નિયમોથી વિચલન, આ બંને વસ્તુઓ એક જગ્યાએ ભેગી થઈ શકતી નથી. બીજું આ કે, આ નિયમો ઉપર પોતાની જીવનવ્યવસ્થાને ઘડવામાં જ મુસલમાનોનો ઉદ્ધાર પણ છે. માત્ર આ જ એક વસ્તુ તેમને દુનિયામાં સિરાતેમુસ્તકીમ, એટલે કે સીધા રસ્તા ઉપર, કાયમ રાખી શકે છે અને આનાથી જ તેમનો અંત પણ સુધરી શકે છે. આ શિખામણ બરાબર એ પ્રવચન પુરૂં થતાં જ આપવામાં આવી છે જેમાં યહૂદીઓની નૈતિક

بِهٖ ۭ وَ يُرِيْدُ الشَّيْطٰنُ اَنْ يُّضِلَّهُمْ ضَلٰلًاۢ بَعِيْدًا ۝٦٠ وَ اِذَا
قِيْلَ لَهُمْ تَعَالَوْا اِلٰى مَآ اَنْزَلَ اللّٰهُ وَ اِلَى الرَّسُوْلِ رَاَيْتَ
الْمُنٰفِقِيْنَ يَصُدُّوْنَ عَنْكَ صُدُوْدًا ۝٦١ۚ فَكَيْفَ اِذَآ اَصَابَتْهُمْ
مُّصِيْبَةٌۢ بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ ثُمَّ جَآءُوْكَ يَحْلِفُوْنَ ۖۗ

**ઈન્કાકાર કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો[૯૧] — શૈતાન તેમને ભટકાવીને સીધા માર્ગથી ઘણે દૂર લઈ જવા માગે છે. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે આવો એ વસ્તુ તરફ જે અલ્લાહે ઉતારી છે અને આવો પયગમ્બરની તરફ તો આ દંભીઓને તમે જુઓ છો કે તેઓ તમારી તરફ આવવાથી કતરાય છે.[૯૨] પછી તે વખતે શું થાય છે જ્યારે તેમના પોતાના હાથોએ આણેલી મુસીબત તેમની ઉપર આવી પડે છે ? તે વખતે તેઓ તમારી પાસે સોગંદો ખાતાં આવે છે[૯૩]**

અને ધાર્મિક હાલતની સમીક્ષા કરવામાં આવી રહી હતી. આવી રીતે ખૂબ જ નાજુક રીતે મુસલમાનોને ચેતવવામાં આવ્યાં છે કે તમારી પુરોગામી ઉમ્મત દીનના આ પાયાના નિયમોથી વિચલિત થઈને જે પડતીમાં મૂકાઈ ગઈ છે તેના ઉપરથી પદાર્થપાઠ ગ્રહણ કરો. જ્યારે કોઈ વર્ગ ખુદાના ગ્રંથ અને તેના પયગમ્બરના આદેશોને બાજુમાં મૂકી દે છે, અને એવા સરદારો અને નેતાઓની પાછળ ચાલવા માંડે છે જે ખુદા અને પયગમ્બરના આજ્ઞાપાલક ન હોય, અને પોતાના ધાર્મિક આગેવાનો તથા રાજકીય શાસકોને કુર્આન અને સુન્નતની સનદ પૂછ્યા વિના તેમનું અનુસરણ કરવા માંડે ત્યારે તે એ ખરાબીઓમાં સપડાઈ જવાથી કોઈ રીતે બચી શકતો નથી જેમાં બનીઈસ્રાઈલ સપડાઈ ગયાં.

**(૯૧)** અહીં 'તાગૂત' નો સ્પષ્ટ અર્થ એ શાસક છે જે ખુદાના કાનૂન સિવાય બીજા કોઈ કાનૂન પ્રમાણે ફેંસલો કરતો હોય, અને એ અદાલતી વ્યવસ્થા છે જે ન તો અલ્લાહની સર્વોપરી સત્તાને આધીન હોય, ન તો અલ્લાહની કિતાબને આખરી સનદ માનતી હોય. તેથી આ આયત આ અર્થમાં તદ્દન સ્પષ્ટ છે કે, જે અદાલત તાગૂતની હેસિયત ધરાવતી હોય તેની પાસે તમારા મામલાઓ ફેંસલા માટે લઈ જવા ઈમાનની વિરૂદ્ધ છે અને ખુદા તથા તેની કિતાબ ઉપર ઈમાન લાવવાનો અનિવાર્ય તકાદો આ છે કે માણસ એવી અદાલતને કાયદેસરની અદાલત માનવાનો ઈનકાર કરી દે. કુર્આનની રૂએ અલ્લાહ ઉપર ઈમાન અને તાગૂતનો ઈનકાર, બન્ને પરસ્પર અનિવાર્ય છે અને ખુદા અને તાગૂત બંનેની સામે એકીસાથે ઝૂકવું નર્યો દંભ છે.

**(૯૨)** આના ઉપરથી જણાય છે કે આ દંભીઓનો સામાન્ય વ્યવહાર એવો હતો કે જે મુકદમામાં તેમને અપેક્ષા હોય કે ફેંસલો તેમની તરફેણમાં આવશે તો તેને તે નબી સ.અ.વ.ની પાસે લઈ આવતા હતાં. પરંતુ જ્યારે મુકદમામાં એવો ડર હોય કે ફેંસલો તેમની વિરૂદ્ધમાં આવશે તો તેઓ તેને આપની પાસે લાવવાનો

بِاللّٰهِ اِنْ اَرَدْنَاۤ اِلَّاۤ اِحْسَانًا وَّ تَوْفِيْقًا ﴿٦٢﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ يَعْلَمُ
اللّٰهُ مَا فِيْ قُلُوْبِهِمْ ۗ فَاَعْرِضْ عَنْهُمْ وَ عِظْهُمْ وَ قُلْ لَّهُمْ
فِيْۤ اَنْفُسِهِمْ قَوْلًاۢ بَلِيْغًا ﴿٦٣﴾ وَ مَاۤ اَرْسَلْنَا مِنْ رَّسُوْلٍ اِلَّا
لِيُطَاعَ بِاِذْنِ اللّٰهِ ؕ وَ لَوْ اَنَّهُمْ اِذْ ظَّلَمُوْۤا اَنْفُسَهُمْ جَآءُوْكَ
فَاسْتَغْفَرُوا اللّٰهَ وَ اسْتَغْفَرَ لَهُمُ الرَّسُوْلُ لَوَجَدُوا اللّٰهَ
تَوَّابًا رَّحِيْمًا ﴿٦٤﴾ فَلَا وَ رَبِّكَ لَا يُؤْمِنُوْنَ حَتّٰى يُحَكِّمُوْكَ
فِيْمَا شَجَرَ بَيْنَهُمْ ثُمَّ لَا يَجِدُوْا فِيْۤ اَنْفُسِهِمْ حَرَجًا مِّمَّا

**અને કહે છે કે ખુદાના સોગંદ, અમે તો માત્ર ભલાઈ ઇચ્છતા હતાં અને અમારો આશય તો આ હતો કે બંને પક્ષો વચ્ચે કોઈ રીતે સુમેળ થઈ જાય — અલ્લાહ જાણે છે જે કંઈ તેમના દિલોમાં છે, તેમની ઉપેક્ષા ન કરો, તેમને સમજાવો અને એવી શિખામણ આપો જે તેમના હૃદયમાં ઊતરી જાય. (તેમને જણાવો કે) અમે જે પયગમ્બર પણ મોકલ્યો છે એટલા જ માટે મોકલ્યો છે કે ખુદાઈ હુકમના આધારે તેનું આજ્ઞાપાલન કરવામાં આવે.[૯૪] જો તેમણે આ રીત અપનાવી હોત કે જ્યારે તેઓ પોતાની જાત ઉપર જુલમ કરી બેઠા હતાં ત્યારે તમારી પાસે આવી જાત અને અલ્લાહ પાસે માફી માગી લેત, અને પયગમ્બરે પણ તેમના માટે માફીની અરજ કરી હોત, તો જરૂર તેમણે અલ્લાહને માફ કરનાર અને દયાળુ જોયો હોત. નહીં, હે મુહમ્મદ, તમારા માલિકના સોગંદ, આ લોકો કદાપિ મોમિન થઈ શકતાં નથી જ્યાં સુધી તેમના પરસ્પરના ઝઘડાંમાં તેઓ તમને ફેંસલો કરનાર ન માની લે, પછી તમે જે કંઈ ફેંસલો કરો તેના માટે તેમના દિલોમાં પણ કોઈ**

ઇનકાર કરી દેતા હતાં. આ જ હાલત આજે દંભીઓની પણ છે કે જો શરીઅતનો ફેંસલો તેમની તરફેણમાં હોય તો કબૂલ, નહીં તો તેઓ એવા દરેક કાનૂન, દરેક રિવાજ અને દરેક એવી અદાલતનો આશરો લેશે જેનાથી તેમને તેમની ઇચ્છા પ્રમાણે ફેંસલો મળવાની અપેક્ષા હોય.

(૯૩) આનો અર્થ સંભવતઃ આ છે કે જ્યારે તેમના આ દંભી વર્તનની જાણ મુસલમાનોને થઈ જાય છે અને તેમને ડર લાગે છે કે આના માટે પકડ થશે અને સજા મળશે ત્યારે સોગંદો ખાઈ ખાઈને પોતાના ઈમાનની ખાતરી આપવા માંડે છે.

قَضَيْتَ وَ يُسَلِّمُوْا تَسْلِيْمًا ﴿٦٥﴾ وَ لَوْ اَنَّا كَتَبْنَا عَلَيْهِمْ اَنِ
اقْتُلُوْٓا اَنْفُسَكُمْ اَوِ اخْرُجُوْا مِنْ دِيَارِكُمْ مَّا فَعَلُوْهُ اِلَّا قَلِيْلٌ
مِّنْهُمْ ؕ وَ لَوْ اَنَّهُمْ فَعَلُوْا مَا يُوْعَظُوْنَ بِهٖ لَكَانَ خَيْرًا لَّهُمْ
وَ اَشَدَّ تَثْبِيْتًا ﴿٦٦﴾ وَّ اِذًا لَّاٰتَيْنٰهُمْ مِّنْ لَّدُنَّآ اَجْرًا عَظِيْمًا ﴿٦٧﴾
وَّ لَهَدَيْنٰهُمْ صِرَاطًا مُّسْتَقِيْمًا ﴿٦٨﴾ وَ مَنْ يُّطِعِ اللّٰهَ وَ الرَّسُوْلَ

**તંગી ન અનુભવે, બલ્કે તેને પૂરેપૂરો સ્વીકારી લે.[૯૫] જો અમે તેમને આદેશ આપ્યો હોત કે પોતાને મારી નાખો અથવા તમારા ઘરોમાંથી નીકળી જાઓ તો તેમનામાંથી જૂજ માણસો આની ઉપર અમલ કરત.[૯૬] જો કે જે શિખામણ આમને આપવામાં આવે છે તેની ઉપર જો આ અમલ કરત તો આ આમના માટે ભલાઈ અને વધારે મક્કમતાનું કારણ બની હોત[૯૭] અને જ્યારે આ આવું કરત તો અમે આમને અમારા તરફથી ઘણું મોટું વળતર આપત અને તેમને સીધો માર્ગ દેખાડી દેત.[૯૮] જે અલ્લાહ અને પયગમ્બરનું આજ્ઞાપાલન**

(૯૪) એટલે કે ખુદા તરફથી રસૂલ એટલા માટે નથી આવતો કે બસ તેની રિસાલત ઉપર ઈમાન લાવો અને પછી અનુસરણ ચાહે તેનું કરતાં રહો, બલ્કે રસૂલના આવવાનો હેતુ જ આ હોય છે કે જિંદગીનો જે કાનૂન એ લઈને આવ્યો છે, તમામ કાનૂનોને છોડીને માત્ર તેનું જ અનુસરણ કરવું જોઈએ. અને ખુદા તરફથી જે હુકમો તે આપે છે, તમામ હુકમોને છોડીને માત્ર તેમની ઉપર જ અમલ કરવો જોઈએ. જો કોઈએ આવું ન કર્યું તો પછી માત્ર રસૂલને રસૂલ માની લેવાનો કોઈ અર્થ રહેતો નથી.

(૯૫) આ આયતનો હુકમ માત્ર નબી સ.અ.વ.ના જીવન સુધી સીમિત નથી બલ્કે કયામત સુધી છે. જે કંઈ અલ્લાહ તરફથી નબી સ.અ.વ. લાવ્યાં છે, અને જે રીત ઉપર અલ્લાહના આદેશ અને માર્ગદર્શન હેઠળ આપે અમલ કર્યો છે, તે હંમેશ માટે મુસલમાનો માટે નિર્ણાયક સનદ છે, અને આ સનદને માનવા અથવા ન માનવા ઉપર જ વ્યક્તિના મોમિન હોવા અને ન હોવાનો નિર્ણય થાય છે. હદીસમાં આ જ વાતને નબી સ.અ.વ.એ આ શબ્દોમાં કહી છે. -لا یؤمن احد کم حتّٰی یکون ھواہ تبعا لما جئت بہ "તમારામાંથી કોઈ માણસ મોમિન હોઈ શકે નહીં જ્યાં સુધી તેની મનની ઇચ્છા એ રીતને આધીન ન થઈ જાય જેને હું લઈને આવ્યો છું."

(૯૬) એટલે કે જ્યારે તેમની હાલત આ છે કે શરીઅતના કાયદાનું પાલન કરવામાં થોડું પણ નુકસાન અથવા થોડી પણ તકલીફ આ લોકો સહન કરી શકતાં નથી ત્યારે તેમની પાસેથી કોઈ મોટા બલિદાનની અપેક્ષા કદાપિ રાખી ન શકાય. જો પ્રાણ આપવાની અથવા ઘરબાર છોડી દેવાની માગણી તેમની પાસે કરવામાં આવશે તો આ લોકો

فَاُولٰٓئِكَ مَعَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ وَ
الصِّدِّيْقِيْنَ وَ الشُّهَدَآءِ وَ الصّٰلِحِيْنَ ۚ وَ حَسُنَ اُولٰٓئِكَ
رَفِيْقًا ﴿٦٩﴾ ذٰلِكَ الْفَضْلُ مِنَ اللّٰهِ ؕ وَ كَفٰى بِاللّٰهِ عَلِيْمًا ﴿٧٠﴾




**કરશે તે એ લોકોની સાથે હશે જેમને અલ્લાહે ઈનામ આપ્યાં છે એટલે કે નબીઓ અને સિદ્દીકો અને શહીદો અને સાલેહીન.[૯૯] કેવાં સરસ છે આ સંગી જે કોઈને મળી જાય ! આ જ સાચી કૃપા છે જે અલ્લાહ તરફથી મળે છે[૧૦૦] અને હકીકત જાણવા માટે માત્ર અલ્લાહનું જ જ્ઞાન પૂરતું છે. (રુકૂઅ-૯)**

તરત જ ભાગી છૂટશે, અને ઈમાન અને આજ્ઞાપાલનને બદલે ઇનકાર અને નાફરમાનીનો રસ્તો અપનાવશે.

(૯૭) એટલે કે જો આ લોકો શંકા છોડીને એકાગ્રતાપૂર્વક રસૂલના આજ્ઞાપાલન અને અનુસરણ પર કાયમ થઈ જાત અને અવઢવમાં ન રહેત તો એમના જીવન હાલકડોલક થવાથી સુરક્ષિત થઈ જાત. એમનાં વિચારો, નૈતિકતા અને મામલાઓ, બધાં જ એક કાયમી અને મજબૂત પાયા ઉપર સ્થપાઈ જાત, અને આ લોકો એ ફાયદાઓ પામ્યાં હોત જે એક સીધા ધોરીમાર્ગ ઉપર મક્કમતાપૂર્વક ચાલવાથી જ પ્રાપ્ત થતાં હોય છે. જે માણસ શંકાની હાલતમાં પડેલો હોય, ક્યારેક આ માર્ગ ઉપર ચાલે અને ક્યારેક પેલા માર્ગ ઉપર, અને કોઈ પણ માર્ગના સાચા હોવા માટે તેને ખાત્રી ન હોય, ત્યારે તેનું સમગ્ર જીવન પાણી ઉપરની છાપની જેમ પસાર થાય છે અને નિરર્થક પ્રવૃત્તિ બનીને રહી જાય છે.

(૯૮) એટલે કે જ્યારે તેઓ શંકા છોડીને ઈમાન અને વિશ્વાસ સાથે રસૂલના અનુસરણનો ફેંસલો કરી લેત તો અલ્લાહની કૃપાથી તેમની સામે અમલનો સીધો માર્ગ એકદમ સ્પષ્ટ થઈ જાત અને તેમને સ્પષ્ટપણે દેખાઈ જાત કે તેઓ તેમની શક્તિઓ અને મહેનતો કયા રસ્તામાં ખર્ચ કરે જેનાથી તેમનું દરેક પગલું તેના સાચા લક્ષ્ય ભણી ઉપડે.

(૯૯) **''સિદ્દીક''** **صِدِّيق** નો અર્થ એ માણસ છે જે ખૂબ જ સત્યવાન હોય, જેની અંદર સત્યપ્રિયતા અને સત્યનિષ્ઠા પૂર્ણ કક્ષાએ હોય, જે પોતાના વ્યવહાર અને વર્તનમાં હંમેશાં સીધી અને સ્વચ્છ રીત અપનાવે, જ્યારે સાથ આપે ત્યારે સત્ય અને ન્યાયનો જ સાથ આપે અને સાચા દિલથી આપે, અને જે વસ્તુને સત્યની વિરૂદ્ધ જુએ તેનો સામનો કરવા માટે મક્કમ બનીને ઊભો થઈ જાય અને સહેજ પણ નબળાઈ ન દાખવે, જેનું ચારિત્ર્ય આવું સ્વચ્છ અને નિસ્વાર્થ હોય કે પોતીકા અને પારકાં, કોઈને પણ, તેની પાસેથી શુદ્ધ, સીધા વર્તન સિવાય બીજા કોઈ વર્તનનો ડર ન હોય.

**'શહીદ'** **شهيد** નો મૂળ અર્થ સાક્ષી છે. આનો અર્થ એ માણસ છે જે તેના ઈમાનની સચ્ચાઈ માટે તેના જીવનના વ્યવહાર દ્વારા સાક્ષી આપે. અલ્લાહના માર્ગમાં લડીને જીવ આપી દેનારને પણ શહીદ એટલા માટે કહેવામાં આવે છે કે તે જીવ આપીને સાબિત કરી દે છે કે તે જે વસ્તુ ઉપર ઈમાન લાવ્યો હતો તેને ખરેખર સાચા દિલથી સાચી માનતો હતો અને એટલી પ્રિય રાખતો હતો કે તેના માટે જાનની કુરબાની આપવામાં પણ તેણે વાર

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا خُذُوا حِذْرَكُمْ فَانفِرُوا ثُبَاتٍ أَوِ انفِرُوا
جَمِيعًا ﴿٧١﴾ وَإِنَّ مِنكُمْ لَمَن لَّيُبَطِّئَنَّ ۚ فَإِنْ أَصَابَتْكُم مُّصِيبَةٌ
قَالَ قَدْ أَنْعَمَ اللَّهُ عَلَيَّ إِذْ لَمْ أَكُن مَّعَهُمْ شَهِيدًا ﴿٧٢﴾ وَلَئِنْ
أَصَابَكُمْ فَضْلٌ مِّنَ اللَّهِ لَيَقُولَنَّ كَأَن لَّمْ تَكُن بَيْنَكُمْ

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, મુકાબલો કરવા માટે હરપળે તૈયાર રહો,[૧૦૧] પછી જેવી પરિસ્થિતિ હોય, જુદી જુદી ટૂકડીઓના રૂપમાં નીકળો અથવા એકઠાં થઈને. હા, તમારી અંદર કોઈ કોઈ માણસ એવો પણ છે જે લડાઈને ટાળે છે,[૧૦૨] જો તમારી ઉપર કોઈ મુસીબત આવે તો કહે છે અલ્લાહે મારી ઉપર મોટી કૃપા કરી કે હું આ લોકો સાથે ન ગયો, અને જો અલ્લાહ તરફથી તમારી ઉપર કૃપા થાય તો કહે છે — અને એવી રીતે કહે છે કે જાણે તમારી અને તેની વચ્ચે પ્રેમનો**

ન લગાડી. એવા સત્યનિષ્ઠ લોકોને પણ શહીદ કહેવામાં આવે છે જે એટલી હદે ભરોસાપાત્ર હોય કે જે વસ્તુ માટે તેઓ ગવાહી આપે તેના સાચા હોવાને કોઈ પણ સંકોચ વિના સ્વીકારી લેવામાં આવે.

**'સાલેહ'** صَالِح નો અર્થ એ માણસ છે જે પોતાના વિચારો અને માન્યતાઓમાં, પોતાની નિયત અને ઈરાદાઓમાં, તથા પોતાની કહેણી અને કરણીમાં સીધા રસ્તા ઉપર કાયમ હોય, અને સમગ્ર રીતે પોતાના જીવનમાં સદાચારનું વલણ ધરાવતો હોય.

(૧૦૦) એટલે કે એ માણસ ઘણો જ ભાગ્યશાળી છે જેને એવા લોકો દુનિયામાં મિત્ર તરીકે મળે, અને જેનું પરિણામ આખિરતમાં પણ એવાં જ લોકો સાથે આવે. કોઈ વ્યક્તિની લાગણીઓ સાવ મરી પરવારી હોય તો તે અલગ વાત છે, નહીં તો હકીકતમાં દુષ્ચરિત્ર અને ખરાબ કામ કરનારા લોકો સાથે જીવન પસાર કરવું દુનિયામાં જ એક ભારે પીડાકારી સજા છે, પછી આખિરતમાં પણ વ્યક્તિ એમની જ સાથે એ પરિણામ ભોગવે જે તેના માટે લખેલાં છે. એટલા જ માટે અલ્લાહના સદાચારી બંદાઓની તમન્ના હંમેશાં આ જ રહી છે કે તેમને સદાચારી લોકોના સમાજમાં રહેવાનું મળે, અને મૃત્યુ પછી પણ તેઓ સદાચારી લોકોની સાથે જ રહે.

(૧૦૧) એ યાદ રહે કે આ પ્રવચન એ જમાનામાં ઊતર્યું હતું જયારે ઉહુદના પરાજયના કારણે આસપાસના કબીલાઓની હિંમતો વધી ગઈ હતી અને મુસલમાનો ચારે તરફથી ખતરામાં ઘેરાઈ ગયા હતાં. છાશવારે એવા સમાચારો મળતા રહેતા હતાં કે ફલાણો કબીલો ગુસ્સે ભરાયેલો છે, ફલાણો કબીલો દુશ્મની ઉપર ઉતરી આવ્યો છે, ફલાણી જગ્યાએ હુમલાની તૈયારીઓ થઈ રહી છે. મુસલમાનો સાથે એક પછી એક વિશ્વાસઘાત કરવામાં આવી રહ્યા હતાં, તેમના પ્રચારકર્તાઓને દગો કરીને બોલાવવામાં આવતા હતાં અને મારી નાખવામાં આવતા હતાં. મદીનાની સીમાઓની બહાર તેમના માટે જાનમાલની સલામતી હવે રહી ન હતી. આવી પરિસ્થિતિમાં મુસલમાનો તરફથી એક જબરદસ્ત સંઘર્ષ અને જાંફેશાનીની જરૂર હતી જેથી આ

وَ بَيْنَهٗ مَوَدَّةٌ يّٰلَيْتَنِيْ كُنْتُ مَعَهُمْ فَاَفُوْزَ فَوْزًا عَظِيْمًا ۝٧٣
فَلْيُقَاتِلْ فِيْ سَبِيْلِ اللّٰهِ الَّذِيْنَ يَشْرُوْنَ الْحَيٰوةَ الدُّنْيَا
بِالْاٰخِرَةِ ؕ وَمَنْ يُّقَاتِلْ فِيْ سَبِيْلِ اللّٰهِ فَيُقْتَلْ اَوْ يَغْلِبْ فَسَوْفَ
نُؤْتِيْهِ اَجْرًا عَظِيْمًا ۝٧٤ وَمَا لَكُمْ لَا تُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ
وَالْمُسْتَضْعَفِيْنَ مِنَ الرِّجَالِ وَالنِّسَآءِ وَالْوِلْدَانِ الَّذِيْنَ
يَقُوْلُوْنَ رَبَّنَآ اَخْرِجْنَا مِنْ هٰذِهِ الْقَرْيَةِ الظَّالِمِ اَهْلُهَا ۚ وَاجْعَلْ
لَّنَا مِنْ لَّدُنْكَ وَلِيًّا ۙۚ وَّاجْعَلْ لَّنَا مِنْ لَّدُنْكَ نَصِيْرًا ۝٧٥ ؕ

**તો કોઈ સંબંધ હતો જ નહીં — કે કદાચ હું પણ તેમની સાથે હોત તો મોટું કામ થઈ જાત! (આવા લોકોને જાણીલે કે) એ લોકોએ અલ્લાહના માર્ગમાં લડવું જોઈએ જે આખિરતના બદલામાં દુનિયાના જીવનને વેચી દે,[૧૦૩] પછી જે અલ્લાહના માર્ગમાં લડશે અને માર્યો જશે અથવા વિજયી રહેશે તેને ચોક્કસ અમે મોટું વળતર આપીશું. છેવટે શું કારણ છે કે તમે અલ્લાહના માર્ગમાં એ લાચાર પુરુષો, સ્ત્રીઓ અને બાળકો માટે ન લડો જે કમજોર જણાતાં દબાવી લેવામાં આવ્યાં છે અને ફરિયાદ કરી રહ્યાં છે કે, હે ખુદા, અમને આ વસ્તીમાંથી બહાર કાઢ જેના રહેવાસીઓ અત્યાચારી છે, અને તારા તરફથી અમારો કોઈ હિમાયતી અને મદદગાર પેદા કરી દે.[૧૦૪]**

---

જોખમોના ભારથી ઈસ્લામનું આ આંદોલન ખતમ ન થઈ જાય.

(૧૦૨) આનું એક અર્થઘટન આ પણ છે કે પોતે તો આનાકાની કરે જ છે પરંતુ બીજાને પણ હતાશ બનાવે છે અને તેમને જિહાદથી રોકવા માટે એવી વાતો કરે છે કે તેઓ પણ તેની જેમ બેઠાં રહે.

(૧૦૩) એટલે કે અલ્લાહના માર્ગમાં લડવું એ દુનિયાને ચાહનારા લોકોનું કામ જ નથી. આ તો એવા લોકોનું કામ છે જેમની સમક્ષ માત્ર અલ્લાહની પ્રસન્નતા હોય, જે અલ્લાહ અને આખિરત ઉપર પૂર્ણ ભરોસો ધરાવતાં હોય, અને દુનિયામાં તેમની સફળતા અને સમૃદ્ધિની તમામ શકયતાઓ, તથા તેમના દરેક પ્રકારના સાંસારિક હિતો એ આશાએ કુરબાન કરવા માટે તૈયાર થઈ જાય કે તેમનો માલિક તેમનાથી રાજી થશે, અને આ દુનિયામાં નહીં તો આખિરતમાં, ચોકકસપણે તેમની કુરબાનીઓ એળે નહીં જાય. રહી એ લોકોની વાત જેમની નજરમાં અસલ મહત્ત્વ તેમના દુનિયાના હિતોનું જ હોય તો હકીકતમાં આ રસ્તો તેમના માટે નથી.

اَلَّذِيْنَ اٰمَنُوْا يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ ۚ وَالَّذِيْنَ كَفَرُوْا
يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ الطَّاغُوْتِ فَقَاتِلُوْٓا اَوْلِيَآءَ الشَّيْطٰنِ ۚ




اِنَّ كَيْدَ الشَّيْطٰنِ كَانَ ضَعِيْفًا ﴿۷۶﴾ اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ قِيْلَ
لَهُمْ كُفُّوْٓا اَيْدِيَكُمْ وَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ ۚ فَلَمَّا
كُتِبَ عَلَيْهِمُ الْقِتَالُ اِذَا فَرِيْقٌ مِّنْهُمْ يَخْشَوْنَ النَّاسَ
كَخَشْيَةِ اللّٰهِ اَوْ اَشَدَّ خَشْيَةً ۚ وَقَالُوْا رَبَّنَا لِمَ كَتَبْتَ

**જેમણે ઈમાનનો માર્ગ અપનાવ્યો છે, તેઓ અલ્લાહના માર્ગમાં લડે છે અને જેમણે કુફ્રનો માર્ગ અપનાવ્યો છે, તેઓ તાગૂતના માર્ગમાં લડે છે,[૧૦૫] પછી શૈતાનના સાથીદારો સાથે લડો અને વિશ્વાસ રાખો કે શૈતાનની ચાલો સાવ કમજોર[૧૦૬] છે. (રુકૂઅ-૧૦)**

**તમે એ લોકોને પણ જોયાં જેમને કહેવામાં આવ્યું હતું કે તમારા હાથ રોકી રાખો અને નમાઝ કાયમ કરો અને ઝકાત આપો ? હવે જ્યારે તેમને લડાઈનો હુકમ આપવામાં આવ્યો ત્યારે તેમનામાંથી એક પક્ષની હાલત આ છે કે લોકોથી એવી રીતે ડરી રહ્યાં છે જેવી રીતે ખુદાથી ડરવું જોઈએ અથવા તેનાથી પણ થોડું વધારે.[૧૦૭] કહે છે હે ખુદા, અમારા માટે આ લડાઈનો**

(૧૦૪) અત્રે ઈશારો એ જુલમનો ભોગ બનેલાં બાળકો, મહિલાઓ અને પુરૂષો તરફ છે જે મક્કામાં અને અરબસ્તાનના બીજા કબીલાઓમાં ઈસ્લામનો સ્વીકાર કરી ચૂકયા હતાં પરંતુ હજી હિજરત કરવા માટે શક્તિમાન ન હતાં. તેમજ પોતાને જુલમથી બચાવી પણ શકતા ન હતાં. આ ગરીબ લોકોને અત્યાચારની વિવિધ રીતોનો ભોગ બનાવવામાં આવતા હતાં અને તેઓ દુઆઓ માગતા હતાં કે કોઈ તેમને આ જુલમમાંથી છોડાવે.

(૧૦૫) આ અલ્લાહનો સ્પષ્ટ ફેંસલો છે. અલ્લાહના માર્ગમાં એટલા માટે લડવું કે ધરતી ઉપર અલ્લાહનો દીન સ્થપાય એ ઈમાનવાળાઓનું કામ છે, અને જે લોકો ખરેખર મોમિન છે તેઓ આ કામથી કયારેય અળગા રહેશે નહીં, અને તાગૂતના માર્ગમાં એ હેતુથી લડવું કે ખુદાની ધરતી ઉપર ખુદાના વિદ્રોહીઓનું રાજ હોય, આ કાફિરોનું કામ છે અને કોઈ ઈમાન ધરાવનાર માણસ આ કામ કરી શકે નહીં.

(૧૦૬) એટલે કે બહારથી તો એવું લાગે છે કે શૈતાન અને તેના સાથીદાર ઘણી તૈયારી સાથે નીકળે છે અને ભારે ચાલો ચાલે છે, પરંતુ ઈમાનવાળાઓએ ન તો તેમની તૈયારીઓથી ભયભીત થવું જોઈએ, ન તો તેમની ચાલોથી. છેવટે તેનું પરિણામ નિષ્ફળતા છે.

عَلَيْنَا الْقِتَالَ ۚ لَوْ لَآ اَخَّرْتَنَآ اِلٰٓى اَجَلٍ قَرِيْبٍ ؕ قُلْ مَتَاعُ
الدُّنْيَا قَلِيْلٌ ۚ وَالْاٰخِرَةُ خَيْرٌ لِّمَنِ اتَّقٰى ۟ وَلَا تُظْلَمُوْنَ
فَتِيْلًا ﴿۷۷﴾ اَيْنَ مَا تَكُوْنُوْا يُدْرِكْكُّمُ الْمَوْتُ وَلَوْ كُنْتُمْ فِىْ
بُرُوْجٍ مُّشَيَّدَةٍ ؕ وَاِنْ تُصِبْهُمْ حَسَنَةٌ يَّقُوْلُوْا هٰذِهٖ
مِنْ عِنْدِ اللّٰهِ ۚ وَاِنْ تُصِبْهُمْ سَيِّئَةٌ يَّقُوْلُوْا هٰذِهٖ

**હુકમ શા માટે લખી દીધો ? શા માટે અમને હજુ થોડી મહેતલ ન આપી ? આમને કહો, દુનિયાના જીવનની મૂડી થોડી છે, અને આખિરત ખુદાથી ડરતા માણસ માટે સારી છે, અને તમારી ઉપર લેશમાત્ર પણ જુલમ કરવામાં નહીં આવે.[૧૦૭] રહ્યું મોત, તો જ્યાં પણ તમે હોવ તે કોઈ પણ રીતે તમને આવીને રહેશે, ભલે તમે ગમે તેવી મજબૂત ઈમારતોમાં હોવ.**

**જો તેમને કોઈ લાભ થાય છે ત્યારે કહે છે કે, આ અલ્લાહના તરફથી છે, અને જો કોઈ નુકસાન પહોંચે છે તો કહે છે કે, આ**

(૧૦૭) આ આયતના ત્રણ અર્થ છે અને ત્રણેય પોતપોતાની જગ્યાએ સાચાં છે :

એક અર્થ આ છે કે, પહેલાં આ લોકો પોતે લડવા માટે બેચેન હતાં. વારંવાર કહેતા હતાં કે ભાઈ, આપણી ઉપર જુલમ કરવામાં આવે છે, આપણને સતાવવામાં આવે છે, આપણને મારવામાં આવે છે, ગાળો આપવામાં આવે છે, આપણે કયાં સુધી ધીરજ રાખીએ, અમને મુકાબલો કરવાની પરવાનગી આપવામાં આવે. એ વખતે એમને કહેવામાં આવતું હતું કે, ધીરજ રાખો અને નમાઝ તથા ઝકાત વડે હજી તમારા મનની સુધારણા કરતાં રહો. ત્યારે આ ધીરજ અને સહન કરવાનો હુકમ એમને ખરાબ લાગતો હતો. પરંતુ હવે જયારે લડાઈનો હુકમ આપી દેવામાં આવ્યો ત્યારે આ જ તકાદો કરનારા લોકોમાંથી એક વર્ગ દુશ્મનોનું ટોળું અને યુદ્ધના જોખમો જોઈ જોઈને ભયભીત થઈ રહ્યો છે.

બીજો અર્થ આ છે કે, જયાં સુધી તકાદો નમાઝ અને ઝકાત તથા એવાં જ બીજા બિનજોખમી કામોનો હતો, તથા જાન લડાવવાનો કોઈ સવાલ વચ્ચે આવ્યો ન હતો, ત્યાં સુધી આ લોકો પાકા દીનદાર હતાં. પરંતુ હવે જયારે સત્ય ખાતર જીવને જોખમમાં નાખવાનું કામ શરૂ થયું તો એમને ધ્રુજારી છૂટી ગઈ.

ત્રીજો અર્થ આ છે કે, પહેલાં તો લૂંટફાટ અને અંગત લડાઈઓ માટે એમની તલવાર હંમેશા મ્યાનમાંથી નીકળી પડતી હતી અને રાત-દિવસનો ધંધો જ લડાઈઓનો હતો. એ વખતે તેમને રકતપાત ન કરવા માટે, અને નમાઝ તથા ઝકાત વડે મનની શુદ્ધિ કરવા માટે કહેવામાં આવ્યું હતું. હવે જયારે ખુદા માટે તલવાર ઉપાડવાનો હુકમ આપવામાં આવ્યો ત્યારે એ લોકો કે, જે પોતાના માટે લડવામાં બહાદુરી દેખાડતા હતાં, તેઓ ખુદાની

مِنْ عِنْدِكَ ؕ قُلْ كُلٌّ مِّنْ عِنْدِ اللّٰهِ ؕ فَمَا لِ هٰٓؤُلَآءِ الْقَوْمِ
لَا يَكَادُوْنَ يَفْقَهُوْنَ حَدِيْثًا ﴿۷۸﴾ مَآ اَصَابَكَ مِنْ حَسَنَةٍ
فَمِنَ اللّٰهِ ۫ وَمَآ اَصَابَكَ مِنْ سَيِّئَةٍ فَمِنْ نَّفْسِكَ ؕ وَاَرْسَلْنٰكَ
لِلنَّاسِ رَسُوْلًا ؕ وَكَفٰى بِاللّٰهِ شَهِيْدًا ﴿۷۹﴾ مَنْ يُّطِعِ الرَّسُوْلَ
فَقَدْ اَطَاعَ اللّٰهَ ۚ وَمَنْ تَوَلّٰى فَمَآ اَرْسَلْنٰكَ عَلَيْهِمْ حَفِيْظًا ﴿۸۰﴾ ؕ

---

**તમારા કારણે છે.[૧૦૯] કહો, બધું જ અલ્લાહ તરફથી છે. છેવટે આ લોકોને શું થઈ ગયું છે કે કોઈ વાત એમની સમજમાં આવતી નથી.**

**હે માનવી, જે ભલાઈ પણ તને પ્રાપ્ત થાય છે અલ્લાહની મહેરબાનીથી પ્રાપ્ત થાય છે, અને જે મુસીબત તારી ઉપર આવે છે તે તારી પોતાની કરણીના કારણે છે.**

**હે મુહમ્મદ ! અમે તમને લોકો માટે પયગમ્બર બનાવીને મોકલ્યાં છે અને આ માટે ખુદાની સાક્ષી પૂરતી છે. જેણે પયગમ્બરનું આજ્ઞાપાલન કર્યું તેણે હકીકતમાં ખુદાનું આજ્ઞાપાલન કર્યું. અને જે મુખ ફેરવી ગયો, તો કોઈ પણ સંજોગોમાં અમે તમને એ લોકો ઉપર ચોકીદાર બનાવીને તો નથી મોકલ્યાં.[૧૧૦]**

---

ખાતર લડવામાં ડરપોક બની જાય છે અને એ તલવાર વીંઝતો હાથ જે અંગત ઈચ્છાઓ અને શૈતાનના માર્ગમાં ભારે ઝડપ દેખાડતો હતો, હવે ખુદાના માર્ગમાં શિથિલ પડતો દેખાય છે.

આ ત્રણેય અર્થ અલગ અલગ પ્રકારના લોકોને લાગુ પડે છે અને આયતના શબ્દો એવા અર્થસભર છે કે ત્રણેય અર્થ તરફ સંકેત કરે છે.

(૧૦૮) એટલે કે જો તમે ખુદાના દીનની સેવા કરો અને તેના માર્ગમાં જાન લડાવો તો એ શકય નથી કે ખુદાને ત્યાં તમારો બદલો વ્યર્થ થઈ જાય.

(૧૦૯) જયારે વિજય અને સફળતા પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ તેને અલ્લાહની કૃપા ગણે છે અને ભૂલી જાય છે કે અલ્લાહે તેમની ઉપર આ કૃપા નબીની મારફતે જ કરી છે. પરંતુ જયારે ખુદ તેમની ભૂલો અને નબળાઈઓના કારણે જો કયાંક પરાજય થાય છે અને આગળ વધતાં પગલાં પાછા પડવા માંડે છે ત્યારે બધો જ દોષ નબીના માથે નાખી દે છે અને પોતે છૂટી જવા માગે છે.

(૧૧૦) એટલે કે આ લોકો પોતાની કરણી માટે પોતે જ જવાબદાર છે. આમની કરણી વિષે તમને પૂછવામાં નહીં આવે. તમને જે કામ સુપરત કરવામાં આવ્યું છે તે માત્ર એટલું જ છે કે અલ્લાહના હુકમો અને આદેશો આમના સુધી પહોંચાડી દો. આ કામ તો તમે ખૂબ સારી રીતે પૂરૂં કરી દીધું. હવે આ કામ તમારું નથી કે

وَ يَقُوْلُوْنَ طَاعَةٌ ؗ فَاِذَا بَرَزُوْا مِنْ عِنْدِكَ بَيَّتَ طَآئِفَةٌ مِّنْهُمْ
غَيْرَ الَّذِيْ تَقُوْلُ ؕ وَ اللّٰهُ يَكْتُبُ مَا يُبَيِّتُوْنَ ۚ فَاَعْرِضْ عَنْهُمْ
وَ تَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ وَ كَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿۸۱﴾ اَفَلَا يَتَدَبَّرُوْنَ
الْقُرْاٰنَ ؕ وَ لَوْ كَانَ مِنْ عِنْدِ غَيْرِ اللّٰهِ لَوَجَدُوْا فِيْهِ اخْتِلَافًا
كَثِيْرًا ﴿۸۲﴾ وَ اِذَا جَآءَهُمْ اَمْرٌ مِّنَ الْاَمْنِ اَوِ الْخَوْفِ اَذَاعُوْا بِهٖ ؕ
وَ لَوْ رَدُّوْهُ اِلَى الرَّسُوْلِ وَ اِلٰۤى اُولِي الْاَمْرِ مِنْهُمْ لَعَلِمَهُ الَّذِيْنَ

**તેઓ મોઢા પર તો કહે છે કે અમે આજ્ઞાપાલક છીએ. પરંતુ જ્યારે તમારી પાસેથી જાય છે ત્યારે તેમનામાંથી એક જૂથ રાત્રે એકત્ર થઈને તમારી વાતોની વિરૂદ્ધ મસલતો કરે છે. અલ્લાહ આમની આ તમામ ગુસપુસ લખી રહ્યો છે. તમે આમની પરવા ન કરો અને અલ્લાહ ઉપર ભરોસો રાખો, એ જ ભરોસા માટે પૂરતો છે. શું આ લોકો કુર્આન ઉપર વિચાર નથી કરતાં ? જો આ અલ્લાહના સિવાય બીજા કોઈની તરફથી હોત તો આમાં ઘણી વિરોધાભાસી વાતો જોવા મળત.[૧૧૧]**

**આ લોકો જેવા કોઈ શાંતિ આપતા અથવા ભયાનક સમાચાર સાંભળી લે છે, તેને લઈને ફેલાવી દે છે, જો કે આ લોકો તેને રસૂલ તથા પોતાના સંગઠનના જવાબદાર સાથીદારોઓ સુધી પહોંચાડે તો તે એવા લોકોની જાણમાં આવી જાય જે**

હાથ પકડીને આમને બળજબરીપૂર્વક સીધા માર્ગે ચલાવો. જો આ લોકો એ માર્ગદર્શનનું અનુસરણ ન કરે જે તમારા દ્વારા પહોંચી રહ્યું છે તો તમારી ઉપર તેની કોઈ જવાબદારી નથી. તમને એમ પૂછવામાં નહીં આવે કે આ લોકો કેમ નાફરમાની કરતા હતાં.

(૧૧૧) દંભી અને નબળા ઈમાનવાળા લોકોના જે વર્તન બદલ ઉપરની આયતોમાં ઠપકો આપવામાં આવ્યો છે તેનું મુખ્ય અને મૂળ કારણ આ હતું કે તેમને કુર્આન અલ્લાહ તરફથી હોવા અંગે શંકા હતી તેમને વિશ્વાસ બેસતો ન હતો કે રસૂલ ઉપર ખરેખર વહી ઉતરે છે, અને જે કંઈ હુકમો આવી રહ્યાં છે તે સીધે સીધા ખુદા તરફથી જ આવી રહ્યાં છે. એટલા જ માટે તેમના દંભી વર્તન માટે ઠપકો આપ્યા પછી હવે કહેવામાં આવી રહ્યું છે કે, આ લોકો કુર્આન ઉપર વિચાર કરતાં નથી, નહીં તો આ વાણી તો પોતે સાક્ષી આપી રહી છે કે આ ખુદા સિવાય બીજા કોઈની વાણી હોઈ શકે નહીં. કોઈ માણસ એવી શક્તિ ધરાવતો નથી કે વર્ષોવર્ષ, અલગ અલગ પરિસ્થિતિઓમાં, અલગ અલગ પ્રસંગોએ, અલગ અલગ વિષયો ઉપર, પ્રવચનો કરતો રહે અને શરૂઆતથી

يَسْتَنْۢبِطُوْنَهٗ مِنْهُمْ ؕ وَ لَوْ لَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَ رَحْمَتُهٗ
لَاتَّبَعْتُمُ الشَّيْطٰنَ اِلَّا قَلِيْلًا ﴿۸۳﴾ فَقَاتِلْ فِيْ سَبِيْلِ اللّٰهِ ۚ لَا
تُكَلَّفُ اِلَّا نَفْسَكَ وَ حَرِّضِ الْمُؤْمِنِيْنَ ۚ عَسَى اللّٰهُ اَنْ يَّكُفَّ
بَاْسَ الَّذِيْنَ كَفَرُوْا ؕ وَ اللّٰهُ اَشَدُّ بَاْسًا وَّ اَشَدُّ تَنْكِيْلًا ﴿۸۴﴾
مَنْ يَّشْفَعْ شَفَاعَةً حَسَنَةً يَّكُنْ لَّهٗ نَصِيْبٌ مِّنْهَا ۚ

---

**તેમની વચ્ચે એવી કુશળતા ધરાવે છે કે એમાંથી સાચું તારણ કાઢી શકે.[૧૧૨] તમારી ઉપર અલ્લાહની મહેરબાની અને કૃપા ન હોત તો (તમારી કમજોરીઓ એવી હતી કે) ગણતરીના થોડા લોકો સિવાય તમે સૌ શૈતાનની પાછળ ચાલી નીકળ્યા હોત.**

**પછી હે નબી ! તમે અલ્લાહના માર્ગમાં લડો, તમે તમારી જાત સિવાય બીજા કોઈના માટે જવાબદાર નથી. અલબત્ત, ઈમાનવાળાઓને લડવા માટે ઉત્તેજન આપો, દૂર નથી કે અલ્લાહ કાફિરોનું જોર તોડી નાખે, અલ્લાહનું જોર સૌથી વધારે જબરજસ્ત છે અને તેની સજા સૌના કરતાં વધારે સખત છે. જે ભલાઈની ભલામણ કરશે તે તેમાંથી હિસ્સો**

---

અંત સુધી તેના તમામ પ્રવચનો એવાં સમતળ, એકરંગ અને સપ્રમાણ સંગ્રહ બની જાય કે જેનો કોઈ ભાગ બીજા ભાગ સાથે ટકરાતો ન હોય, જેના અભિપ્રાયમાં ફેરફારનો કયાંય કોઈ નિશાન સુદ્ધાં ન મળે, જેમાં બોલનારના મનની અલગ અલગ પરિસ્થિતિઓ પોતાના અલગ અલગ રંગ ન દેખાડે અને જેની ઉપર કયારેય પુનરાવર્તન કરવા સુદ્ધાંની જરૂર ઊભી ન થાય.

**(૧૧૨)** કેમકે એ પ્રસંગ ઝઘડાફસાદનો હતો, એટલા માટે ચારેય બાજુથી અફવાઓ ઉડી રહી હતી. કયારેક પાયા વિનાની અતિશયોક્તિ ભરેલી ખતરાની ખબરો આવતી અને તેનાથી એકાએક મદીના અને તેની આસપાસના લોકોમાં બેચેની ફેલાઈ જતી. કયારેક કોઈ ચાલાક શત્રુ કોઈ ખરેખર ખતરાને છુપાવવા માટે શાંતિના સમાચારો મોકલી દેતો અને લોકો તેને સાંભળીને ગફલતમાં મૂકાઈ જતાં. આ અફવાઓમાં એવા લોકો ખૂબ રસ લેતા હતાં જે માત્ર ઝઘડાખોર હતાં, જેમના માટે ઈસ્લામ અને અજ્ઞાનતાની આ લડાઈ કોઈ ગંભીર બાબત ન હતી, જેમને જરાપણ ખબર ન હતી કે આ પ્રકારની બિનજવાબદાર અફવાઓ ફેલાવવાના પરિણામો કેટલાં દુરોગામી હોય છે. તેમના કાને જયાં કોઈ ખબર પડે કે તરત તેને લઈને ઠેરઠેર કાનભંભેરણી કરવા માંડતા હતાં. આ જ લોકોને આ આયતમાં ઠપકો આપવામાં આવ્યો છે અને તેમને સખ્તાઈપૂર્વક ચેતવવામાં આવ્યાં છે કે અફવાઓ ફેલાવવાથી દૂર રહે અને જે કંઈ ખબર તેમને પહોંચે તેને જવાબદાર લોકો સુધી પહોંચાડીને ચુપ રહે.

وَ مَنْ يَّشْفَعْ شَفَاعَةً سَيِّئَةً يَّكُنْ لَّهٗ كِفْلٌ مِّنْهَا ؕ وَ كَانَ اللّٰهُ عَلٰى
كُلِّ شَیْءٍ مُّقِیْتًا ﴿۸۵﴾ وَ اِذَا حُیِّیْتُمْ بِتَحِیَّةٍ فَحَیُّوْا بِاَحْسَنَ مِنْهَاۤ اَوْ رُدُّوْهَا ؕ
اِنَّ اللّٰهَ كَانَ عَلٰى كُلِّ شَیْءٍ حَسِیْبًا ﴿۸۶﴾ اَللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ؕ لَیَجْمَعَنَّكُمْ
اِلٰى یَوْمِ الْقِیٰمَةِ لَا رَیْبَ فِیْهِ ؕ وَ مَنْ اَصْدَقُ مِنَ اللّٰهِ حَدِیْثًا ﴿۸۷﴾ ع

النصف

રુકૂઅ ૧૧

**મેળવશે અને જે બૂરાઈની ભલામણ કરશે તે તેમાંથી હિસ્સો[૧૧૩] મેળવશે, અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર નજર રાખનાર છે.**

**અને જ્યારે કોઈ આદરપૂર્વક તમને સલામ કરે તો તેને તેના કરતાં સારી રીતે જવાબ આપો અથવા ઓછામાં ઓછું[૧૧૪] તેવી જ રીતે, અલ્લાહ દરેક વસ્તુનો હિસાબ લેવાનો છે. અલ્લાહ એ છે જેના સિવાય કોઈ ખુદા નથી, તે તમને સૌને એ કયામતના દિવસે એકત્ર કરશે જેના આવવામાં કોઈ શંકા નથી, અને અલ્લાહની વાત કરતાં વધારે સાચી વાત બીજા કોની હોઈ શકે છે?[૧૧૫] (રુકૂઅ-૧૧)**

**(૧૧૩)** એટલે કે આ દરેકની પસંદ અને દરેકનું ભાગ્ય છે કે એ ખુદાના માર્ગમાં પ્રયાસ કરવા માટે અને સત્યને બુલંદ કરવા માટે લોકોને પ્રોત્સાહન આપે અને તેનું વળતર મેળવે, અને કોઈ ખુદાના બંદાઓને ગેરસમજમાં નાખવામાં તથા એમને હતોત્સાહ કરવામાં તથા એમને અલ્લાહના કલમાને બુલંદ કરવા માટેના સંઘર્ષથી દૂર રાખવામાં પોતાની શક્તિ વાપરે અને તેની સજાનો હકકદાર બને.

**(૧૧૪)** એ વખતે મુસલમાનો અને બિનમુસ્લિમો વચ્ચેના સંબંધો ખૂબ જ તંગ બની રહ્યા હતાં અને જ્યારે સંબંધો તંગ હોય ત્યારે બને છે તેમ એ વાતનો ડર હતો કે કયાંક મુસલમાનો બીજા લોકોની સાથે ખરાબ રીતે વર્તવા ન માંડે. એટલા માટે તેમને હુકમ આપવામાં આવ્યો કે, જે તમારી સાથે આદરપૂર્વક વ્યવહાર કરે તેની સાથે તમે પણ એવી જ રીતે, બલ્કે એનાથી વધારે, આદર સાથે વ્યવહાર કરો. સુંદર વ્યવહારનો જવાબ સુંદર વ્યવહાર જ છે. બલ્કે તમારું સ્થાન એ છે કે, બીજાં કરતાં વધારે સુંદર વ્યવહાર કરનારા બનો. ઈસ્લામના પ્રચારક વર્ગ માટે, કે જે દુનિયાને સીધા રસ્તા પર લાવવા માટે અને સત્યના માર્ગ તરફ નિમંત્રણ આપવા માટે ઉઠ્યો હોય, કડક સ્વભાવ, ચિડિયાપણું અને કડવી વાણી યોગ્ય નથી. આનાથી મનને સંતોષ તો થઈ જાય છે પરંતુ એ ધ્યેયને નુકસાન પહોંચે છે જે ધ્યેય માટે તે ઉઠયો છે.

**(૧૧૫)** એટલે કે કાફિર, મુશ્રિક, અધર્મી અને નાસ્તિક જે કંઈ કરી રહ્યાં છે તેનાથી ખુદાની ખુદાઈનું કંઈ બગડતું નથી. તેનું એક ખુદા હોવું તેમજ એકમાત્ર ખુદા હોવું એક એવી હકીકત છે જે કોઈના બદલવાથી બદલાઈ શકતી નથી. પછી એક દિવસે તે તમામ મનુષ્યોને ભેગાં કરીને દરેકને તેની કરણીનું પરિણામ દેખાડી

فَمَا لَكُمْ فِي الْمُنٰفِقِيْنَ فِئَتَيْنِ وَاللّٰهُ اَرْكَسَهُمْ بِمَا كَسَبُوْا ط

**પછી તમને આ શું થઈ ગયું છે કે દંભીઓ વિષે તમારી વચ્ચે બે મત પ્રવર્તે છે,[૧૧૬] જો કે જે બૂરાઈઓ તેમણે કમાવી છે તેના કારણે અલ્લાહ તેમને પાછા ફેરવી ચૂકયો છે.[૧૧૭]**

દેશે. તેની શક્તિના ઘેરામાંથી બચીને કોઈ ભાગી શકતું નથી. એટલા માટે ખુદા કદાપિ એવી જરૂર ધરાવતો નથી કે તેના તરફથી કોઈ તેના વિદ્રોહીઓ સામે ગુસ્સાનો ઉભરો કાઢતો ફરે અને ખરાબ વર્તન અને કડવી વાણીને દિલના જખમનું મલમ બનાવે.

આમ તો આ આયતનો સંબધ ઉપરની આયત સાથે છે પરંતુ આ જ આયત સમગ્ર પ્રવચનનું ઉપસંહાર પણ છે જે પાછલા બે ત્રણ રુકૂઓથી ચાલ્યું આવે છે. આ હેસિયતથી આયતનો અર્થ આ છે કે દુનિયાના જીવનમાં જે માણસ જે રીતે ચાહે ચાલતો રહે, અને જે માર્ગમાં તેના પ્રયાસો અને મહેનતો ખર્ચ કરવા માગે કરતો રહે અથવા કર્યા કરે, છેવટે બધાંને એક દિવસે એ ખુદા સમક્ષ હાજર થવાનું છે જેના સિવાય કોઈ ખુદા નથી, પછી દરેક પોતપોતાની મહેનતના પરિણામો જોઈ લેશે.

**(૧૧૬)** અત્રે એ દંભી મુસલમાનોની સમસ્યા અંગે ચર્ચા કરવામાં આવી છે જે મકકામાં અને અરબસ્તાનના બીજા વિસ્તારોમાં ઈસ્લામ તો કબૂલ કરી ચૂકયા હતાં, પરંતુ હિજરત કરીને દારૂલઈસ્લામની તરફ સ્થળાંતર કરવાને બદલે પહેલાંની જેમ પોતાની કાફિર કોમમાં જ વસવાટ કરી રહ્યા હતાં અને તેમની એ તમામ પ્રવૃત્તિઓમાં વત્તાઓછા પ્રમાણમાં સક્રીય રીતે ભાગ લેતા હતાં જે તેમની કોમ ઈસ્લામ અને મુસલમાનોની વિરૂદ્ધ કરતી હતી. મુસલમાનો માટે આ પ્રશ્ન ઘણો ગૂંચવણભર્યો હતો કે તેમની સાથે કેવો વ્યવહાર કરવામાં આવે. અમુક લોકો કહેતા હતાં કે ગમે તેમ હોય પણ છે તો છેવટે મુસલમાનો જ. કલમો પઢે છે, નમાઝ અદા કરે છે, રોઝા રાખે છે, કુર્આનની તિલાવત કરે છે, તેમની સાથે કાફિરો જેવો વ્યવહાર કેવી રીતે કરી શકાય. અલ્લાહતઆલાએ આ રુકૂઅમાં આ જ મતભેદનો ફેંસલો કર્યો છે.

અત્રે એક બીજી વાત પણ સ્પષ્ટપણે સમજી લેવી જરૂરી છે, નહીં તો ડર છે કે આ જગ્યાએ જ નહીં, બલ્કે કુર્આન મજીદની એ તમામ જગ્યાઓને સમજવામાં માણસ ઠોકર ખાશે જયાં હિજરત નહીં કરનારા મુસલમાનોને દંભીમાં ગણવામાં આવ્યાં છે. હકીકત આ છે કે જયારે નબી સ.અ.વ.એ મદીના તરફ હિજરત કરી અને એક નાનો વિસ્તાર આરબ ભૂમિમાં એવો મળી ગયો જયાં કોઈપણ મોમિન માટે પોતાના દીન અને ઈમાનના તકાદાઓ પૂરા કરવાનું શકય હતું ત્યારે આ જાહેર હુકમ આપી દેવામાં આવ્યો કે જયાં જયાં, જે જે વિસ્તારમાં, અને જે જે કબીલામાં ઈમાનવાળા લોકો કાફિરોથી દબાયેલાં છે અને ઈસ્લામી જીવન જીવવાની સ્વતંત્રતા ધરાવતાં નથી તેઓ ત્યાંથી હિજરત કરે અને મદીનાના દારૂલઈસ્લામમાં આવી જાય. એ વખતે જે લોકો હિજરત કરવાની શક્તિ ધરાવતા હતાં અને પછી માત્ર એટલા જ માટે નીકળીને આવ્યા નહીં કે, એમને એમના ઘરબાર, સગાવહાલાં અને એમના હિતો ઈસ્લામ કરતાં વધુ વહાલા હતાં, એ બધાંને દંભી ઠરાવી દેવામાં આવ્યાં. અને જે લોકો હકીકતમાં સાવ મજબૂર હતાં તેમને **''મુસ્તદઅફીન''** مُسْتَضْعَفِيْنَ ગણવામાં આવ્યાં જેમ કે આગળ ચૌદમા રુકૂઅમાં આવી રહ્યું છે.

أَتُرِيدُونَ أَنْ تَهْدُوا مَنْ أَضَلَّ اللَّهُ ۖ وَمَنْ يُضْلِلِ اللَّهُ فَلَنْ
تَجِدَ لَهُ سَبِيلًا ﴿٨٨﴾ وَدُّوا لَوْ تَكْفُرُونَ كَمَا كَفَرُوا فَتَكُونُونَ
سَوَاءً ۖ فَلَا تَتَّخِذُوا مِنْهُمْ أَوْلِيَاءَ حَتَّىٰ يُهَاجِرُوا فِي سَبِيلِ
اللَّهِ ۚ فَإِنْ تَوَلَّوْا فَخُذُوهُمْ وَاقْتُلُوهُمْ حَيْثُ وَجَدْتُمُوهُمْ ۖ
وَلَا تَتَّخِذُوا مِنْهُمْ وَلِيًّا وَلَا نَصِيرًا ﴿٨٩﴾ إِلَّا الَّذِينَ يَصِلُونَ

**શું તમે ઈચ્છો છો કે જેને અલ્લાહે માર્ગદર્શન નથી આપ્યું તેને તમે માર્ગદર્શન આપી દો ? જો કે જેને અલ્લાહે રસ્તેથી હટાવી દીધો તેના માટે તમે કોઈ માર્ગ શોધી શકતાં નથી. તેઓ તો એમ ઈચ્છે છે કે જેવી રીતે તેઓ પોતે કાફિર છે એવી જ રીતે તમે પણ કાફિર બની જાઓ કે જેથી તમે અને તેઓ બધાં જ સરખા થઈ જાય. એટલા માટે તેમનામાંથી કોઈને તમારો મિત્ર ન બનાવો જ્યાં સુધી તેઓ અલ્લાહના માર્ગમાં હિજરત કરીને આવી ન જાય, અને જો તેઓ હિજરત કરવાથી દૂર રહે તો તેમને જ્યાં જુઓ ત્યાં પકડો અને કતલ કરો[૧૧૮] અને તેમનામાંથી કોઈને તમારો મિત્ર અને મદદગાર ન બનાવો. અલબત્ત, એ દંભીઓ આ હુકમમાંથી બાકાત છે જે કોઈ એવી કોમ સાથે**

હવે આ વાત સ્પષ્ટ છે કે દારૂલકુફ્રના રહેવાસી કોઈ મુસલમાનને માત્ર હિજરત ન કરવા માટે દંભી માત્ર એ જ સંજોગોમાં કહી શકાય કે જ્યારે દારૂલઈસ્લામ તરફથી આવા તમામ મુસલમાનોને કાં તો જાહેર નિમંત્રણ હોય અથવા ઓછામાં ઓછું તેણે તેમના માટે પોતાના દ્વાર ખુલ્લા રાખ્યાં હોય. આવા સંજોગોમાં નિઃશંક એ તમામ મુસલમાનો દંભી ઠરશે જે એ દારૂલકુફ્રને દારૂલઈસ્લામ બનાવવા માટે કોઈ પ્રયાસ પણ કરી ન રહ્યાં હોય તેમજ શક્તિ હોવા છતાં હિજરત પણ ન કરે. પરંતુ જો દારૂલઈસ્લામ તરફથી કોઈ નિમંત્રણ આપવામાં જ આવ્યું ન હોય તથા તેણે પોતાના દ્વાર જ હિજરતીઓ માટે ખોલ્યાં ન હોય તો આવા સંજોગોમાં માત્ર હિજરત ન કરવી એ કોઈ માણસને દંભી નહીં બનાવી દે, બલ્કે તે માત્ર ત્યારે જ દંભી કહેવાશે જ્યારે હકીકતમાં કોઈ દંભયુકત કૃત્ય કરે.

(૧૧૭) એટલે કે જે દંભયુક્ત, સ્વાર્થી અને આખિરત ઉપર દુનિયાને પસંદગી આપવાનું કામ તેમણે કર્યું છે આના કારણે અલ્લાહે તેમને એ જ તરફ ફેરવી દીધાં છે જે તરફથી તેઓ આવ્યા હતાં. તેમણે કુફ્રમાંથી નીકળીને ઈસ્લામની તરફ આગળ પગલું તો જરૂર ભર્યું હતું, પરંતુ આ સરહદમાં આવવા તથા ટકવા માટે એકાગ્ર થઈ જવાની જરૂર હતી, એ દરેક હિતને કુરબાન કરી દેવાની જરૂર હતી જે ઈસ્લામ અને ઈમાનના હિત સાથે ટકરાતો હોય,આખિરત ઉપર એવા વિશ્વાસની જરૂર હતી જેના કારણે માણસ ખુશી ખુશી પોતાની

إِلَىٰ قَوْمٍ بَيْنَكُمْ وَبَيْنَهُم مِّيثَاقٌ أَوْ جَاءُوكُمْ حَصِرَتْ صُدُورُهُمْ
أَن يُقَاتِلُوكُمْ أَوْ يُقَاتِلُوا قَوْمَهُمْ ۚ وَلَوْ شَاءَ اللَّهُ لَسَلَّطَهُمْ عَلَيْكُمْ
فَلَقَاتَلُوكُمْ ۚ فَإِنِ اعْتَزَلُوكُمْ فَلَمْ يُقَاتِلُوكُمْ وَأَلْقَوْا إِلَيْكُمُ
السَّلَمَ فَمَا جَعَلَ اللَّهُ لَكُمْ عَلَيْهِمْ سَبِيلًا ﴿٩٠﴾ سَتَجِدُونَ آخَرِينَ
يُرِيدُونَ أَن يَأْمَنُوكُمْ وَيَأْمَنُوا قَوْمَهُمْ كُلَّمَا رُدُّوا إِلَى الْفِتْنَةِ
أُرْكِسُوا فِيهَا ۚ فَإِن لَّمْ يَعْتَزِلُوكُمْ وَيُلْقُوا إِلَيْكُمُ السَّلَمَ وَيَكُفُّوا
أَيْدِيَهُمْ فَخُذُوهُمْ وَاقْتُلُوهُمْ حَيْثُ ثَقِفْتُمُوهُمْ ۚ وَأُولَٰئِكُمْ

---

**જોડાઈ જાય જેની સાથે તમારી સંધિ છે.[૧૧૯] આવી જ રીતે એ દંભીઓ પણ બાકાત છે જે તમારી પાસે આવે છે અને લડાઈ પ્રત્યે ઉદાસીન છે, ન તો તમારી સાથે લડવા માગે છે, ન તો તેમની કોમ સાથે. જો અલ્લાહે ઇચ્છયું હોત તો તેમને તમારી ઉપર પ્રભુત્ત્વ આપી દેત અને તેઓ પણ તમારી સાથે લડયાં હોત. તેથી જો તેઓ તમારાથી અળગાં થઈ જાય અને લડવાથી દૂર રહે અને તમારી તરફ સુલેહ અને શાંતિનો હાથ લંબાવે તો અલ્લાહે તમારા માટે તેમની ઉપર હુમલો કરવાનો કોઈ રસ્તો રાખ્યો નથી. એક બીજા પ્રકારના દંભીઓ પણ તમને એવાં મળશે જે ઇચ્છે છે કે તમારાથી પણ સલામત રહે અને તેમની કોમથી પણ, પરંતુ જ્યારે પણ ફિત્નાની તક પામશે તેમાં જોડાઈ જશે. આવા લોકો જો તમારો મુકાબલો કરવાથી દૂર ન રહે અને સુલેહ અને શાંતિની વાત તમારી સમક્ષ ન મૂકે અને તેમના હાથ ન રોકે તો જ્યાં તે મળે તેમને પકડો અને મારો, તેમની ઉપર**

---

દુનિયાને કુરબાન કરી શકતો હોય. આ તેમને ગમ્યું નહીં, એટલા માટે જયાંથી આવ્યા હતાં એ તરફ જ તેઓ તરત જ પાછા જતાં રહ્યાં. હવે તેમના મામલામાં મતભેદનો કોઈ સવાલ જ કયાં છે?

(૧૧૮) આ હુકમ એ દંભી મુસલમાનો માટે છે જે યુદ્ધે ચઢેલી કાફિર કોમ સાથે સંબંધ ધરાવતા હોય અને ઈસ્લામી રાજયની વિરૂદ્ધની દુશ્મનાવટભરી પ્રવૃત્તિઓમાં સક્રિય રીતે ભાગ લે.

(૧૧૯) આ અપવાદ આ હુકમમાંથી નથી કે ''એમને મિત્ર અથવા મદદગાર બનાવવામાં ન આવે'' બલ્કે એ હુકમમાંથી છે કે ''એમને પકડવામાં અને મારવામાં આવે.'' આનો અર્થ આ છે કે જો આ મારી નાખવાને પાત્ર દંભી લોકો કોઈ એવી કાફિર કોમની સીમામાં આશ્રય લે જેની સાથે ઈસ્લામી રાજયની સંધિ




جَعَلْنَا لَكُمْ عَلَيْهِمْ سُلْطٰنًا مُّبِيْنًا ﴿٩١﴾ وَمَا كَانَ لِمُؤْمِنٍ اَنْ
يَّقْتُلَ مُؤْمِنًا اِلَّا خَطَـًٔا ۚ وَمَنْ قَتَلَ مُؤْمِنًا خَطَـًٔا فَتَحْرِيْرُ رَقَبَةٍ
مُّؤْمِنَةٍ وَّدِيَةٌ مُّسَلَّمَةٌ اِلٰٓى اَهْلِهٖٓ اِلَّآ اَنْ يَّصَّدَّقُوْا ؕ فَاِنْ
كَانَ مِنْ قَوْمٍ عَدُوٍّ لَّكُمْ وَهُوَ مُؤْمِنٌ فَتَحْرِيْرُ رَقَبَةٍ مُّؤْمِنَةٍ ؕ

**હાથ ઉપાડવા માટે અમે તમને ખુલ્લો અધિકાર આપી દીધો છે. (રુકૂઅ-૧૨)**

**કોઈ મોમિનનું આ કામ નથી કે તે બીજા મોમિનની હત્યા કરે, સિવાય કે તેનાથી ભૂલ થઈ જાય.[૧૨૦] અને જે માણસ કોઈ મોમિનની ભૂલથી હત્યા કરી નાખે તો તેનો કફ્ફારો આ છે કે એક મોમિનને ગુલામીમાંથી મુકત કરે[૧૨૧] અને હત્યા પામનારના વારસદારોને ખૂંબહા આપે,[૧૨૨] સિવાય કે તેઓ ખૂંબહા માફ કરી દે. પરંતુ જો એ હત્યા પામનાર મુસલમાન કોઈ એવી કોમમાંથી હતો જેની સાથે તમારી દુશ્મનાવટ હોય તો તેનો કફ્ફારો એક મોમિન ગુલામને મુકત કરવો છે**

---

થયેલી હોય, તો એ વિસ્તારમાં તેનો પીછો કરવામાં આવશે નહીં તેમજ એ પણ યોગ્ય ગણવામાં નહીં આવે અથવા દારૂલ ઈસ્લામનો કોઈ મુસલમાન કોઈ તટસ્થ દેશમાં એક મારી નાખવાને પાત્ર દંભીને જુએ અને તેને મારી નાખે તો તે પણ યોગ્ય ગણાશે નહીં. આદર હકીકતમાં દંભીના લોહીનું નહીં બલ્કે સંધિનો છે.

**(૧૨૦)** અહીં એ દંભી મુસલમાનોનો ઉલ્લેખ નથી જેમને મારી નાખવાની પરવાનગી ઉપર આપવામાં આવી છે બલ્કે એ મુસલમાનોનો છે જે કાં તો દારૂલઈસ્લામના નાગરિકો હોય, અથવા જો દારૂલહર્બ અથવા દારૂલકુફ્રમાં હોય તો ઈસ્લામના દુશ્મનોની પ્રવૃત્તિઓમાં તેમના ભાગ લેવાનો કોઈ પુરાવો ન હોય. એ સમયે ઘણાં લોકો એવા પણ હતાં જે ઈસ્લામનો સ્વીકાર કર્યા પછી તેમની સાચી મજબૂરીઓના કારણે ઈસ્લામ-દુશ્મન કબીલાઓ વચ્ચે રોકાયેલા હતાં, અને ઘણી વખત એવા સંજોગો ઊભા થઈ જતા હતાં કે મુસલમાન કોઈ દુશ્મન કબીલા ઉપર હુમલો કરે અને ત્યાં અજાણતામાં કોઈ મુસલમાન તેમના હાથે માર્યો જાય. તેથી અલ્લાહતઆલાએ અહીં આવી પરિસ્થિતિનો હુકમ જણાવ્યો છે કે જયારે ભૂલથી કોઈ મુસલમાન બીજા મુસલમાનના હાથે માર્યો જાય.

**(૧૨૧)** કેમ કે મરનાર મુસલમાન હતો તેથી તેની હત્યાનો કફ્ફારો એક મોમિન ગુલામની મુક્તિ ઠરાવવામાં આવ્યો.

**(૧૨૨)** નબી સ.અ.વ. એ ખૂંબહા (લોહીની કિંમત) ૧૦૦ ઊંટ, અથવા ૨૦૦ ગાયો, અથવા ૨૦૦૦ બકરાં ઠરાવી છે. જો બીજી કોઈ રીતે કોઈ માણસ ખૂંબહા આપવા માગે તો તેનું પ્રમાણ આ જ વસ્તુઓની બજાર-કિંમતના આધારે નકકી કરવામાં આવશે. દા.ત. નબી સ.અ.વ.ના જમાનામાં રોકડ ખૂંબહા આપનારાઓ માટે

وَ اِنۡ كَانَ مِنۡ قَوۡمٍۭ بَيۡنَكُمۡ وَ بَيۡنَهُمۡ مِّيۡثَاقٌ فَدِيَةٌ مُّسَلَّمَةٌ اِلٰٓى اَهۡلِهٖ وَ تَحۡرِيۡرُ رَقَبَةٍ مُّؤۡمِنَةٍ‌ ۚ فَمَنۡ لَّمۡ يَجِدۡ فَصِيَامُ شَهۡرَيۡنِ مُتَتَابِعَيۡنِ تَوۡبَةً مِّنَ اللّٰهِ‌ ؕ وَ كَانَ اللّٰهُ عَلِيۡمًا حَكِيۡمًا ﴿۹۲﴾

**અને જો તે કોઈ એવી બિનમુસ્લિમ કોમનો માણસ હતો જેની સાથે તમારી સંધિ થયેલી હોય ત્યારે તેના વારસદારોને ખૂંબહા આપવામાં આવશે અને એક મોમિન ગુલામને મુકત કરવાનો રહેશે.[૧૨૩] પછી જેને ગુલામ ન મળે તે સતત બે મહિનાના રોઝા રાખે.[૧૨૪] આ આ ગુના માટે અલ્લાહ પાસે તૌબા કરવાની રીત છે[૧૨૫] અને અલ્લાહ સર્વજ્ઞ અને ડહાપણવાળો છે.**

૮૦૦ દીનાર અથવા ૮૦૦૦ દિર્હમ નકકી હતાં. જયારે હઝરત ઉમર રદિ. નો જમાનો આવ્યો ત્યારે તેમણે કહ્યું કે ઊંટોની કિંમત હવે વધી ગઈ છે તેથી હવે સોનાના સિક્કામાં ૧૦૦૦ દીનાર અથવા ચાંદીના સિકકામાં ૧૨૦૦૦ દિર્હમ ખૂંબહા અપાવવામાં આવશે. પરંતુ એ સ્પષ્ટ રહે કે ખૂંબહાનું આ પ્રમાણ જે નકકી કરવામાં આવ્યું છે તે ઈરાદાપૂર્વકની હત્યાની સ્થિતિમાં નથી, બલ્કે ભૂલથી થયેલી હત્યાની સ્થિતિ માટે છે.

**(૧૨૩)** આ આયતના હુકમોનો ટૂંકસાર આ પ્રમાણે છે :

જો મરનાર દારૂલઈસ્લામનો નાગરિક હોય તો તેના હત્યારાએ ખૂંબહા પણ આપવો પડશે અને ખુદા સમક્ષ પોતાના કસૂરની માફી માગવા માટે એક ગુલામને પણ મુકત કરવાનો રહેશે.

જો તે દારૂલહર્બનો નાગરિક હોય તો હત્યારાએ માત્ર ગુલામ મુકત કરવાનો રહેશે. તેનો ખૂંબહા કંઈ પણ નથી.

જો તે કોઈ એવા દારૂલકુફ્રનો નાગરિક હોય જેની સાથે ઈસ્લામી રાજયની સંધિ હોય ત્યારે હત્યારાએ એક ગુલામને મુકત કરવાનો રહેશે. આ ઉપરાંત ખૂંબહા પણ આપવાનો રહેશે. પરંતુ ખૂંબહાનું પ્રમાણ એ જ હશે જેટલું એ સંધિવાળી કોમની કોઈ ગેરમુસ્લિમ વ્યક્તિની હત્યા કરી દેવાના સંજોગોમાં સંધિની રૂએ આપવું જોઈએ.

**(૧૨૪)** એટલે રોઝા સતત રાખવામાં આવે, વચ્ચે તૂટ ન હોવી જોઈએ. જો કોઈ માણસ વ્યાજબી કારણ સિવાય એક રોઝો પણ વચ્ચે છોડી દે તો નવેસરથી રોઝાની શરૂઆત કરવી પડશે.

**(૧૨૫)** એટલે કે આ દંડ નથી બલ્કે તૌબા અને કફ્ફારો છે. દંડમાં પસ્તાવો અને શરમ તથા પોતાની જાતને સુધારવાની કોઈ ભાવના હોતી નથી, બલ્કે, સામાન્ય રીતે, તે ખૂબ જ અણગમા સાથે બળજબરીપૂર્વક આપવામાં આવે છે અને તે તેની પાછળ કડવાશ અને ખરાબ સંબંધ છોડી જાય છે. આનાથી ઊલટું, અલ્લાહતઆલા ઈચ્છે છે કે જે માણસથી ભૂલ થઈ છે તે ઈબાદત અને નેક કામ તથા હકકોની ચુકવણી કરીને તેના વડે તેની અસરને પોતાના આત્મા ઉપરથી ધોઈ નાખે, અને પસ્તાવા અને શરમની સાથે અલ્લાહની તરફ વળે કે જેથી તેનો આ ગુન્હો જ માફ ન થાય બલ્કે ભવિષ્ય માટે તેનો આત્મા આવી ભૂલોનું પુનરાવર્તન કરવાથી પણ સુરક્ષિત રહે. કફ્ફારાનો અર્થ છુપાવનારી વસ્તુ છે. કોઈ નેક કામને ગુન્હાનો કફ્ફારો ઠરાવવાનો અર્થ આ

وَمَنْ يَّقْتُلْ مُؤْمِنًا مُّتَعَمِّدًا فَجَزَآؤُهٗ جَهَنَّمُ خٰلِدًا فِيْهَا وَ
غَضِبَ اللّٰهُ عَلَيْهِ وَلَعَنَهٗ وَاَعَدَّ لَهٗ عَذَابًا عَظِيْمًا ﴿۹۳﴾
يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا ضَرَبْتُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ فَتَبَيَّنُوْا وَلَا
تَقُوْلُوْا لِمَنْ اَلْقٰۤى اِلَيْكُمُ السَّلٰمَ لَسْتَ مُؤْمِنًا ۚ تَبْتَغُوْنَ عَرَضَ

**હવે એ માણસ કે જે કોઈ મોમિનની ઈરાદાપૂર્વક હત્યા કરે તો તેનો બદલો જહન્નમ છે જેમાં તે હંમેશાં રહેશે. તેની ઉપર અલ્લાહનો પ્રકોપ અને તેની ફિટકાર છે અને અલ્લાહે તેના માટે સખત સજા તૈયાર કરી રાખેલી છે.**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, જ્યારે તમે અલ્લાહના માર્ગમાં જિહાદ માટે નીકળો ત્યારે મિત્ર-શત્રુ વચ્ચે ભેદ કરો અને જે તમારી તરફ આગળ વધીને સલામ કરે તેને તુરત જ કહી ન દો કે તું મોમિન નથી.[૧૨૬] જો તમે દુનિયાનો ફાયદો**

છે કે આ નેક કામ એ ગુન્હા ઉપર છવાઈ જાય છે અને એને તેને ઢાંકી લે છે, જેમ કે કોઈ દીવાલ ઉપર ડાઘ લાગી ગયો હોય અને તેની ઉપર ચૂનો ફેરવીને ડાઘની અસર ભૂંસી નાખવામાં આવે.

(૧૨૬) ઈસ્લામની શરૂઆતમાં અસ્સલામુઅલૈકુમનો શબ્દ મુસલમાનો માટે પ્રતીક અને નિશાનીની હેસિયત ધરાવતો હતો. એક મુસલમાન બીજા મુસલમાનને જોઈને આ શબ્દનો એ અર્થમાં ઉપયોગ કરતો હતો કે હું તમારા જ જૂથનો માણસ છું, મિત્ર અને શુભેચ્છક છું. મારી પાસે તમારા માટે સલામતી અને ભલાઈ સિવાય કંઈ નથી, એટલા માટે ન તો તમે મારાથી દુશ્મની કરો અને ન તો મારા તરફથી અદાવત અને હાનિનો ડર રાખો. જેવી રીતે લશ્કરમાં એક પાસવર્ડ નક્કી કરવામાં આવેલો હોય છે અને રાતના સમયે એક ટુકડીનો માણસ બીજી ટુકડી પાસેથી પસાર થતી વખતે તેનો એ હેતુથી ઉપયોગ કરે છે કે એક વિરોધી લશ્કરના માણસોથી અલગ તરી આવે, એવી જ રીતે સલામ શબ્દ પણ મુસલમાનોમાં એક પ્રતીક તરીકે નકકી કરવામાં આવ્યો હતો. ખાસ કરીને એ જમાનામાં આ પ્રતીકનું મહત્ત્વ આ કારણસર ઘણું વધારે હતું કે એ વખતે આરબ નવમુસ્લિમો અને કાફિરો વચ્ચે પોષાક, ભાષા અને બીજી કોઈ વસ્તુમાં કોઈ ખાસ તફાવત ન હતો જેના લીધે એક મુસલમાન પહેલી નજરે જ બીજા મુસલમાનને ઓળખી શકે.

પરંતુ લડાઈઓના પ્રસંગે એક ગૂંચવાડો એ ઊભો થતો હતો કે મુસલમાન જ્યારે કોઈ દુશ્મન જૂથ ઉપર હુમલો કરતાં અને ત્યાં કોઈ મુસલમાન તેમની લપેટામાં આવી જતો ત્યારે તે હુમલો કરનાર મુસલમાન, એ જણાવવા માટે કે તે પણ તેમનો દીની ભાઈ છે, અસ્સલામુઅલૈકુમ અથવા લાઈલાહ ઈલ્લલ્લાહ બોલતો હતો, પરંતુ મુસલમાનોને તેની ઉપર શંકા જતી હતી કે આ કોઈ કાફિર છે જે માત્ર જીવ બચાવવા ખાતર ચાલાકી કરી રહ્યો છે. આથી ઘણી વખત તેઓ હત્યા કરી બેસતા હતાં અને તેની વસ્તુઓ ગનીમતના માલ તરીકે લૂંટી લેતા

الْحَيٰوةِ الدُّنْيَا ٛ فَعِنْدَ اللّٰهِ مَغَانِمُ كَثِيْرَةٌ ؕ كَذٰلِكَ كُنْتُمْ مِّنْ قَبْلُ
فَمَنَّ اللّٰهُ عَلَيْكُمْ فَتَبَيَّنُوْا ؕ اِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرًا ﴿۹۴﴾
لَا يَسْتَوِي الْقٰعِدُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ غَيْرُ اُولِي الضَّرَرِ وَ
الْمُجٰهِدُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِهِمْ وَ اَنْفُسِهِمْ ؕ فَضَّلَ
اللّٰهُ الْمُجٰهِدِيْنَ بِاَمْوَالِهِمْ وَ اَنْفُسِهِمْ عَلَى الْقٰعِدِيْنَ دَرَجَةً ؕ
وَ كُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى ؕ وَ فَضَّلَ اللّٰهُ الْمُجٰهِدِيْنَ عَلَى

**ઈચ્છતા હોવ તો અલ્લાહની પાસે તમારા માટે ગનીમતનો ઘણો માલ છે. છેવટે તમે પોતે પણ આ જ સ્થિતિમાં આની પહેલાં રહી ચૂકયાં છો, પછી અલ્લાહે તમારી ઉપર મહેરબાની કરી,[૧૨૭] એટલા માટે તપાસ કરી લો, જે કંઈ તમે કરો છો અલ્લાહ તેનાથી માહિતગાર છે.**

**મુસલમાનોમાંથી એ લોકો કે જે કોઈ લાચારી વિના ઘરે બેઠાં રહે છે અને એ જે અલ્લાહના માર્ગમાં જાન અને માલ વડે જિહાદ કરે છે, બન્નેની હેસિયત સમાન નથી. અલ્લાહે બેઠાં રહેનારાંની સરખામણીમાં જાન અને માલ વડે જિહાદ કરનારાંનો દરજ્જો મોટો રાખ્યો છે. જો કે દરેકને માટે અલ્લાહે ભલાઈનો જ વાયદો કર્યો છે, પરંતુ તેને ત્યાં મુજાહિદોની સેવાઓનું વળતર**

હતાં. નબી સ.અ.વ.એ આવા દરેક પ્રસંગે ખૂબ જ સપ્તાઈપૂર્વક ઠપકો આપ્યો. પરંતુ આ પ્રકારની ઘટનાઓ અવારનવાર બનતી રહી. છેવટે અલ્લાહતઆલાએ કુર્આનમજીદમાં આ ગૂંચ ઉકેલી દીધી. આયતનો આશય આ છે કે જે માણસ પોતાની જાતને મુસલમાનની હેસિયતથી રજૂ કરી રહ્યો છે તેના વિષે તમે ઉપરછલ્લી રીતે એવો નિર્ણય કરવાનો હક્ક ધરાવતાં નથી કે તે માત્ર જીવ બચાવવા ખાતર જુઠ્ઠું બોલી રહ્યો છે. બની શકે કે તે સાચો હોય અને એમ પણ બની શકે કે તે જુઠ્ઠો હોય, હકીકત તો તપાસ કર્યા પછી જ જાણી શકાય. તપાસ કર્યા વિના છોડી દેવામાં એવી શકયતા છે કે કોઈ કાફિર જુઠ્ઠું બોલીને જીવ બચાવી લે, જ્યારે હત્યા કરી નાખવામાં એ પણ શકયતા છે કે એક નિર્દોષ મોમિન તમારા હાથે માર્યો જાય અને કોઈ પણ સંજોગોમાં એક કાફિરને તમે ભૂલથી છોડી દો તેના કરતાં એ સારું છે કે તમે એક મોમિનને મારી નાખવાની ભૂલ કરો.

(૧૨૭) એટલે કે એક સમય તમારી ઉપર પણ એવો આવી ગયો છે કે વ્યક્તિગત રીતે તમે અલગ અલગ કાફિર કબીલાઓમાં વેરવિખેર હતાં, તમારા ઈસ્લામને જોર- જુલમના ડરથી છુપાવવા માટે મજબૂર હતાં, અને તમારી પાસે ઈમાનના મૌખિક એકરાર સિવાય ઈમાનનો કોઈ પુરાવો ન હતો. હવે આ અલ્લાહનો

الْقٰعِدِيْنَ اَجْرًا عَظِيْمًا ۙ﴿۹۵﴾ دَرَجٰتٍ مِّنْهُ وَمَغْفِرَةً وَّرَحْمَةً ؕ
وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿۹۶﴾ۧ اِنَّ الَّذِيْنَ تَوَفّٰىهُمُ الْمَلٰٓئِكَةُ ظَالِمِيْٓ
اَنْفُسِهِمْ قَالُوْا فِيْمَ كُنْتُمْ ؕ قَالُوْا كُنَّا مُسْتَضْعَفِيْنَ فِى الْاَرْضِ ؕ




**બેઠાં રહેનારાઓ કરતાં ઘણો વધારે છે,[૧૨૮] તેમના માટે અલ્લાહ તરફથી મોટાં દરજ્જા છે અને માફી તથા કૃપા છે, અને અલ્લાહ મોટો માફ કરનાર અને દયાળુ છે. (રુકૂઅ-૧૩)**

**જે લોકો પોતાની જાત ઉપર જુલમ કરી રહ્યા[૧૨૯] હતાં તેમના પ્રાણ જ્યારે ફરિશ્તાઓએ કજબે કર્યાં ત્યારે તેમને પૂછયું કે આ તમે કઈ સ્થિતિમાં પડેલા હતાં ? તેમણે જવાબ આપ્યો કે અમે ધરતીમાં કમજોર અને લાચાર હતાં.**

---

એહસાન છે કે તેણે તમને સામાજિક જીવન એનાયત કર્યું અને તમે એ લાયક થઈ ગયાં કે કાફિરોના મુકાબલામાં ઈસ્લામનો ધ્વજ ઊંચો રાખવા માટે ઉઠ્યાં છો. આ ઉપકારનું આ કોઈ સાચું આભારદર્શન નથી કે જે મુસલમાન હજુ પહેલાંની હાલતમાં પડેલાં છે તેમની સાથે નમ્રતા અને છૂટછાટ ન દાખવો.

(૧૨૮) અહીં એ બેસી રહેનારા લોકોનો ઉલ્લેખ નથી જેમને જિહાદ ઉપર જવાનો હુકમ આપવામાં આવે અને તેઓ બહાના કાઢીને બેસી રહે, અથવા જાહેર એલાન થાય, અને જિહાદ ફરજિયાત થઈ જાય, તો પણ તેઓ યુદ્ધમાં જવા માટે આનાકાની કરે, બલ્કે અહીં ઉલ્લેખ એ બેસી રહેનારા લોકોનો છે જે જિહાદના ફર્ઝે - કિફાયા હોવાના કારણે યુદ્ધના મેદાન તરફ જવાના બદલે બીજા કામોમાં રોકાયેલાં રહે. પહેલા બે સંજોગોમાં જિહાદ માટે નહીં નીકળનાર માત્ર દંભી જ હોઈ શકે અને તેને માટે અલ્લાહ તરફથી કોઈપણ ભલાઈનો વાયદો નથી સિવાય કે તે કોઈ વાસ્તવિક મજબૂરીનો ભોગ બન્યો હોય. આનાથી વિરૂદ્ધ, આ છેલ્લી પરિસ્થિતિ એવી છે કે જેમાં ઈસ્લામી સમુદાયની પૂરેપૂરી લશ્કરી તાકાતની જરૂર હોતી નથી બલ્કે માત્ર તેના એક ભાગની જ જરૂર હોય છે. આવી સ્થિતિમાં જો ઈમામના તરફથી અપીલ કરવામાં આવે કે કોણ શૂરવીરો છે કે જે ફલાણા મોરચા માટે પોતાને પ્રસ્તુત કરે છે, ત્યારે જે લોકો આ નિમંત્રણ સાંભળીને હાજર થઈ જાય તેઓ એ લોકોની સરખામણીમાં વધુ સારા છે જે બીજા કામોમાં રોકાયેલાં રહે, પછી ભલે એ બીજા કામો પોતે પણ ઉપયોગી જ હોય.

(૧૨૯) અહીં મતલબ એ લોકો છે જે ઈસ્લામ કબૂલ કરી લીધા પછી પણ હજુ સુધી, કોઈ મજબૂરી કે કમજોરી વિના, તેમની કાફિર કોમની વચ્ચે જ રહેતા હતાં અને અર્ધમુસલમાન અને અર્ધકાફિર જીવન જીવવા માટે રાજી હતાં, એટલે સુધી કે હવે તો એક દારૂલઈસ્લામ પણ પ્રાપ્ત થઈ ગયું હતું જેની તરફ હિજરત કરીને પોતાના દીન અને અકીદા પ્રમાણે સંપૂર્ણ ઈસ્લામી જીવન જીવવું તેમના માટે શકય બની ગયું હતું. આ જ તેમનો તેમની જાત ઉપર જુલમ હતો કેમકે તેમને સંપૂર્ણ ઈસ્લામી જીવનની સરખામણીમાં અર્ધકુફ્ર અને અર્ધઈસ્લામ ઉપર જે વસ્તુએ સંતુષ્ટ બનાવી દીધા હતાં તે કોઈ ખરેખર મજબૂરી ન હતી, બલ્કે માત્ર તેમના જાતનો સુખ અને આરામ, અને તેમના પરિવાર, તેમની સંપત્તિ અને મિલકતો તથા તેમના સાંસારિક હિતોનો પ્રેમ હતો જેને

قَالُوْۤا اَلَمْ تَكُنْ اَرْضُ اللّٰهِ وَاسِعَةً فَتُهَاجِرُوْا فِيْهَا ؕ فَاُولٰٓئِكَ مَاْوٰىهُمْ
جَهَنَّمُ ؕ وَسَآءَتْ مَصِيْرًا ﴿۹۷﴾ اِلَّا الْمُسْتَضْعَفِيْنَ مِنَ الرِّجَالِ وَ
النِّسَآءِ وَالْوِلْدَانِ لَا يَسْتَطِيْعُوْنَ حِيْلَةً وَّلَا يَهْتَدُوْنَ سَبِيْلًا ﴿۹۸﴾
فَاُولٰٓئِكَ عَسَى اللّٰهُ اَنْ يَّعْفُوَ عَنْهُمْ ؕ وَكَانَ اللّٰهُ عَفُوًّا غَفُوْرًا ﴿۹۹﴾
وَمَنْ يُّهَاجِرْ فِيْ سَبِيْلِ اللّٰهِ يَجِدْ فِي الْاَرْضِ مُرٰغَمًا كَثِيْرًا وَّسَعَةً ؕ
وَمَنْ يَّخْرُجْ مِنْ بَيْتِهٖ مُهَاجِرًا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ ثُمَّ يُدْرِكْهُ
الْمَوْتُ فَقَدْ وَقَعَ اَجْرُهٗ عَلَى اللّٰهِ ؕ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿۱۰۰﴾




**ફરિશ્તાઓએ કહ્યું, 'શું ખુદાની ધરતી વિશાળ ન હતી કે તમે તેમાં હિજરત કરત?'[૧૩૦] આ એ લોકો છે જેમનું ઠેકાણું જહન્નમ છે અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે. હા, જે પુરુષો, સ્ત્રીઓ અને બાળકો ખરેખર લાચાર છે અને નીકળવાનો કોઈ માર્ગ અને સાધન પામતાં નથી, દૂર નથી કે અલ્લાહ તેમને માફ કરી દે. અલ્લાહ મોટો માફ કરનાર અને દરગુજર કરનાર છે. જે કોઈ અલ્લાહના માર્ગમાં હિજરત કરશે તે ધરતી ઉપર આશ્રય મેળવવા માટે ઘણી જગ્યા અને ગુજરાન માટે ઘણી ગુંજાશ પામશે, અને જે તેના ઘરેથી અલ્લાહ અને પયગમ્બર તરફ હિજરત કરવા માટે નીકળે, પછી રસ્તામાં જ તેને મોત આવી જાય, તેનું વળતર અલ્લાહની ઉપર ફરજિયાત થઈ ગયું, અલ્લાહ ઘણો માફ કરનાર અને દયાળુ છે.[૧૩૧] (રુકૂઅ-૧૪)**

તેમણે તેમના દીન ઉપર પસંદગી આપી. (વધુ સમજૂતી માટે જુઓઃ નોંધ ક્રમાંક - ૧૧૬)

(૧૩૦) એટલે કે જ્યારે એક જગ્યાએ ખુદાના વિદ્રોહીઓનું વર્ચસ્વ હતું અને ખુદાની શરીઅતના કાનૂન ઉપર અમલ કરવાનું શકય ન હતું ત્યારે ત્યાં રહેવાની શી જરૂર હતી? શા માટે તે જગ્યાને છોડીને કોઈ એવી ભૂમિ તરફ તેઓ સ્થળાંતર ન કરી ગયાં જ્યાં અલ્લાહના કાનૂનનું અનુસરણ શકય બન્યું હોત?

(૧૩૧) અત્રે એ વાત સમજી લેવી જોઈએ કે જે માણસ અલ્લાહના દીન ઉપર ઈમાન લાવ્યો હોય તેના માટે કુફ્રની વ્યવસ્થા હેઠળ જીવવું માત્ર બે જ સંજોગોમાં કાયદેસર હોઈ શકે છે : એક આ કે, તે ઈસ્લામને એ ભૂમિમાં વિજયી બનાવવા માટે તથા કુફ્રની વ્યવસ્થાને ઈસ્લામની વ્યવસ્થામાં તબદીલ કરવા માટે પ્રયત્નો કરતો રહે જેમ કે નબીઓ અ.સ. અને આપના શરૂઆતના અનુયાયીઓ કરતાં રહ્યાં છે. બીજો આ કે, હકીકતમાં

وَ اِذَا ضَرَبْتُمْ فِی الْاَرْضِ فَلَیْسَ عَلَیْكُمْ جُنَاحٌ اَنْ تَقْصُرُوْا مِنَ الصَّلٰوةِ ‌ۖ

**અને જ્યારે તમે મુસાફરી માટે નીકળો ત્યારે કોઈ હરજ નથી જો નમાઝ ટૂંકાવી લો[૧૩૨] (ખાસ કરીને)**

ત્યાંથી નીકળવાનો કોઈ માર્ગ તેમને મળતો ન હોય, અને ભારે અણગમા અને કંટાળા સાથે ત્યાં લાચારીપૂર્વક રહેતાં હોય. આ બે સંજોગો સિવાય બીજા કોઈ પણ સંજોગોમાં દારૂલકુફ્રમાં રહેવું એ કાયમી ગુન્હો છે અને આ ગુન્હા માટે આ કારણ કોઈ વજનદાર કારણ નથી કે, અમને દુનિયામાં કોઈ એવું દારૂલઈસ્લામ જડતું નથી કે જયાં અમે હિજરત કરીને જઈ શકીએ. જો કોઈ દારૂલઈસ્લામ નથી ત્યારે શું ખુદાની ધરતીમાં કોઈ પર્વત કે જંગલ પણ એવું નથી જયાં માણસ વૃક્ષના પાંદડાં ખાઈને અને બકરીઓનું દૂધ પીને ગુજરાન કરી શકતો હોય અને કુફ્રના હુકમોના પાલનથી બચીને રહી શકતો હોય?

કેટલાક લોકોને એક હદીસના કારણે એવી ગેરસમજ થઈ છે જેમાં કહેવામાં આવ્યું છે **لا هجرة بعد الفتح** એટલે કે ''મક્કા વિજય પછી હવે હિજરત નથી.'' જો કે હકીકતમાં આ હદીસ કોઈ કાયમી હુકમ નથી બલ્કે માત્ર એ વખતની પરિસ્થિતિમાં આરબોને આમ કહેવામાં આવ્યું હતું. જયાં સુધી અરબસ્તાનનો મોટાભાગનો વિસ્તાર દારૂલકુફ્ર અને દારૂલહર્બ હતો અને માત્ર મદીના અને તેની આસપાસના વિસ્તારમાં જ ઈસ્લામી હુકમો લાગુ થઈ રહ્યા હતાં ત્યાં સુધી મુસલમાનો માટે તાકીદી હુકમ હતો કે ચારેય તરફથી સમેટાઈને દારૂલઈસ્લામમાં આવી જાય પરંતુ મકકા વિજય પછી જ્યારે અરબસ્તાનમાં કુફ્રનું જોર તૂટી ગયું અને લગભગ આખો દેશ ઈસ્લામના તાબા હેઠળ આવી ગયો ત્યારે નબી સ.અ.વ. એ કહ્યું કે, હવે હિજરતની જરૂર રહી નથી. આનો અર્થ કદાપિ આ ન હતો કે સમગ્ર વિશ્વના મુસલમાનો માટે, તમામ પરિસ્થિતિઓમાં, કયામત સુધીના સમય માટે હિજરતનું ફરજિયાત હોવું રદ થઈ ગયું છે.

**(૧૩૨)** શાંતિના સમયની મુસાફરીમાં કસ્ર આ છે કે જે નમાઝોમાં ચાર(૪) રકઅતો ફર્ઝ છે તેમાં બે રકઅતો પઢવામાં આવે અને યુદ્ધની પરીસ્થિતિમાં કસ્ર માટે કોઈ મર્યાદા નકકી કરવામાં આવી નથી. યુદ્ધની પરિસ્થિતિમાં જેવા સંજોગો હોય તે પ્રમાણે નમાઝ પઢવામાં આવે. જમાઅત કરવાનું શકય હોય તો જમાઅત સાથે પઢો, નહીં તો એક એક કરીને જ પઢો. કિબ્લા તરફ મોઢું રાખી શકતાં ન હોવ તો કોઈ પણ દિશા તરફ મોઢું રાખો. વાહન ઉપર બેઠાં હોવ અને ચાલતા હોવ તો પણ નમાઝ પઢી શકો છો. રુકૂઅ અને સિજદો શકય ન હોય તો ઈશારાથી જ નમાઝ પઢી લો. જરૂર પડે તો નમાઝની હાલતમાં ચાલી પણ શકો છો. કપડાં ઉપર લોહીના ડાઘ લાગ્યાં હોય તો પણ વાંધો નથી. આ તમામ અનુકૂળતાઓ છતાં જો પરિસ્થિતિ એટલી બધી ખરાબ હોય કે કોઈ પણ રીતે નમાઝ પઢી શકાય તેમ ન હોય તો મજબૂરીથી નમાઝ મોડેથી પઢવામાં આવે જેમ કે ખંદકની લડાઈના પ્રસંગે થયું હતું.

આ બાબતમાં મતભેદ છે કે મુસાફરીની હાલતમાં માત્ર ફર્ઝ પઢવામાં આવે કે સુન્નતો પણ. નબી સ.અ.વ.ના કથન ઉપરથી જે પુરવાર થયેલું છે તે આ છે કે, આપ મુસાફરીમાં ફજ્રની સુન્નતો અને ઈશાની વિત્ર જરૂર પઢતા હતાં પરંતુ બાકીના સમયોમાં માત્ર ફર્ઝ પઢતા હતાં, સુન્નતો અનિવાર્યપણે પઢતા હતાં તેવું આપના વર્તન ઉપરથી સાબિત નથી. અલબત્ત, નફલ નમાઝો જયારે પણ તક મળતી હતી ત્યારે પઢી લેતા હતાં, એટલે

સુધી કે વાહન ઉપર બેઠાં બેઠાં પણ પઢતા રહેતા હતાં. એટલા જ માટે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિ.એ લોકોને મુસાફરીમાં ફજ્ર સિવાય બીજા સમયોની સુન્નતો પઢવાની મનાઈ કરી છે. પરંતુ મોટાભાગના વિદ્વાનો તેને છોડવા અને અમલ કરવા, એમ બંનેને કાયદેસર ઠરાવે છે અને તેને માણસના અખત્યાર ઉપર છોડી દે છે. હનફી મસ્લકની રીત આ છે કે મુસાફર જયારે રસ્તો વટાવી રહ્યો હોય ત્યારે સુન્નતો ન પઢવી એ સારૂં છે અને જયારે કોઈ મુકામ ઉપર રોકાણ કરે અને શાંતિ મળે તો સુન્નતો પઢવી સારૂં છે.

જે મુસાફરીમાં કસ્ર કરી શકાતી હોય તેના માટે કેટલાક ઈમામોએ એવી શરત મૂકી છે કે તે ખુદાના માર્ગમાં એટલે કે ફીસબીલિલ્લાહ હોવી જોઈએ જેમ કે જિહાદ, હજ્જ, ઉમરહ, જ્ઞાનપ્રાપ્તિ. ઈબ્નેઉમર રદિ., ઈબ્નેમસઊદ રદિ. અને અતાનો આ જ અભિપ્રાય છે. ઈમામ શાફઈ અને ઈમામ અહમદ કહે છે કે, મુસાફરી એવા કોઈ હેતુ માટે હોવી જોઈએ જે શરીઅતના કાનૂન પ્રમાણે કાયદેસર હોય. હરામ અને ગેરકાયદેસર હેતુઓ માટે જે મુસાફરી કરવામાં આવે તેમાં કસ્રની છૂટનો લાભ ઉઠાવવાનો કોઈને અધિકાર નથી. હનફીઓ કહે છે કે, કસ્ર કોઈ પણ મુસાફરીમાં કરી શકાય છે, રહી મુસાફરીના પ્રકારની વાત તો તે પોતે જ પુણ્ય અથવા સજાને પાત્ર હોઈ શકે છે, પરંતુ કસ્રની પરવાનગી ઉપર તેની કોઈ અસર પડતી નથી.

કેટલાક ઈમામોએ ''હરજ નથી'' ( فَلَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ ) નો અર્થ એવો કર્યો છે કે, મુસાફરીમાં કસ્ર કરવી જરૂરી નથી બલ્કે એ માત્ર એક છૂટછાટ છે, માણસ ચાહે તો તેનો ફાયદો ઉઠાવે, નહીં તો પૂરી નમાઝ પઢે. આ જ અભિપ્રાય ઈમામ શાફઈએ અપનાવ્યો છે. જો કે તેઓ કસ્ર કરવાને અફઝલ અને કસ્રને છોડવાને ઊલા ગણે છે. ઈમામ અહમદના મતે કસ્ર કરવી વાજિબ તો નથી પરંતુ ન કરવી તે મકરૂહ (અણગમતું) છે. ઈમામ અબૂહનીફાને ત્યાં કસ્ર કરવી વાજિબ છે અને આ જ મત એક રિવાયતમાં ઈમામ માલિક દ્વારા પણ નોંધવામાં આવ્યું છે. હદીસ ઉપરથી સાબિત થયેલું છે કે નબી સ.અ.વ. એ હંમેશાં મુસાફરી દરમ્યાન કસ્ર કરી છે અને કોઈ પણ આધારભૂત રિવાયતમાં એવું નોંધાયેલું નથી કે આપે કયારેય મુસાફરી દરમ્યાન ચાર રકઅતો પઢી હોય. ઈબ્ને ઉમર કહે છે કે, હું નબી સ.અ.વ., અબૂબક્ર રદિ., ઉસ્માન રદિ. અને ઉમર રદિ.ની સાથે મુસાફરીમાં ગયો છું અને મેં કયારેય નથી જોયું કે કસ્ર ન કરી હોય. આના જ ટેકામાં ઈબ્નેઅબ્બાસ રદિ. અને બીજા અસંખ્ય સહાબીઓ દ્વારા પણ આધારભૂત રિવાયતો નોંધાયેલી છે. હઝરત ઉસ્માન રદિ. એ જયારે હજ્જના પ્રસંગે મિનામાં ચાર રકઅતો પઢાવી ત્યારે સહાબીઓએ આની સામે વાંધો ઉઠાવ્યો અને હઝરત ઉસ્માન રદિ.એ એવો જવાબ આપીને લોકોને સંતુષ્ટ કર્યા કે, મેં મકકામાં લગ્ન કરી લીધેલાં છે, કેમ કે નબી સ.અ.વ. પાસેથી મેં સાંભળ્યું છે કે જે માણસ કોઈ શહેરમાં પરણેલો હોય તે જાણે કે એ શહેરનો નાગરિક છે. એટલા માટે અહીં કસ્ર કરી નથી. આ અનેક રિવાયતોની સામે બે રિવાયતો હઝરત આઈશા રદિ. ધ્વારા વર્ણવવામાં આવી છે જેના ઉપરથી જણાય છે કે કસ્ર તથા ઈત્મામ (પૂરેપૂરી) નમાઝ પઢવી બંને બરાબર છે, પરંતુ આ રિવાયતો સનદની દ્રષ્ટિએ ઝઈફ હોવા ઉપરાંત ખુદ હઝરત આઈશા રદિ. પાસેથી સાબિત થયેલા મસ્લકની વિરૂદ્ધ છે. અલબત્ત, એ સાચું છે કે એક પરિસ્થિતિ એવી પણ હોઈ શકે કે જેમાં મુસાફરી અને રોકાણ બંને હોય જેમાં એક ટૂંકાગાળા માટે ઉતરાણની જગ્યાએ પ્રસંગ અનુસાર કસ્ર અને કયારેક પૂરેપૂરી નમાઝ બંને પઢી શકાય છે, અને લગભગ હઝરત આઈશા રદિ.એ આ જ પરિસ્થિતિ વિષે કહ્યું હશે કે નબી સ.અ.વ. એ મુસાફરી દરમ્યાન નમાઝ કસ્ર પણ કરી છે અને પૂરેપૂરી પણ અદા કરી છે. હવે કુર્આનના શબ્દો ''હરજ નથી જો કસ્ર કરો'' જોઈએ તો આનો હવાલો સૂરઃ બકરહના ૧૯મા રુકૂઅમાં આવી ગયો છે જયાં સફા અને મરવહ વચ્ચે દોડવા વિષે પણ આ જ શબ્દો કહેવામાં

إِنْ خِفْتُمْ أَنْ يَفْتِنَكُمُ الَّذِينَ كَفَرُوا ۚ إِنَّ الْكَافِرِينَ
كَانُوا لَكُمْ عَدُوًّا مُبِينًا ﴿١٠١﴾ وَإِذَا كُنْتَ فِيهِمْ فَأَقَمْتَ لَهُمُ

**જ્યારે તમને ડર હોય કે કાફિરો તમને સતાવશે[133] કારણ કે તેઓ ખુલ્લંખુલ્લા તમારી દુશ્મની ઉપર ઉતરી આવેલાં છે.**

**અને હે નબી, જ્યારે તમે મુસલમાનો વચ્ચે હોવ અને (યુદ્ધની સ્થિતિમાં) તેમને નમાઝ પઢાવવા**

આવ્યાં છે. જો કે આ દોડવાનો હજજની વિધિમાં સમાવેશ થાય છે અને તે વાજિબ છે. હકીકતમાં બંને જગ્યાએ કહેવાનો આશય લોકોના એ ડરને દૂર કરવાનો છે કે આવું કરવાથી કોઈ ગુન્હો તો નહીં થઈ જાયને અથવા પુણ્યમાં ઘટાડો તો નહીં થાયને ?

મુસાફરીનું કેટલું પ્રમાણ હોય ત્યારે કસ્ર કરી શકાય ? તો આ બાબતમાં ઝાહિરી મસ્લક પ્રમાણે કોઈ માપદંડ નથી. કોઈ પણ મુસાફરીમાં કસ્ર કરી શકાય છે, ચાહે તે ટૂંકી હોય કે લાંબી. ઈમામ માલિકને ત્યાં ૪૮ માઈલ અથવા એક રાત-દિવસથી ઓછી મુસાફરીમાં કસ્ર નથી. આ જ મત ઈમામ અહમદનો છે. ઈબ્નેઅબ્બાસ રદિ.નો મત પણ આ જ છે અને ઈમામ શાફઈ દ્વારા પણ એક કથન આના ટેકામાં નોંધાયેલું છે. હઝરત અનસ રદિ. ૧૫ માઈલની મુસાફરીને કસ્ર કરવા યોગ્ય ગણે છે. ઈમામ ઔઝાઈ અને ઈમામ ઝુહરી, હઝરત ઉમર રદિ.ના એ અભિપ્રાયને અપનાવે છે કે એક દિવસની મુસાફરી કસ્ર માટે પૂરતી છે. હસન બસરી બે દિવસ, અને ઈમામ અબૂ યૂસુફ બે દિવસથી વધારેની મુસાફરીમાં કસ્રને ઉચિત માને છે. ઈમામ અબૂહનીફાને ત્યાં જે મુસાફરીમાં પગપાળા અથવા ઊંટની સવારીથી ત્રણ દિવસ થતાં હોય (એટલે કે લગભગ ૭૨ કી.મી. અથવા ૫૪ માઈલ) તેમાં કસ્ર કરી શકાય છે. આ જ અભિપ્રાય ઈબ્નેઉમર રદિ., ઈબ્નેમસઊદ રદિ. અને હઝરત ઉસ્માન રદિ. નો છે.

મુસાફરી દરમ્યાનના રોકાણ, કે જેમાં કસ્ર કરી શકાય, તે બાબતે ઈમામો વચ્ચે અલગ અલગ મત પ્રવર્તે છે. ઈમામ અહમદ અનુસાર જયાં માણસે ચાર દિવસ રોકાવાનો ઈરાદો કરી લીધો હોય ત્યાં પૂરેપૂરી નમાઝ પઢવાની રહેશે. ઈમામ માલિક અને ઈમામ શાફઈ અનુસાર, જયાં ચાર દિવસથી વધારે રોકાવાનો ઈરાદો હોય ત્યાં કસ્ર જાઈઝ નથી. ઈમામ ઔઝાઈ ૧૩ દિવસ અને ઈમામ અબૂ હનીફા ૧૫ દિવસ અથવા તેનાથી વધારેના રોકાણનો ઈરાદો હોય તો પૂરી નમાઝ અદા કરવાનો હુકમ આપે છે. નબી સ.અ.વ. પાસેથી આ બાબતમાં કોઈ સ્પષ્ટ હુકમની રિવાયત નથી અને જો કોઈ જગ્યાએ માણસ મજબૂરીના કારણે રોકાયેલો હોય અને હંમેશાં એવો ખ્યાલ હોય કે મજબૂરી દૂર થતાં જ પાછો વતન ભણી જતો રહેશે ત્યારે તમામ વિદ્વાનો સહમત છે કે એવી જગ્યાએ મુદ્દત નકકી કર્યા સિવાય કસ્ર નમાઝ અદા કરતો રહે. સહાબીઓ પાસેથી એવા ઘણાં દાખલા નોંધાયેલાં છે કે તેમણે આવી પરિસ્થિતિમાં બબ્બે વરસ સુધી સતત કસ્ર નમાઝ પઢી છે. ઈમામ અહમદ બિન હંબલ આના ઉપરથી જ અનુમાન લગાવીને કેદીને પણ તેના પૂરેપૂરા કેદના સમયમાં કસ્રની છૂટ આપે છે.

الصَّلٰوةَ فَلْتَقُمْ طَآئِفَةٌ مِّنْهُمْ مَّعَكَ وَلْيَاْخُذُوْٓا اَسْلِحَتَهُمْ قف
فَاِذَا سَجَدُوْا فَلْيَكُوْنُوْا مِنْ وَّرَآئِكُمْ ص وَلْتَاْتِ طَآئِفَةٌ اُخْرٰى
لَمْ يُصَلُّوْا فَلْيُصَلُّوْا مَعَكَ وَلْيَاْخُذُوْا حِذْرَهُمْ وَاَسْلِحَتَهُمْ ج
وَدَّ الَّذِيْنَ كَفَرُوْا لَوْ تَغْفُلُوْنَ عَنْ اَسْلِحَتِكُمْ وَاَمْتِعَتِكُمْ

**માટે ઊભા[૧૩૪] હોવ ત્યારે [૧૩૫] તેમનામાંથી એક જૂથ તમારી સાથે ઉભું રહે અને હથિયાર સાથે રાખે, પછી જ્યારે તે સિજદો કરી લે ત્યારે પાછળ જતું રહે અને બીજું જૂથ કે જેણે હજુ નમાઝ નથી પઢી આવીને તમારી સાથે નમાઝ પઢે અને તે પણ સાવધ રહે અને તેના હથિયાર સાથે રાખે,[૧૩૬] કેમકે કાફિરો એ લાગમાં બેઠાં છે કે તમે તમારા હથિયારો અને તમારા સામાન તરફથી સહેજ ગાફેલ થાઓ તો**

**(૧૩૩)** ઝાહિરી અને ખારજી લોકોએ આ વાકયનો અર્થ એવો કર્યો છે કે કસ્ર માત્ર લડાઈની સ્થિતિ માટે જ છે અને મુસાફરી દરમ્યાન શાંતિના સમયમાં કસ્ર કરવી કુર્આનની વિરૂદ્ધ છે પરંતુ હદીસમાં પ્રમાણભૂત રિવાયતો ઉપરથી સાબિત થયેલું છે કે હઝરત ઉમર રદિ. એ જયારે આ જ શંકા નબી સ.અ.વ. સમક્ષ વ્યકત કરી ત્યારે તેમણે કહ્યું. **صدقة تصدق الله بها عليكم فاقبلوا صدقته** ‘‘આ કસ્રની છૂટ એક ઇનામ છે જે અલ્લાહે તમને આપ્યું છે, એટલા માટે આ ઇનામને કબૂલ કરો.’’ આ વાત લગભગ સાતત્ય સાથે સાબિત છે કે નબી સ.અ.વ. એ શાંતિ તેમજ ભય, બંને સ્થિતિઓની મુસાફરીમાં કસ્ર કરી છે. ઇબ્ને અબ્બાસ રદિ. સ્પષ્ટતા કરતાં જણાવે છે કે **ان النبی صلی الله علیه وسلم خرج من المدینة الی مکة لا یخلف الا ربّ العٰلمین فصلی رکعتین** ‘‘નબી સ.અ.વ. મદીનાથી મક્કા પધારી ગયાં અને એ વખતે રબ્બુલઆલમીન સિવાય કોઈનો ડર ન હતો તેમ છતાં આપે બે જ રકઅતો પઢી.’’ આના જ કારણે મેં અનુવાદમાં ‘‘ખાસ કરીને’’ શબ્દ કૌંસમાં વધારી દીધાં છે.

**(૧૩૪)** ઇમામ અબૂ યુસુફ અને હસન બિન ઝિયાદે આ શબ્દો ઉપરથી એવું અનુમાન કર્યું છે કે સલાતેખૌફ માત્ર નબી સ.અ.વ.ના જમાના માટે વિશિષ્ટ હતી પરંતુ કુર્આનમાં આના દાખલા મોટા પ્રમાણમાં જોવા મળે છે કે નબી સ.અ.વ.ને ઉદ્દેશીને એક હુકમ આપવામાં આવ્યો છે અને એ જ હૂકમ આપના પછી આપના ઉત્તરાધિકારીઓ માટે પણ છે. એટલા માટે સલાતેખૌફ નબી સ.અ.વ.એ પણ અદા કરી છે અને આ બાબતમાં કોઈ પણ સહાબીનો મતભેદ નોંધાયેલો નથી.

**(૧૩૫)** સલાતેખૌફનો આ હુકમ એવી પરિસ્થિતિ માટે છે જયારે દુશ્મનના હુમલાનો ખતરો તો હોય પણ સક્રિય રીતે લડાઈ ચાલતી ન હોય. હવે જયારે સક્રિય રીતે લડાઈ ચાલુ હોય ત્યારે એવા સંજોગોમાં હનફી મત પ્રમાણે નમાઝ મુલતવી રાખી દેવામાં આવશે. ઇમામ માલિક અને ઇમામ સૌરીના મતે જો રુકૂઅ અને સિજદો કરવાનું શકય ન હોય તો માત્ર ઇશારાથી નમાઝ પઢી લેવામાં આવે. ઇમામ શાફઈના મત મુજબ નમાઝની હાલતમાં થોડુંક લડી પણ શકાય છે. નબી સ.અ.વ.ના અમલ ઉપરથી સાબિત થયેલું છે કે આપે

فَيَمِيْلُوْنَ عَلَيْكُمْ مَّيْلَةً وَّاحِدَةً ؕ وَلَا جُنَاحَ عَلَيْكُمْ اِنْ كَانَ
بِكُمْ اَذًى مِّنْ مَّطَرٍ اَوْ كُنْتُمْ مَّرْضٰۤى اَنْ تَضَعُوْۤا
اَسْلِحَتَكُمْ ۚ وَخُذُوْا حِذْرَكُمْ ؕ اِنَّ اللّٰهَ اَعَدَّ لِلْكٰفِرِيْنَ
عَذَابًا مُّهِيْنًا ۝١٠٢ فَاِذَا قَضَيْتُمُ الصَّلٰوةَ فَاذْكُرُوا اللّٰهَ قِيٰمًا

**તે તમારી ઉપર અચાનક તૂટી પડે. અલબત્ત, જો તમે વરસાદના કારણે તકલીફ અનુભવો અથવા બીમાર હોવ તો હથિયાર બાજુએ રાખી દેવામાં હરજ નથી, પરંતુ તે પછી પણ સાવધ રહો. વિશ્વાસ રાખો કે અલ્લાહે કાફિરો માટે નામોશીભરી સજાને તૈયાર કરી રાખી છે.[૧૩૭] પછી જ્યારે નમાઝ પૂરી કરી લો ત્યારે ઊભાં**

ખન્દકની લડાઈ વખતે ચાર નમાઝો પઢી નથી અને પછી તક મળતાં ક્રમ પ્રમાણે એ નમાઝો અદા કરી, જો કે સલાતેખૌફનો હુકમ ખન્દકની લડાઈ પહેલાં આવી ગયેલો હતો.

(૧૩૬) સલાતેખૌફની રીતનો આધાર મોટાભાગે લડાઈની પરિસ્થિતિ ઉપર છે. નબી સ.અ.વ. એ અલગ અલગ સ્થિતિઓમાં અલગ અલગ રીતે નમાઝ પઢાવી છે અને ઇમામત કરનાર માણસને અધિકાર છે કે આ રીતોમાંથી જે રીતની પરવાનગી લડાઈની પરિસ્થિતિ આપે તેને અપનાવે.

એક રીત આ છે કે, લશ્કરનો એક ભાગ ઇમામની સાથે નમાઝ પઢે અને બીજો ભાગ દુશ્મનનો મુકાબલો કરે. પછી જ્યારે એક રકઅત પૂરી થઈ જાય ત્યારે પહેલો ભાગ સલામ ફેરવીને જતો રહે અને બીજો ભાગ આવી બીજી રકઅત ઇમામની સાથે પૂરી કરે. આવી રીતે ઇમામની બે રકઅતો થશે અને લશ્કરની એક એક રકઅત.

બીજી રીત આ છે કે, એક ભાગ ઇમામની સાથે એક રકઅત પઢીને જતો રહે, પછી બીજો ભાગ આવીને એક રકઅત ઇમામની પાછળ પઢે, પછી બંને ભાગો વારાફરથી આવીને પોતપોતાની છૂટી ગયેલી એક-એક રકઅત જાતે પઢી લે. આવી રીતે બંને ભાગોની એક-એક રકઅત ઇમામની પાછળ અદા થશે અને એક-એક રકઅત વ્યક્તિગત રીતે.

ત્રીજી રીત આ છે કે, ઇમામની પાછળ લશ્કરનો એક ભાગ બે રકઅતો અદા કરે અને તશહ્હુદ પછી સલામ ફેરવીને જતો રહે. ત્યારપછી બીજો ભાગ ત્રીજી રકઅતમાં આવીને સામેલ થઈ જાય અને ઇમામની સાથે સલામ ફેરવે.આવી રીતે ઇમામની ચાર અને લશ્કરની બબ્બે રકઅતો થશે.

ચોથી રીત આ છે કે, લશ્કરનો એક ભાગ ઇમામની સાથે એક રકઅત પઢે અને જયારે ઇમામ બીજી રકઅત માટે ઊભો થાય ત્યારે પાછળ નમાઝ પઢતાં લોકો પોતે પોતાની રીતે એક રકઅત તશહ્હુદ સાથે પઢીને સલામ ફેરવી દે. પછી બીજો ભાગ આવીને આ હાલતમાં ઇમામની પાછળ ઊભો રહે કે હજુ ઇમામ બીજી રકઅતમાં હોય અને આ લોકો બાકીની નમાઝ ઇમામની સાથે અદા કર્યા પછી એક રકઅત પોતે ઊભા થઈને

وَّ قُعُوْدًا وَّ عَلٰى جُنُوْبِكُمْ ۚ فَاِذَا اطْمَاْنَنْتُمْ فَاَقِيْمُوا الصَّلٰوةَ ۚ
اِنَّ الصَّلٰوةَ كَانَتْ عَلَى الْمُؤْمِنِيْنَ كِتٰبًا مَّوْقُوْتًا ﴿١٠٣﴾ وَلَا
تَهِنُوْا فِى ابْتِغَآءِ الْقَوْمِ ؕ اِنْ تَكُوْنُوْا تَاْلَمُوْنَ فَاِنَّهُمْ يَاْلَمُوْنَ
كَمَا تَاْلَمُوْنَ ۚ وَتَرْجُوْنَ مِنَ اللّٰهِ مَا لَا يَرْجُوْنَ ؕ وَكَانَ اللّٰهُ عَلِيْمًا
રુકૂઅ ૧૫ حَكِيْمًا ﴿١٠٤﴾ ع اِنَّآ اَنْزَلْنَآ اِلَيْكَ الْكِتٰبَ بِالْحَقِّ لِتَحْكُمَ بَيْنَ النَّاسِ

**અને બેઠાં અને સૂતાં દરેક હાલતમાં અલ્લાહનું સ્મરણ કરતા રહો. અને જ્યારે શાંતિ પ્રાપ્ત થઈ જાય ત્યારે પૂરી નમાઝ પઢો. નમાઝ હકીકતમાં એવી ફરજ છે જે સમય પાલન સાથે ઈમાનવાળાઓ ઉપર ફરજિયાત કરવામાં આવી છે.**

**આ જૂથનો[૧૩૮] પીછો કરવામાં નબળાઈ ન દાખવો. જો તમે તકલીફ ઉઠાવી રહ્યાં છો તો તમારી જેમ તેઓ પણ તકલીફ ઉઠાવી રહ્યાં છે. અને તમે અલ્લાહ પાસે એ વસ્તુની ઇચ્છા ધરાવો છો જેની તેઓ ઇચ્છા ધરાવતા નથી.[૧૩૯] અલ્લાહ બધું જ જાણે છે અને તે ડહાપણવાળો છે. (રુકૂઅ-૧૫)**

**[૧૪૦]હે નબી ! અમે આ ગ્રંથ સત્ય સાથે તમારી તરફ ઊતાર્યો છે જેથી જે સીધો માર્ગ અલ્લાહે**

પઢી લે. આ સંજોગોમાં ઇમામે બીજી રકઅતમાં લાંબા સમય કયામ કરવો પડશે.

પહેલી સ્થિતિ ઈબ્નેઅબ્બાસ રદિ., જાબિર બિન અબ્દુલ્લાહ રદિ. અને મુજાહિદે વર્ણવી છે. બીજી રીત અબ્દુલ્લાહ બિન મસઊદે રદિ. વર્ણવી છે અને હનફી મસ્લકના લોકો આને પસંદગી આપે છે. ત્રીજી રીત હસન બસરીએ અબૂબક્ર રદિ. પાસેથી નોંધી છે અને ચોથી રીતને ઈમામ શાફઈ અને ઈમામ માલિકે થોડાક ફેરફાર સાથે પસંદગી આપી છે અને તેનું સ્ત્રોત સહલ બિન અબીહસ્માની રિવાયત છે.

આ ઉપરાંત સલાતેખૌફની બીજી પણ રીતો છે જેમની વિગતો મબસૂતાતમાં મળી શકે છે.

(૧૩૭) એટલે કે આ સાવચેતીનો જે હુકમ તમને આપવામાં આવી રહ્યો છે તે માત્ર વ્યવહારિક પગલાંની દ્રષ્ટિએ છે, નહીં તો હકીકતમાં વિજય અને પરાજયનો આધાર તમારા પગલાં ઉપર નથી પરંતુ અલ્લાહના ફેંસલા ઉપર છે. એટલા માટે આ સાવચેતીના પગલાં ઉપર અમલ કરતી વખતે તમારે આ વાતનો વિશ્વાસ રાખવો જોઈએ કે જે લોકો અલ્લાહના પ્રકાશને તેમની ફૂંકો વડે બૂઝાવવાનો પ્રયાસ કરી રહ્યાં છે, અલ્લાહ તેમને ફજેત કરશે.

(૧૩૮) એટલે કે કાફિરોનું જૂથ કે જે એ વખતે ઈસ્લામના સંદેશ અને ઈસ્લામી વ્યવસ્થાની સ્થાપનાના માર્ગમાં આડે આવીને અડચણ બનીને ઊભું હતું.

بِمَآ اَرٰىكَ اللّٰهُ ۭ وَلَا تَكُنْ لِّلْخَاۗىِٕنِيْنَ خَصِيْمًا ۙ﴿١٠٥﴾ وَّاسْتَغْفِرِ اللّٰهَ ۭ
اِنَّ اللّٰهَ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ﴿١٠٦﴾ۚ وَلَا تُجَادِلْ عَنِ الَّذِيْنَ يَخْتَانُوْنَ
اَنْفُسَھُمْ ۭ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ مَنْ كَانَ خَوَّانًا اَثِـيْمًا ﴿١٠٧﴾ۚۙ يَّسْتَخْفُوْنَ

**તમને દેખાડયો છે તે અનુસાર લોકો વચ્ચે ફેંસલો કરો. તમે અપ્રમાણિક લોકો તરફથી ઝઘડનાર ન બનો, અને અલ્લાહ સમક્ષ દરગુજરની યાચના કરો, તે મોટો દરગુજર કરનાર અને દયાળુ છે. જે લોકો તેમની જાત સાથે જ અપ્રમાણિકતા આચરે છે[૧૪૧] તમે તેમનો પક્ષ ન લો. અલ્લાહને એવો માણસ પસંદ નથી જે અપ્રમાણિક અને ગુનાખોર હોય. આ લોકો માણસોથી તેમના કરતૂકો**

(૧૩૯) એટલે કે નવાઈની વાત છે કે જો ઈમાનવાળા લોકો સત્ય કાજે એટલી પણ તકલીફો સહન ન કરે જેટલી કાફિરો જૂઠ માટે સહન કરી રહ્યાં છે, જો કે તેમની સામે માત્ર દુનિયા તથા તેના હંગામી ફાયદા છે અને આનાથી ઊલટું, ઈમાનવાળા આકાશો અને ધરતીના માલિકની પ્રસન્નતા તથા નિકટતા તેમજ તેના કાયમી ઈનામોની આશા રાખે છે.

(૧૪૦) આ રુકૂઅ અને આના પછીના રુકૂઅમાં એક મહત્ત્વની ઘટના ઉપર ચર્ચા કરવામાં આવી છે જે એ જમાનામાં બની હતી. કિસ્સો એવો છે કે, અન્સારના બનીઝફર કબીલામાં એક માણસ તા'મા અથવા બશીર બિન ઉબૈરિક હતો. તેણે એક અન્સારીનું બખ્તર ચોરી લીધું અને જયારે તેની તપાસ શરૂ થઈ ત્યારે ચોરીનો માલ એક યહૂદીના ઘરે મૂકી દીધો. બખ્તરના માલિકે નબી સ.અ.વ. સમક્ષ ફરિયાદ કરી અને તા'મા સામે પોતાની શંકા વ્યકત કરી. પરંતુ તા'મા અને તેના મિત્રો તેમજ બનીઝફરના ઘણાં લોકોએ અંદરોઅંદર સહમતિ સાધીને એ યહૂદી ઉપર આરોપ મૂકી દીધો. યહૂદીને પૂછવામાં આવ્યું તો તેણે પોતે કંઈ જાણતો નથી તેમ જણાવ્યું. પરંતુ આ લોકો તા'માની હિમાયતમાં ભારપૂર્વક વકીલાત કરતાં રહ્યાં અને કહ્યું કે આ દુષ્ટ યહૂદી, જે સત્યનો ઈનકાર કરનાર અને અલ્લાહના રસૂલનો ઈનકાર કરનાર છે, તેની વાતનો શું ભરોસો ? અમારી વાત જ સ્વીકારી લેવી જોઈએ કેમ કે અમે મુસલમાન છીએ. નબી સ.અ.વ. આ મુકદમાની બાહ્ય જુબાનીથી પ્રભાવિત થઈને આ યહૂદીની વિરૂદ્ધ ફેંસલો ફરમાવી દેવાના જ હતાં અને ફરિયાદીને પણ બનીઉબૈરિક ઉપર આરોપ મૂકવા માટે ઠપકો આપવાના જ હતાં ત્યાં વહી આવી અને ઘટનાની સમગ્ર હકીકત ખોલી દેવામાં આવી.

જો કે એક ન્યાયાધીશની હેસિયતથી નબી સ.અ.વ. જો જુબાની પ્રમાણે ફેંસલો કરી દેત તો આપના માટે તેમાં કોઈ ગુન્હો ન હતો અને આવા પ્રસંગો ન્યાયાધીશોની સામે આવે જ છે કે જ્યારે તેમની સામે ખોટી જુબાનીઓ રજૂ કરીને હકીકતની વિરૂદ્ધ ચુકાદાં મેળવી લેવામાં આવે છે. પરંતુ એ વખતે જયારે ઈસ્લામ અને કુફ્ર વચ્ચે એક ભારે સંઘર્ષ ચાલુ હતો ત્યારે. જો નબી સ.અ.વ. મુકદમાની જુબાની પ્રમાણે યહૂદીની વિરૂદ્ધ ચુકાદો આપી દેત તો ઈસ્લામના વિરોધીઓને આપની સામે તેમજ સમગ્ર ઈસ્લામી સમાજ, અને ખુદ ઈસ્લામના સંદેશની સામે એક ભારે નૈતિક હથિયાર મળી જાત. તેઓ બધાને કહેતાં ફરત કે, અહીં સત્ય અને ઈન્સાફની

مِنَ النَّاسِ وَلَا يَسْتَخْفُوْنَ مِنَ اللّٰهِ وَهُوَ مَعَهُمْ اِذْ يُبَيِّتُوْنَ
مَا لَا يَرْضٰى مِنَ الْقَوْلِ ؕ وَكَانَ اللّٰهُ بِمَا يَعْمَلُوْنَ مُحِيْطًا ﴿١٠٨﴾
هٰۤاَنْتُمْ هٰۤؤُلَآءِ جٰدَلْتُمْ عَنْهُمْ فِى الْحَيٰوةِ الدُّنْيَا ۟ فَمَنْ يُّجَادِلُ اللّٰهَ
عَنْهُمْ يَوْمَ الْقِيٰمَةِ اَمْ مَّنْ يَّكُوْنُ عَلَيْهِمْ وَكِيْلًا ﴿١٠٩﴾ وَمَنْ يَّعْمَلْ
سُوْٓءًا اَوْ يَظْلِمْ نَفْسَهٗ ثُمَّ يَسْتَغْفِرِ اللّٰهَ يَجِدِ اللّٰهَ غَفُوْرًا رَّحِيْمًا ﴿١١٠﴾
وَمَنْ يَّكْسِبْ اِثْمًا فَاِنَّمَا يَكْسِبُهٗ عَلٰى نَفْسِهٖ ؕ وَكَانَ اللّٰهُ عَلِيْمًا
حَكِيْمًا ﴿١١١﴾ وَمَنْ يَّكْسِبْ خَطِيْٓئَةً اَوْ اِثْمًا ثُمَّ يَرْمِ بِهٖ بَرِيْٓـًٔا فَقَدِ

**છુપાવી શકે છે પરંતુ અલ્લાહથી છુપાવી શકતાં નથી. તે તો એ વખતે પણ તેમની સાથે હોય છે જ્યારે તેઓ રાત્રે છુપાઈને તેની મરજીની વિરુદ્ધ મસલતો કરે છે. તેમના તમામ કાર્યો ઉપર અલ્લાહે ઘેરો નાખેલો છે. હા, તમે આ ગુનેગારો તરફથી દુનિયાના જીવનમાં તો ઝઘડો કરી લીધો, પરંતુ કયામતના દિવસે તેમના માટે અલ્લાહ સામે કોણ ઝઘડશે? ત્યાં કોણ તેમનો વકીલ હશે? જો કોઈ માણસ બુરૂં કામ કરી નાખે અથવા તેની જાત ઉપર જુલમ કરી નાખે અને ત્યાર પછી અલ્લાહ સમક્ષ દરગુજરની યાચના કરે તો અલ્લાહને દરગુજર કરનાર અને દયાળુ જોશે. પરંતુ જો કોઈ બૂરાઈ કમાઈ લે તો તેની આ કમાણી તેના જ માટે વબાલ હશે, અલ્લાહને તમામ વાતોની ખબર છે અને તે ડહાપણવાળો છે. પછી જેણે કોઈ કસૂર અથવા ગુનો કરીને તેનો આક્ષેપ કોઈ નિર્દોષના માથે ધરી દીધો તેણે તો**

વાત જ ક્યાં છે, અહીં તો એ જ જૂથબંધી અને પૂર્વગ્રહ કામ કરી રહ્યાં છે જેની સામે આ લોકો પ્રચાર કરે છે. આ જ ખતરાથી બચાવવા માટે અલ્લાહતઆલાએ વિશિષ્ટ રીતે આ મુકદમામાં હસ્તક્ષેપ કર્યો.

આ રુકૂઓમાં એક તરફ એ મુસલમાનોને કડકાઈપૂર્વક ઠપકો આપવામા આવ્યો છે જેમણે માત્ર કુટુંબ અને કબીલાના પૂર્વગ્રહથી પ્રેરાઈને ગુનેગારોની હિમાયત કરી હતી. બીજી તરફ, આમ મુસલમાનોને આ શિખવાડવામાં આવ્યું છે કે ન્યાયના મામલામાં કોઈ પૂર્વગ્રહની દખલગીરી હોવી જોઈએ નહીં. કોઈપણ સંજોગોમાં આને પ્રમાણિકતા ન કહેવાય કે પોતાના જૂથનો માણસ, જો ખોટો હોય તો પણ, તેની ખોટી રીતે હિમાયત કરવામાં આવે અને બીજા જૂથનો માણસ, જો સાચો હોય તો પણ, તેની સાથે અન્યાય કરવામાં આવે.




احْتَمَلَ بُهْتَانًا وَّاِثْمًا مُّبِيْنًا ۝١١٢ وَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكَ وَرَحْمَتُهٗ
لَهَمَّتْ طَّآئِفَةٌ مِّنْهُمْ اَنْ يُّضِلُّوْكَ ؕ وَمَا يُضِلُّوْنَ اِلَّآ اَنْفُسَهُمْ
وَمَا يَضُرُّوْنَكَ مِنْ شَیْءٍ ؕ وَاَنْزَلَ اللّٰهُ عَلَيْكَ الْكِتٰبَ وَالْحِكْمَةَ
وَعَلَّمَكَ مَا لَمْ تَكُنْ تَعْلَمُ ؕ وَكَانَ فَضْلُ اللّٰهِ عَلَيْكَ عَظِيْمًا ۝١١٣ الثلثة
لَا خَيْرَ فِیْ كَثِيْرٍ مِّنْ نَّجْوٰىهُمْ اِلَّا مَنْ اَمَرَ بِصَدَقَةٍ اَوْ مَعْرُوْفٍ
اَوْ اِصْلَاحٍۭ بَيْنَ النَّاسِ ؕ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ ابْتِغَآءَ مَرْضَاتِ
اللّٰهِ فَسَوْفَ نُؤْتِيْهِ اَجْرًا عَظِيْمًا ۝١١٤ وَمَنْ يُّشَاقِقِ الرَّسُوْلَ

---

ભારે બોતાન અને સ્પષ્ટ ગુનાનો બોજ ભેગો કરી લીધો. (રુકૂઅ-૧૬)

**હે નબી ! જો અલ્લાહની મહેરબાની તમારી ઉપર ન હોત અને તેની કૃપા તમારી સાથે ન હોત તો આમાંથી એક જૂથે તો તમને ગેરસમજમાં નાખવાનો ફેંસલો કરી જ લીધો હતો, જો કે હકીકતમાં તેઓ તેમની જાત સિવાય બીજા કોઈને ગેરસમજમાં નાખી રહ્યા ન હતાં અને તમારું કોઈ નુકસાન કરી શકતા ન હતાં.[૧૪૨] અલ્લાહે તમારી ઉપર ગ્રંથ અને ડહાપણ ઊતાર્યાં છે અને તમને એ બધું જ જણાવ્યું છે જે તમે જાણતા ન હતાં અને તમારી ઉપર તેની મહેરબાની ખૂબ જ છે.**

**લોકોની ગુપ્ત ગુસપુસમાં મોટાભાગે કોઈ ભલાઈ હોતી નથી. હા, જો કોઈ ગુપ્ત રીતે દાન કરવા માટે શીખ આપે અથવા કોઈ નેક કામ માટે અથવા લોકોના મામલાઓમાં સુધારો કરવા માટે કોઈને કંઈ કહે તો આ, અલબત્ત, સારી વાત છે, અને જે કોઈ અલ્લાહની પ્રસન્નતા મેળવવા ખાતર આવું કરશે તેને અમે મોટું વળતર આપીશું. પરંતુ જે માણસ પયગમ્બરનો વિરોધ કરવા માટે કટિબદ્ધ હોય અને**

---

(૧૪૧) જે માણસ બીજા માણસની સાથે અપ્રમાણિકતા આચરે છે તે હકીકતમાં સૌથી પહેલાં પોતાની જાત સાથે અપ્રમાણિકતા આચરે છે. કેમ કે દિલ અને દિમાગની જે શક્તિઓ તેની પાસે એક અમાનતની જેમ છે તેમનો ખોટી રીતે ઉપયોગ કરીને તે તેમને મજબૂર કરે છે કે અપ્રમાણિકતા આચરવામાં તેનો સાથ આપે અને પોતાના અંતરાત્માને, કે જેને અલ્લાહે તેની નીતિમત્તાનો રક્ષક બનાવેલો હતો, એટલી હદે કચડી નાખે છે કે તે અપ્રમાણિકતાના આચરણમાં આડે આવવાને લાયક રહેતો નથી. જ્યારે માનવી પોતાની અંદર આ




مِنۡۢ بَعۡدِ مَا تَبَيَّنَ لَهُ الۡهُدٰى وَ يَتَّبِعۡ غَيۡرَ سَبِيۡلِ الۡمُؤۡمِنِيۡنَ
نُوَلِّهٖ مَا تَوَلّٰى وَنُصۡلِهٖ جَهَنَّمَ‌ ؕ وَسَآءَتۡ مَصِيۡرًا ﴿۱۱۵﴾ اِنَّ اللّٰهَ لَا
يَغۡفِرُ اَنۡ يُّشۡرَكَ بِهٖ وَيَغۡفِرُ مَا دُوۡنَ ذٰلِكَ لِمَنۡ يَّشَآءُ‌ ؕ وَمَنۡ
يُّشۡرِكۡ بِاللّٰهِ فَقَدۡ ضَلَّ ضَلٰلًاۢ بَعِيۡدًا ﴿۱۱۶﴾ اِنۡ يَّدۡعُوۡنَ مِنۡ
دُوۡنِهٖۤ اِلَّاۤ اِنٰـثًا‌ ۚ وَاِنۡ يَّدۡعُوۡنَ اِلَّا شَيۡـطٰنًا مَّرِيۡدًا ۙ﴿۱۱۷﴾

**ઈમાનવાળાઓના માર્ગ સિવાય અન્ય કોઈ રસ્તે ચાલે, જ્યારે કે તેની સામે સીધો માર્ગ સ્પષ્ટ થઈ ગયેલો હોય, તો અમે તેને એ જ તરફ ચલાવીશું જે દિશામાં તે પોતે વળી ગયો[૧૪૩] અને તેને જહન્નમમાં ઝોકીશું જે સૌથી ખરાબ રહેઠાણ છે. (રુકૂઅ-૧૭)**

**અલ્લાહને[૧૪૪] ત્યાં ફકત શિર્કની જ માફી નથી, આના સિવાય બીજું બધું જ માફ થઈ શકે છે, જેને તે માફ કરવા ઈચ્છે. જેણે અલ્લાહની સાથે કોઈને ભાગીદાર ઠેરવ્યો તે તો ગુમરાહીમાં ઘણો દૂર નીકળી ગયો. તેઓ અલ્લાહને છોડી દેવીઓને ખુદા બનાવે છે. તેઓ એ બંડખોર શૈતાનને ખુદા બનાવે છે[૧૪૫]**

અત્યાચારપૂર્ણ કચડી નાખવાની ભાવનાને પૂર્ણતાએ પહોંચાડી દે છે ત્યારે બહાર તેના ધ્વારા અપ્રમાણિકતા અને ગુનાહિત કૃત્યો અમલમાં મૂકાય છે.

(૧૪૨) એટલે જો તે ખોટી જુબાનીઓ રજૂ કરીને તમને ગેરસમજમાં નાખવામાં સફળ પણ થઈ જાત અને તેની તરફેણમાં ન્યાયની વિરૂદ્ધ ચુકાદો મેળવી લેત તો નુકસાન તો તેનું જ થાત, તમારું કંઈ પણ બગડવાનું ન હતું, કેમ કે ખુદાની નજીક ગુનેગાર તે હોત, નહીં કે તમે. જે માણસ સત્તાવાળાને છેતરીને પોતાની તરફેણમાં ખોટો ચુકાદો મેળવે છે તે હકીકતમાં પોતે પોતાની જાતને એ ગેરસમજમાં નાખે છે કે આ પગલાં વડે સત્ય તેની સાથે થઈ ગયું, જો કે હકીકતમાં અલ્લાહની નજીક સત્ય જેનું છે તેનું જ રહે છે, અને છેતરાયેલા અધિકારીના ફેંસલાથી હકીકત ઉપર કોઈ અસર પડતી નથી. (જૂઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક - ૧૯૭)

(૧૪૩) જયારે ઉપર્યુક્ત મુકદમામાં ખુદા તરફથી આવેલી વહીના આધારે નબી સ.અ.વ.એ તે અપ્રમાણિક મુસલમાનની વિરૂદ્ધ, અને એ નિર્દોષ યહૂદીની તરફેણમાં, ચુકાદો આપી દીધો ત્યારે એ દંભી ઉપર જહાલત એવી રીતે છવાઈ ગઈ કે તે મદીનાથી નીકળીને ઈસ્લામ અને નબી સ.અ.વ.ના દુશ્મનોની પાસે મક્કા જતો રહ્યો અને ખુલ્લી રીતે વિરોધ કરવા લાગી આવ્યો. આ આયતમાં તેની આ હરકત તરફ ઈશારો કરવામાં આવ્યો છે.

لَّعَنَهُ اللّٰهُ ۘ وَقَالَ لَاَتَّخِذَنَّ مِنْ عِبَادِكَ نَصِيْبًا مَّفْرُوْضًا ﴿۱۱۸﴾ ۙ
وَّلَاُضِلَّنَّهُمْ وَلَاُمَنِّيَنَّهُمْ وَلَاٰمُرَنَّهُمْ فَلَيُبَتِّكُنَّ اٰذَانَ الْاَنْعَامِ
وَلَاٰمُرَنَّهُمْ فَلَيُغَيِّرُنَّ خَلْقَ اللّٰهِ ؕ وَمَنْ يَّتَّخِذِ الشَّيْطٰنَ
وَلِيًّا مِّنْ دُوْنِ اللّٰهِ فَقَدْ خَسِرَ خُسْرَانًا مُّبِيْنًا ﴿۱۱۹﴾ ؕ يَعِدُهُمْ

**જેને અલ્લાહે ધુત્કારી કાઢેલો છે. (તેઓ એ શૈતાનનું અનુસરણ કરી રહ્યાં છે) જેણે અલ્લાહને કહ્યું હતું કે ''હું તારા બંદાઓમાંથી એક ચોક્કસ હિસ્સો લઈને રહીશ,[૧૪૬] હું તેમને બહેકાવીશ, હું તેમને ઈચ્છાઓમાં ગૂંચવીશ, હું તેમને આદેશ આપીશ અને તેઓ મારા આદેશ પ્રમાણે પશુઓના કાન ચીરશે[૧૪૭] અને હું તેમને આદેશ આપીશ અને તેઓ મારા આદેશ અનુસાર ખુદાઈની રચનામાં ફેરફાર કરશે.''[૧૪૮] આ શૈતાનને જેણે અલ્લાહના બદલે તેનો મિત્ર અને વાલી બનાવી લીધો તે સ્પષ્ટ નુકસાનમાં પડી ગયો. તે આ લોકોની સાથે વાયદા કરે છે,**

---

(૧૪૪) આ રુકૂઅમાં ઉપરની વાતનો અનુસંધાન ચાલુ રાખતાં કહેવામાં આવ્યું છે કે, પોતાની જહાલતના જોશમાં આવીને આ માણસ જે માર્ગ તરફ ગયો છે તે કેવો માર્ગ છે, અને સદાચારીઓના જૂથથી અલગ થઈને જે લોકોનો સંગાથ તેણે અપનાવ્યો છે તે કેવાં લોકો છે.

(૧૪૫) શૈતાનને આ અર્થમાં તો કોઈ ખુદા બનાવતો નથી કે તેની સમક્ષ પૂજાની વિધિઓ કરતો હોય અને તેને ખુદાઈનો દરજ્જો આપતો હોય. અબલત્ત, તેને ખુદા બનાવવાનું સ્વરૂપ આ છે કે, માણસ તેના મનની લગામ શૈતાનના હાથમાં સોંપી દે છે અને જે તરફ તે હંકારે છે તે તરફ ચાલે છે, જાણે કે એ તેનો ગુલામ છે અને શૈતાન તેનો ખુદા. આના ઉપરથી જણાયું કે કોઈના હુકમોનું વિના વિરોધે પાલન કરવું અને આંધળું અનુસરણ કરવું તેનું નામ પણ ઈબાદત છે અને જે માણસ તેનું અનુસરણ કરે છે તે હકીકતમાં તેની ઈબાદત કરે છે.

(૧૪૬) એટલે કે તેમના સમયમાં તેમની મહેનતો અને પ્રયાસોમાં, તેમની શક્તિઓ અને લાયકાતોમાં, તેમના પૈસા અને તેમની સંતાનમાં મારો ભાગ પડાવીશ અને તેમને છેતરીને એવો બહેકાવીશ કે તેઓ આ તમામ વસ્તુઓનો ગણેલો હિસ્સો મારા માર્ગમાં ખર્ચ કરશે.

(૧૪૭) અરબસ્તાનના લોકોની અંધશ્રદ્ધાઓમાંથી એકની તરફ અત્રે ઈશારો કરવામાં આવ્યો છે. તેમને ત્યાં એવો નિયમ હતો કે જયારે ઊંટણી પાંચ અથવા દસ બાળકો જણી લેતી ત્યારે તેના કાન ચીરીને તેને તેમના દેવતાના નામે છૂટી મૂકી દેતા હતાં અને તેની પાસેથી કામ લેવાને પ્રતિબંધિત માનતા હતાં. આવી જ રીતે જે ઊંટના બીજમાંથી દસ બચ્ચાં થઈ જતાં તેને પણ દેવતાના નામે કરીને છૂટો મૂકી દેતા હતાં, અને કાન ચીરવું એ વાતની નિશાની હતી કે આ દેવતાના નામે છોડેલું જનાવર છે.

وَ يُمَنِّيْهِمْ ؕ وَ مَا يَعِدُهُمُ الشَّيْطٰنُ اِلَّا غُرُوْرًا ۝١٢٠ اُولٰٓئِكَ
مَاْوٰىهُمْ جَهَنَّمُ ۫ وَلَا يَجِدُوْنَ عَنْهَا مَحِيْصًا ۝١٢١ وَالَّذِيْنَ اٰمَنُوْا
وَ عَمِلُوا الصّٰلِحٰتِ سَنُدْخِلُهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ
خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ؕ وَعْدَ اللّٰهِ حَقًّا ؕ وَمَنْ اَصْدَقُ مِنَ اللّٰهِ قِيْلًا ۝١٢٢
لَيْسَ بِاَمَانِيِّكُمْ وَ لَآ اَمَانِيِّ اَهْلِ الْكِتٰبِ ؕ مَنْ يَّعْمَلْ سُوْٓءًا

**અને તેમને આશાઓ અપાવે છે,[૧૪૯] પરંતુ શૈતાનના બધા જ વાયદા છેતરપિંડી સિવાય કંઈ નથી. આ લોકોનું ઠેકાણું જહન્નમ છે જેમાંથી મુકિતનો કોઈ માર્ગ તેઓ પામશે નહીં. રહ્યાં એ લોકો જે ઈમાન લઈ આવે અને સદ્‌કાર્ય કરે, તો અમે તેમને એવા બાગોમાં દાખલ કરીશું જેની નીચે નદીઓ વહેતી હશે અને તેઓ ત્યાં હંમેશ માટે રહેશે. આ અલ્લાહનો સાચો વાયદો છે અને અલ્લાહથી વધારે કોણ તેની વાતમાં સાચો હશે.**

**પરિણામ ન તો તમારી ઇચ્છાઓ ઉપર આધારિત છે ન તો ગ્રંથવાળાઓની ઇચ્છાઓ ઉપર. જે કોઈ બૂરાઈ આચરશે,**

(૧૪૮) ખુદાઈ રચનામાં ફેરફારનો અર્થ વસ્તુઓની જન્મજાત રચનામાં ફેરફાર કરવો નથી. જો આનો આ અર્થ કરવામાં આવે તો તો સમગ્ર માનવસંસ્કૃતિ જ શૈતાનના બહેકાવવાનું પરિણામ ઠરશે. એટલા માટે કે સંસ્કૃતિ તો નામ જ છે એ વપરાશનો જે માનવી ખુદાની બનાવેલી વસ્તુઓનો કરે છે. હકીકતમાં અહીં જે ફેરફારને શૈતાની કૃત્ય ઠરાવવામાં આવ્યું છે તે આ છે કે, માનવી કોઈ વસ્તુ પાસેથી એ કામ લે જેના માટે ખુદાએ તેને પેદા કરી નથી અને કોઈ વસ્તુ પાસેથી એ કામ ન લે જેના માટે ખુદાએ તેને પેદા કરી છે. બીજા શબ્દોમાં, એ તમામ કામો કે જે માનવી પોતાની અને વસ્તુઓની પ્રકૃતિની વિરૂદ્ધ કરે છે, અને એ તમામ સ્વરૂપો જે તે પ્રકૃતિની ઇચ્છાથી દૂર જવા માટે અપનાવે છે, આ આયતની રૂએ શૈતાનની ભટકાવનારી ઉશ્કેરણીઓનું પરિણામ છે. દા.ત. સૃષ્ટિ વિરૂદ્ધનું કર્મ, કુટુંબ નિયોજન, સંન્યાસ, બ્રહ્મચર્ય, પુરૂષ અને સ્ત્રી નસબંધી, પુરૂષોને હીજડા બનાવવાં, સ્ત્રીઓને તેમની એ સેવાઓથી વંચિત કરવી જે કુદરતે તેમને સોંપી છે, તેમને સંસ્કૃતિના એ ક્ષેત્રોમાં ખેંચી લાવવી જેમના માટે પુરૂષોને પેદા કરવામાં આવ્યાં છે. આ અને આ પ્રકારના બીજા અસંખ્ય કામો જે શૈતાનના શિષ્યો દુનિયામાં કરી રહ્યાં છે, હકીકતમાં આ અર્થ ધરાવે છે કે આ લોકો સૃષ્ટિના સર્જકના ઠરાવેલા નિયમોને ખોટાં માને છે અને તેમાં સુધારો કરવા માગે છે.

(૧૪૯) શૈતાનનો તમામ ધંધો જ વાયદા અને આશાઓના જોરે ચાલે છે. તે માણસને વ્યક્તિગત રીતે

يُّجْزَ بِهٖ ۙ وَلَا يَجِدْ لَهٗ مِنْ دُوْنِ اللّٰهِ وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿١٢٣﴾ وَمَنْ
يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ مِنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ
فَاُولٰٓئِكَ يَدْخُلُوْنَ الْجَنَّةَ وَلَا يُظْلَمُوْنَ نَقِيْرًا ﴿١٢٤﴾ وَمَنْ اَحْسَنُ
دِيْنًا مِّمَّنْ اَسْلَمَ وَجْهَهٗ لِلّٰهِ وَهُوَ مُحْسِنٌ وَّاتَّبَعَ مِلَّةَ
اِبْرٰهِيْمَ حَنِيْفًا ۗ وَاتَّخَذَ اللّٰهُ اِبْرٰهِيْمَ خَلِيْلًا ﴿١٢٥﴾ وَلِلّٰهِ مَا
فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ۗ وَكَانَ اللّٰهُ بِكُلِّ شَىْءٍ
مُّحِيْطًا ﴿١٢٦﴾ ع وَيَسْتَفْتُوْنَكَ فِى النِّسَآءِ ۗ قُلِ اللّٰهُ يُفْتِيْكُمْ فِيْهِنَّ ۙ




**તેનું ફળ પામશે અને અલ્લાહની સામે તેના માટે કોઈ હિમાયતી અને સહાયક નહીં પામી શકે. અને જે સદ્કાર્ય કરશે, ચાહે પુરુષ હોય કે સ્ત્રી, એ શરતે કે તે હોય મોમિન, તો આવા જ લોકો જન્નતમાં દાખલ થશે અને તેમને રજમાત્ર પણ અન્યાય થવા પામશે નહીં. એ માણસ કરતાં સારી બીજા કોની જીવનપદ્ધતિ હોઈ શકે છે જેણે અલ્લાહની સામે તાબેદારીમાં માથું ઝૂકાવી દીધું અને તેનું આચરણ ભલું રાખ્યું અને એકાગ્ર થઈને ઈબ્રાહીમની રીતનું અનુસરણ કર્યું, એ ઈબ્રાહીમની રીતનું જેને અલ્લાહે તેનો મિત્ર બનાવી લીધો હતો. આકાશો અને ધરતીમાં જે કંઈ છે અલ્લાહનું છે[૧૫૦] અને અલ્લાહ દરેક વસ્તુને ઘેરનાર છે.[૧૫૧] (રુકૂઅ-૧૮)**

**લોકો તમને સ્ત્રીઓના મામલામાં ફતવો પૂછે છે.[૧૫૨] કહો, અલ્લાહ તમને તેમના મામલામાં ફતવો આપે છે,**

---

અને સામૂહિક રીતે જયારે કોઈ ખોટા માર્ગે લઈ જવા માગે છે ત્યારે તેમની સામે એક સુંદર ચિત્ર રજૂ કરે છે. કોઈને વ્યક્તિગત આનંદ અને લિજ્જત અને સફળતાઓની આશા આપવી, કોઈને રાષ્ટ્રીય સફળતાઓની આશા આપવી, કોઈને માનવજાતિના કલ્યાણની ખાતરી આપવી, કોઈને સત્ય સુધી પહોંચવાનો વિશ્વાસ છોડાવવો, કોઈને એવો ભરોસો આપવો કે ન તો ખુદા છે ન તો આખિરત, બસ મરીને માટી થઈ જવાનું છે, કોઈને એવી સાંત્વના આપવી કે આખિરત હોય તો પણ ત્યાંની પકડમાંથી ફલાણાની ભલામણ અને ફલાણાની કૃપાથી બચી નીકળશો. એટલે કે જે માણસ જે પણ વાયદા અને જે પણ આશા વડે છેતરી શકતો હોય, તેની સામે એ જ રજૂ કરે છે અને ફસાવી લે છે.

وَ مَا يُتْلٰى عَلَيْكُمْ فِى الْكِتٰبِ فِىْ يَتٰمَى النِّسَآءِ الّٰتِىْ لَا تُؤْتُوْنَهُنَّ مَا كُتِبَ لَهُنَّ وَ تَرْغَبُوْنَ اَنْ تَنْكِحُوْهُنَّ وَ الْمُسْتَضْعَفِيْنَ مِنَ الْوِلْدَانِ ۙ وَ اَنْ تَقُوْمُوْا لِلْيَتٰمٰى بِالْقِسْطِ ؕ وَ مَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ

**અને સાથે જ એ આદેશો પણ યાદ દેવડાવે છે જે પહેલાંથી તમને આ ગ્રંથમાં સંભળાવવામાં આવી રહ્યાં છે.[૧૫૩] એટલે કે એ આદેશો જે એ અનાથ છોકરીઓ વિષે છે જેમના હક્ક તમે ચૂકવતાં નથી[૧૫૪] અને જેમના લગ્ન કરવાથી તમે દૂર રહો છો (અથવા લોભના કારણે તમે પોતે તેમની સાથે લગ્ન કરીલેવા માગો છો[૧૫૫]), અને એ આદેશો જે એ બાળકો વિષે છે જે બિચારાં કોઈ તાકાત ધરાવતાં નથી.[૧૫૬] અલ્લાહ તમને આદેશ આપે છે કે અનાથો સાથે ન્યાય ઉપર કાયમ રહો, અને જે ભલાઈ તમે કરશો**

**(૧૫૦)** એટલે કે અલ્લાહ સામે આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દેવું અને આપખુદીપણું છોડી દેવું. એટલા માટે ઉત્તમ રીત આ છે કે, આ બરાબર હકીકત પ્રમાણે છે. જયારે અલ્લાહ ધરતી અને આકાશનો તેમજ એ તમામ વસ્તુઓનો માલિક છે કે જે ધરતી અને આકાશોમાં છે ત્યારે માનવી માટે સાચો રસ્તો આ જ છે કે તેની બંદગી અને આજ્ઞાપાલન માટે સંમત થઈ જાય અને નાફરમાની છોડી દે.

**(૧૫૧)** એટલે કે જો માણસ અલ્લાહની સામે આજ્ઞાપાલનમાં માથું ન ઝૂકાવે તથા વિદ્રોહ કરવાનું ન છોડે તો તે અલ્લાહની પકડથી બચીને કયાંય ભાગી શકતો નથી, અલ્લાહની કુદરતે તેને ચારેય બાજુથી ઘેરી લીધો છે.

**(૧૫૨)** આ અંગે ચોખવટ કરવામાં આવી નથી કે સ્ત્રીઓની બાબતમાં શું પૂછતા હતાં પરંતુ આગળ જતાં જે ફતવો આપવામાં આવ્યો છે તેના ઉપરથી પ્રશ્નનો પ્રકાર આપોઆપ સ્પષ્ટ થઈ જાય છે.

**(૧૫૩)** આ મૂળ સવાલનો જવાબ નથી બલ્કે લોકો સવાલની તરફ ધ્યાન આપતા પહેલાં અલ્લાહતઆલાએ એ હુકમોનું પાલન કરવા માટે ફરી એકવાર ભાર મૂકયો છે જે આ જ સૂરઃ ની શરૂઆતમાં અનાથ છોકરીઓ વિષે ખાસ કરીને, તેમજ અનાથ બાળકો વિષે સામાન્ય રીતે જણાવ્યા હતાં. આના ઉપરથી જણાય છે કે અલ્લાહની નજરમાં અનાથ બાળકોના હક્કોનું મહત્ત્વ કેટલું વધારે છે. શરૂઆતના બે રુકૂઓમાં તેમના હક્કોના રક્ષણની તાકીદ ખૂબ ભારપૂર્વક કરવામાં આવી હતી પરંતુ તેને જ પૂરતું માનવામાં આવ્યું નથી. હવે જયારે સામાજિક સમસ્યાઓની ચર્ચા શરૂ થઈ ત્યારે લોકોએ રજૂ કરેલા સવાલોના જવાબ આપતા પહેલાં અનાથ બાળકોના હિતોનો ઉલ્લેખ આપમેળે શરૂ કરી દેવામાં આવ્યો.

**(૧૫૪)** અહીં ઈશારો એ આયત તરફ છે જેમાં કહેવામાં આવ્યું છે કે ''જો અનાથો સાથે અન્યાય કરવાથી ડરતાં હોવ તો જે સ્ત્રીઓ તમને પસંદ પડે.....'' (સૂરઃ નિસા, આયત - ૩)

**(૧૫૫)** تَرْغَبُوْنَ اَنْ تَنْكِحُوْهُنَّ નો અર્થ આ પણ થઈ શકે છે કે, ''તમે તેમની સાથે નિકાહ કરવાનું આકર્ષણ ધરાવો છે,'' અને આ પણ થઈ શકે છે કે ''તમે તેમની સાથે નિકાહ કરવાનું પસંદ કરતાં નથી.'' હઝરત

فَإِنَّ اللّٰهَ كَانَ بِهٖ عَلِيْمًا ﴿١٢٧﴾ وَإِنِ امْرَاَةٌ خَافَتْ مِنْ بَعْلِهَا
نُشُوْزًا اَوْ اِعْرَاضًا فَلَا جُنَاحَ عَلَيْهِمَآ اَنْ يُّصْلِحَا بَيْنَهُمَا صُلْحًا ؕ
وَالصُّلْحُ خَيْرٌ ؕ وَاُحْضِرَتِ الْاَنْفُسُ الشُّحَّ ؕ وَاِنْ تُحْسِنُوْا وَتَتَّقُوْا

**તે અલ્લાહની જાણ બહાર રહેશે નહીં.**

**[૧૫૭]જ્યારે કોઈ સ્ત્રીને તેના પતિ તરફથી ગેરવર્તન કે ઉપેક્ષાની આશંકા હોય ત્યારે કોઈ હરજ નથી જો પતિ અને પત્ની (હક્કોમાં થોડી છૂટછાટ મૂકીને) પરસ્પર મેળાપ કરી લે. મેળાપ દરેક રીતે સારૂં છે.[૧૫૮] મન સંકુચિતતા તરફ ઝડપથી આકર્ષિત થઈ જાય છે,[૧૫૯] પરંતુ જો તમે ભલાઈનો વ્યવહાર કરો અને અલ્લાહનો ડર રાખીને વર્તો તો**

આઈશા રદિ. આની સમજૂતીમાં કહે છે કે જે લોકોના વાલીપણા હેઠળ આવી અનાથ છોકરીઓ રહેતી હતી અને જેમની પાસે માતા-પિતાએ પાછળ મૂકેલું થોડું ઘણું ધન હોય ત્યારે તેઓ એ છોકરીઓની ઉપર જુદી જુદી રીતે જુલમ કરતા હતાં. જો છોકરી માલદાર હોય અને સુંદર પણ હોય તો આ લોકો પોતે જ તેની સાથે નિકાહ કરી લેવા અને મહર તથા ભરણપોષણ ચુકવ્યા વિના તેના માલ અને રૂપ બંનેનો ફાયદો ઉઠાવવા માગતા હતાં. અને જો તે સુંદર ન હોય તો આ લોકો ન તો પોતે તેની સાથે નિકાહ કરતા હતાં, ન તો બીજા કોઈની સાથે તેનો નિકાહ થવા દેતા હતાં કે જેથી તેનો કોઈ રણીધણી ઊભો ન થઈ જાય જે કાલે તેના હકકની માગણી કરનાર હોય.

**(૧૫૬)** અહીં ઇશારો એ હુકમોની તરફ છે જે આ જ સૂરઃ ના પહેલા અને બીજા રુકૂઅમાં અનાથોના હકકો વિષે જણાવવામાં આવ્યાં છે.

**(૧૫૭)** અહીંથી મૂળ સવાલનો જવાબ શરૂ થાય છે. આ જવાબને સમજવા માટે જરૂરી છે કે પહેલાં સવાલને સારી રીતે સમજી લેવામાં આવે. જહાલતકાળમાં કોઈપણ માણસને અમર્યાદિત સંખ્યામાં પત્નીઓ રાખવાની છૂટ હતી અને એ સંખ્યાબંધ પત્નીઓ માટે કોઈ પણ જાતના હક્કો નકકી ન હતાં. સૂરઃ નિસાની શરૂઆતની આયતો જયારે ઊતરી ત્યારે આ સ્વતંત્રતા ઉપર બે પ્રકારની મર્યાદાઓ મુકાઈ ગઈ. એક આ કે, પત્નીઓની સંખ્યા વધુમાં વધુ ચાર સુધી મર્યાદિત કરી દેવામાં આવી. બીજું આ કે, એક કરતાં વધારે પત્નીઓ રાખવા માટે ન્યાય (એટલે કે સમાન વર્તન)ની શરત ઠરાવવામાં આવી. હવે સવાલ એ ઊભો થયો કે જો કોઈ માણસની પત્ની વાંઝણી હોય, અથવા કાયમી બીમાર હોય, અથવા પતિ-પત્નીના સંબંધોને લાયક ન રહી હોય અને પતિ બીજી પત્નીને પરણીને લાવે છે તો શું તેના માટે ફરજીયાત છે કે બંનેની સાથે એક સરખું વલણ રાખે ? એક સરખો પ્રેમ રાખે ? શારીરિક સંબંધોમાં સમાનતા રાખે ? અને જો તે આમ ન કરે તો શું ન્યાયની શરતનો તકાદો આ છે કે તે બીજા લગ્ન કરવા માટે પહેલી પત્નીને છૂટી કરી દે ? આ ઉપરાંત, જો પહેલી પત્ની પોતે અલગ થવા માગતી ન હોય તો શું પતિ અને પત્ની વચ્ચે આવો મામલો થઈ શકે કે જે પત્ની અણગમતી થઈ ગઈ છે તે પોતાના અમુક હકકોને જાતે જ જતાં કરી પતિને તલાકથી દૂર રહેવા માટે રાજી કરી લે ? શું આમ કરવું ન્યાયની

فَإِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرًا ﴿١٢٨﴾ وَ لَنْ تَسْتَطِيْعُوْٓا اَنْ
تَعْدِلُوْا بَيْنَ النِّسَآءِ وَ لَوْ حَرَصْتُمْ فَلَا تَمِيْلُوْا كُلَّ الْمَيْلِ
فَتَذَرُوْهَا كَالْمُعَلَّقَةِ ؕ وَ اِنْ تُصْلِحُوْا وَ تَتَّقُوْا فَاِنَّ اللّٰهَ كَانَ

**વિશ્વાસ રાખો કે અલ્લાહ તમારા આ વર્તનથી અજાણ[૧૬૦] નહીં હોય. પત્નીઓ વચ્ચે પૂરેપૂરો ન્યાય કરવો તમારા કાબૂ બહાર છે. તમે ઇચ્છો તો પણ આના માટે સમર્થ થઈ શકતાં નથી. તેથી (અલ્લાહના કાનૂનનો આશય પૂરો કરવા માટે આ પૂરતું છે કે) એક પત્નીની તરફ એવી રીતે ઝૂકી ન જાઓ કે બીજીને અદ્ધર લટકતી છોડી દો.[૧૬૧] જો તમે તમારું વર્તન સારૂં રાખો અને અલ્લાહથી ડરતાં રહો તો અલ્લાહ**

શરતની વિરૂદ્ધ તો નહીં હોય? આ સવાલો છે જેનો જવાબ આ આયતોમાં આપવામાં આવ્યો છે.

**(૧૫૮)** એટલે કે તલાક અને છૂટાછેડા કરતાં સારૂં આ છે કે આવી રીતે એકબીજા સાથે સમાધાન કરીને એક સ્ત્રી એ જ પતિની સાથે રહે જેની સાથે તે જીંદગીનો એક ભાગ પસાર કરી દીધો છે.

**(૧૫૯)** સ્ત્રી તરફથી સંકુચિતતા આ છે કે તે પોતાની અંદર પતિ માટે અણગમાના કારણોને જાતે અનુભવતી હોય અને તો પણ એ જ વ્યવહાર ઇચ્છે જે એક ગમતી પત્નીની સાથે જ કરી શકાતો હોય. પતિ તરફથી સંકુચિતતા આ છે કે જે પત્ની મનથી ઊતરી ગઈ હોય છતાં તેની સાથે જ રહેવા માગતી હોય તેને હદ ઉપરાંત દબાવવાનો પ્રયત્ન કરે અને તેના હકકો અસહ્ય હદ સુધી ઘટાડી નાખવા માગે.

**(૧૬૦)** અહીં ફરીથી અલ્લાહતઆલાએ પતિની ઉદારતાની લાગણીને અપીલ કરી છે જે સામાન્ય રીતે આવી બાબતોમાં તેનો નિયમ છે. તેણે પતિને પ્રોત્સાહન આપ્યું છે કે તે અણગમા છતાં એ પત્નીની સાથે ભલાઈપૂર્વક વર્તે જે વર્ષો સુધી તેની જીવનસંગિની રહી છે અને એ ખુદાથી ડરે જે જો કોઈ માણસની ખામીઓના કારણે તેની કૃપાદૃષ્ટિ તેનાથી ફેરવી લે તેમજ તેના નસીબમાં કમી કરવા માંડે તો પછી દુનિયામાં તેનું કોઈ ઠેકાણું ન રહે.

**(૧૬૧)** આનો અર્થ આ છે કે, માણસ તમામ સંજોગોમાં અને બધી હેસિયતોથી બે અથવા વધારે પત્નીઓ વચ્ચે સમાનતા જાળવી શકતો નથી. એક સુંદર હોય અને બીજી કદરૂપી, એક યુવાન હોય અને બીજી મોટી ઉંમરવાળી, એક કાયમી બીમાર હોય અને બીજી સ્વસ્થ, એક આનંદી સ્વભાવની હોય અને બીજી ચીડીયા સ્વભાવની, અને આવી જાતના બીજા તફાવત પણ હોઈ શકે જેના કારણે એક પત્ની તરફ સ્વભાવિક રીતે માણસનો ઝૂકાવ ઓછો હોય અને બીજીની તરફ વધારે.આવી પરિસ્થિતિમાં નિયમો એમ કહેતાં નથી કે પ્રેમ, ઝૂકાવ અને શારીરિક સંબંધમાં ફરજીયાતપણે બન્ને વચ્ચે સમાનતા જાળવવામાં આવે, બલ્કે એમ કહે છે કે, જયારે તમે અણગમો છતાં એક પત્નીને તલાક આપતાં નથી અને તમારી ઇચ્છા અને તેની પોતાની ઇચ્છાના કારણે તેને પત્ની તરીકે ચાલુ રાખો છો ત્યારે તેની સાથે ઓછામાં ઓછો એટલો સંબંધ તો જરૂર રાખો કે તે વ્યવહારમાં પતિ વગરની બનીને ન રહી જાય. આવી પરિસ્થિતિમાં એક પત્નીની સરખામણીમાં બીજી પત્નીની

غَفُوۡرًا رَّحِیۡمًا ﴿۱۲۹﴾ وَ اِنۡ یَّتَفَرَّقَا یُغۡنِ اللّٰہُ کُلًّا مِّنۡ سَعَتِہٖ ؕ وَ
کَانَ اللّٰہُ وَاسِعًا حَکِیۡمًا ﴿۱۳۰﴾ وَ لِلّٰہِ مَا فِی السَّمٰوٰتِ وَ مَا فِی الۡاَرۡضِ ؕ
وَ لَقَدۡ وَصَّیۡنَا الَّذِیۡنَ اُوۡتُوا الۡکِتٰبَ مِنۡ قَبۡلِکُمۡ وَ اِیَّاکُمۡ اَنِ
اتَّقُوا اللّٰہَ ؕ وَ اِنۡ تَکۡفُرُوۡا فَاِنَّ لِلّٰہِ مَا فِی السَّمٰوٰتِ وَ مَا فِی الۡاَرۡضِ ؕ
وَ کَانَ اللّٰہُ غَنِیًّا حَمِیۡدًا ﴿۱۳۱﴾ وَ لِلّٰہِ مَا فِی السَّمٰوٰتِ وَ مَا فِی الۡاَرۡضِ ؕ
وَ کَفٰی بِاللّٰہِ وَکِیۡلًا ﴿۱۳۲﴾ اِنۡ یَّشَاۡ یُذۡہِبۡکُمۡ اَیُّہَا النَّاسُ
وَ یَاۡتِ بِاٰخَرِیۡنَ ؕ وَ کَانَ اللّٰہُ عَلٰی ذٰلِکَ قَدِیۡرًا ﴿۱۳۳﴾ مَنۡ

**દરગુજર કરનાર અને દયાળુ છે.[૧૬૨] પરંતુ જો પતિ-પત્ની એકબીજાથી અલગ જ થઈ જાય તો અલ્લાહ તેની વિશાળ કુદરત વડે દરેકને એકબીજાની મોહતાજીથી મુકત કરી દેશે. અલ્લાહની ઉદારતા ઘણી વિશાળ છે અને તે ડહાપણવાળો છે. આકાશો અને ધરતીમાં જે કંઈ છે તે બધું અલ્લાહનું જ છે. તમારી પહેલાં જેમને અમે ગ્રંથ આપ્યો હતો તેમને પણ આ જ આદેશ આપવામાં આવ્યો હતો અને હવે તમને પણ આ જ આદેશ આપીએ છીએ કે અલ્લાહનો ડર રાખીને વર્તો. પરંતુ જો તમે નથી માનતાં તો ન માનો, આકાશ અને ધરતીની બધી જ વસ્તુઓનો માલિક અલ્લાહ જ છે અને તે સર્વસંપન્ન છે, દરેક પ્રશંસાનો હક્કદાર. હા, અલ્લાહ જ માલિક છે એ તમામ વસ્તુઓનો જે આકાશોમાં છે અને જે ધરતીમાં છે, અને કામ પાર પાડવા માટે માત્ર એ જ પૂરતો છે. જો તે ઈચ્છે તો તમને ખસેડીને તમારી જગ્યાએ બીજાંને લઈ આવે, અને તે આવું કરવા માટે પૂરી તાકાત ધરાવે છે. જે માણસ**

તરફ વધુ ઝૂકાવ હોય તે એક સ્વાભાવિક વાત છે, પરંતુ એવું પણ ન થવું જોઈએ કે બીજી એવી રીતે લટકતી રહી જાય, જાણે કે તેનો કોઈ પતિ છે જ નહીં.

આ આયત ઉપરથી અમુક લોકોએ એવું તારણ કાઢયું છે કે કુર્આન એક તરફ ન્યાયની શરત સાથે પત્નીઓની સંખ્યાની છૂટછાટ આપે છે અને બીજી તરફ ન્યાય કરવાને અશકય ગણાવીને આ છૂટછાટને વ્યવહારિક રીતે રદ કરી નાખે છે. પરંતુ હકીકતમાં આવું તારણ કાઢવા માટે આ આયતમાં કોઈ ગુંજાશ નથી. જો માત્ર એટલું જ કહેવામાં આવ્યું હોત કે "તમે પત્નીઓ વચ્ચે ન્યાય કરી શકતાં નથી" તો આવું તારણ કાઢી શકાયું

كَانَ يُرِيْدُ ثَوَابَ الدُّنْيَا فَعِنْدَ اللّٰهِ ثَوَابُ الدُّنْيَا وَالْاٰخِرَةِ ؕ
وَكَانَ اللّٰهُ سَمِيْعًا بَصِيْرًا ﴿١٣٤﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُوْنُوْا
قَوّٰمِيْنَ بِالْقِسْطِ شُهَدَآءَ لِلّٰهِ وَلَوْ عَلٰۤى اَنْفُسِكُمْ اَوِ الْوَالِدَيْنِ




**માત્ર દુનિયાના બદલાનો ઈચ્છુક હોય તેણે જાણી લેવું જોઈએ કે અલ્લાહ પાસે દુનિયાનો બદલો પણ છે અને આખિરતનો બદલો પણ, અને અલ્લાહ સાંભળનાર અને જોનાર છે.[૧૬૩] (રુકૂઅ-૧૯)**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, ન્યાયના ધ્વજધારી[૧૬૪] બનો અને અલ્લાહ માટે સાક્ષી[૧૬૫] આપો જો કે તમારા ન્યાય અને તમારી સાક્ષીની ચોટ સ્વયં તમારી ઉપર અથવા તમારા માતા-પિતા અને સગાં ઉપર**

---

હોત. પરંતુ આના પછી તરત જ એમ કહેવામાં આવ્યું છે કે ''એટલા માટે એક પત્નીની તરફ સાવ ઝૂકી ન જાઓ.'' આ વાકયે એ અર્થઘટન માટે કોઈ સંભાવના છોડી નથી જે ખ્રિસ્તી યુરોપના અનુસરણ કરનારા લોકો આમાંથી કરવા માગે છે.

(૧૬૨) એટલે કે બને ત્યાં સુધી તમે ઈરાદાપૂર્વક અત્યાચાર ન કરો અને ન્યાય કરવાનો જ પ્રયત્ન કરતાં રહો તો સ્વાભાવિક લાચારીઓના કારણે જે કંઈ થોડી ઘણી ભૂલો તમારાથી ન્યાયની બાબતમાં થશે તેમને અલ્લાહ માફ કરી દેશે.

(૧૬૩) સામાન્ય રીતે કાનૂની હુકમો વર્ણવ્યા પછી, અને ખાસ કરીને સંસ્કૃતિ અને સમાજના એ પાસાંની સુધારણા ઉપર ભાર મૂકયા પછી કે જેમાં માણસ મોટાભાગે અત્યાચાર કરતો રહ્યો છે, અલ્લાહતઆલા આ પ્રકારના થોડાંક અસરકારક વાકયોમાં એક ટૂંકો ઉપદેશ જરૂર આપે છે, અને આનો આશય આ હોય છે કે લોકોને આ હુકમોનું ચુસ્તપણે પાલન કરવા માટે તૈયાર કરવામાં આવે. ઉપર કેમ કે સ્ત્રીઓ અને અનાથ બાળકો સાથે ન્યાય અને સદ્‌વર્તનનો હુકમ આપવામાં આવ્યો છે એટલા માટે આના પછી એ જરૂરી માનવામાં આવ્યું કે થોડીક વાતો ઈમાનવાળા લોકોને સમજાવી દેવામાં આવે :

એક આ કે, તમે કયારેય એવા ભુલાવામાં ન રહેતાં કે કોઈની કિસ્મત બગાડવી કે બનાવવી તમારા હાથમાં છે, જો તમે તેના તરફથી હાથ ખેંચી લેશો તો તેનું કોઈ ઠેકાણું રહેશે નહીં. ના, તમારી અને એ તમામની કિસ્મતોનો માલિક અલ્લાહ છે અને અલ્લાહની પાસે તમારા કોઈ પુરૂષ અથવા સ્ત્રી ની મદદના તમે જ એકમાત્ર માધ્યમ નથી. એ આકાશો અને ધરતીના માલિકના સાધનો બેહદ વિશાળ છે અને તે પોતાના સાધનો વડે કામ લેવાનું ડહાપણ પણ ધરાવે છે.

બીજું આ કે, મને એને તમારી જેમ અગાઉના નબીઓની ઉમ્મતોને હંમેશાં આ જ હુકમ આપવામાં આવતો રહ્યો છે કે ખુદાનો ડર રાખીને કામ કરો. આ હુકમના અનુસરણમાં તમારી પોતાની સફળતા છે, ખુદાનો કોઈ ફાયદો નથી. જો તમે તેનું ઉલ્લઘંન કરશો તો અગાઉની તમામ ઉમ્મતોએ હુકમો ન માનીને ખુદાનું શું

وَالْاَقْرَبِيْنَ ۚ اِنْ يَّكُنْ غَنِيًّا اَوْ فَقِيْرًا فَاللّٰهُ اَوْلٰى بِهِمَا ۫
فَلَا تَتَّبِعُوا الْهَوٰٓى اَنْ تَعْدِلُوْا ۚ وَ اِنْ تَلْوٗٓا اَوْ تُعْرِضُوْا
فَاِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرًا ﴿۱۳۵﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا
اٰمِنُوْا بِاللّٰهِ وَ رَسُوْلِهٖ وَالْكِتٰبِ الَّذِيْ نَزَّلَ عَلٰى رَسُوْلِهٖ

**જ કેમ ન પડતી હોય. મામલાના પક્ષકારો ચાહે માલદાર હોય કે ગરીબ, અલ્લાહ તમારા કરતાં વધારે તેમનો શુભેચ્છક છે. તેથી તમારા મનની ઈચ્છાઓનું અનુસરણ કરીને ન્યાય કરવાથી દૂર ન રહો, અને જો તમે પક્ષપાતપૂર્ણ વાત કહી અથવા સાચી વાત કહેવાનું ટાળ્યું તો જાણી લો કે જે કંઈ તમે કરો છો અલ્લાહને તેની ખબર છે.**

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, ઈમાન[૧૬૬] લાવો અલ્લાહ ઉપર અને તેના પયગમ્બર ઉપર અને એ ગ્રંથ ઉપર જે અલ્લાહે તેના પયગમ્બર ઉપર ઊતાર્યો છે**

બગાડી લીધું કે તમે બગાડી શકશો ? સૃષ્ટિના એ બાદશાહને ન પહેલાં કોઈની પરવા હતી ન તો હવે તમારી પરવા છે. તેના હુકમથી ચલિત થશો તો તે તમને ખસેડીને બીજી કોઈ કોમને નવાજી દેશે અને તમારા ખસી જવાથી તેના સામ્રાજયની રોનકમાં કોઈ ફરક નહીં પડે.

ત્રીજું આ કે, ખુદાની પાસે દુનિયાના ફાયદા પણ છે અને આખિરતના ફાયદા પણ, હંગામી અને ટૂંકા ગાળાના ફાયદા પણ છે તથા કાયમી અને શાશ્વત ફાયદા પણ. હવે આ તમારી પોતાની સમજ, લક્ષ્ય અને હિંમતની વાત છે કે તમે તેની પાસેથી કયા પ્રકારના ફાયદા મેળવવા માગો છો. જો તમે માત્ર દુનિયાના થોડા દિવસના ફાયદાઓ ઉપર જ રાજી હોવ અને તેની ખાતર શાશ્વત જીવનના ફાયદાઓને કુરબાન કરી દેવા માટે તૈયાર હોવ તો ખુદા આ જ બધું તમને અહીં અને હમણાં જ આપી દેશે, પરંતુ આખિરતમાં શાશ્વત ફાયદામાં તમારો કોઈ હિસ્સો રહેશે નહીં. નદી તો તમારી ખેતીવાડી સદાકાળ સીંચવા માટે તૈયાર છે, પરંતુ આ તમારી ટૂંકી સમજ તેમજ નીચું લક્ષ્ય છે કે માત્ર એક પાકની સીંચાઈને કાયમી દુષ્કાળની કિંમત આપીને ખરીદો છો. જો સમજદારીમાં થોડી પણ વિશાળતા હોય તો આજ્ઞાપાલન અને બંદગીનો એ માર્ગ અપનાવો જેનાથી દુનિયા અને આખિરત, બન્નેના લાભો તમારા ભાગમાં આવે.

અંતમાં કહેવામાં આવ્યું છે કે, અલ્લાહ બધું જ સાંભળનાર અને બધું જ જોનાર છે. આનો અર્થ આ છે કે, અલ્લાહ આંધળો અને બહેરો નથી કે કોઈ બેખબર બાદશાહની જેમ આંધળુકિયાં કરે અને તેના ઇનામો અને બક્ષિશોમાં સારા અને નરસા વચ્ચે કોઈ ભેદ ન કરે. તે પૂર્ણ માહિતીની સાથે પોતાની આ સૃષ્ટિ ઉપર રાજ કરી રહ્યો છે. તમે તેની નાફરમાનીનો માર્ગ અપનાવીને તેની બક્ષિસોની આશા રાખી ન શકો જે તેણે માત્ર તેના આજ્ઞાપાલક બંદાઓ માટે જ અનામત રાખી છે.

وَالْكِتٰبِ الَّذِیْۤ اَنْزَلَ مِنْ قَبْلُ ؕ وَمَنْ یَّكْفُرْ بِاللّٰهِ وَمَلٰٓىِٕكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ وَالْیَوْمِ الْاٰخِرِ فَقَدْ ضَلَّ ضَلٰلًۢا بَعِیْدًا ﴿۱۳۶﴾ اِنَّ الَّذِیْنَ اٰمَنُوْا ثُمَّ كَفَرُوْا ثُمَّ اٰمَنُوْا ثُمَّ كَفَرُوْا ثُمَّ ازْدَادُوْا كُفْرًا لَّمْ یَكُنِ اللّٰهُ لِیَغْفِرَ لَهُمْ وَلَا لِیَهْدِیَهُمْ سَبِیْلًا ﴿۱۳۷﴾ؕ

**અને એ દરેક ગ્રંથ ઉપર જે આ પહેલાં તે ઊતારી ચૂકયો છે. જેણે અલ્લાહ અને તેના ફરિશ્તા અને તેના ગ્રંથો અને તેના પયગમ્બરો અને આખિરતના દિવસનો ઈનકાર કર્યો[૧૬૭] તે ભટકીને ગુમરાહીમાં ઘણો દૂર નીકળી ગયો. રહ્યાં એ લોકો જે ઈમાન લાવ્યાં, પછી કુફ્ર કર્યું, ફરી ઈમાન લાવ્યાં, પાછું કુફ્ર કર્યું, પછી તેમના કુફ્રમાં આગળ વધતાં ગયાં,[૧૬૮] તો અલ્લાહ કદાપિ તેમને માફ નહીં કરે અને ન તો કયારેય તેમને સીધો માર્ગ દેખાડશે.**

**(૧૬૪)** માત્ર એટલું જ કહેવામાં આવ્યું નથી કે ન્યાયના માર્ગ ઉપર ચાલો, બલ્કે એમ કહેવામાં આવ્યું છે કે ન્યાયના ધ્વજવાહક બનો. તમારું કામ માત્ર ન્યાય કરવાનું જ નથી બલ્કે ન્યાયનો ધ્વજ ઉપાડીને ચાલવાનું પણ છે. તમારે એ વાત માટે કટિબદ્ધ થવું જોઈએ કે જુલમનો નાશ થાય અને તેની જગ્યાએ ન્યાય અને સત્યની સ્થાપના થાય. ન્યાયને તેની સ્થાપના માટે જે સહારાની જરૂર છે, મોમિન હોવાની હેસિયતથી તમારું આ મુકામ છે કે એ સહારો તમે બનો.

**(૧૬૫)** એટલે કે તમારી સાક્ષી માત્ર ખુદાને ખાતર હોવી જોઈએ, કોઈની શેહશરમ તેમાં ન હોવી જોઈએ. કોઈ વ્યક્તિગત હિત અથવા ખુદા સિવાય અન્ય કોઈની પ્રસન્નતા તમારી નજર સમક્ષ ન હોવી જોઈએ.

**(૧૬૬)** ઈમાન લાવનારા લોકોને એમ કહેવું કે ઈમાન લાવો, બહારથી જોતાં વિચિત્ર લાગે છે પરંતુ હકીકતમાં અહીં ઈમાન શબ્દ બે અલગ અલગ અર્થમાં ઉપયોગમાં લેવામાં આવ્યો છે. ઈમાન લાવવાનો એક અર્થ આ છે કે, માણસ ઈનકારના બદલે એકરારનો માર્ગ અપનાવે, નહીં માનનારા લોકોથી અલગ થઈને માનનારા લોકોમાં સામેલ થઈ જાય અને આનો બીજો અર્થ આ છે કે, માણસ જે વસ્તુને માને તેને દિલથી માને, પૂરી ગંભીરતા અને શુદ્ધ દાનતથી માને. પોતાની વિચારધારાને, પોતાના સ્વભાવને, પોતાની પસંદને, પોતાના વલણ અને આચરણને, પોતાની દોસ્તી-દુશ્મનનીને, પોતાના પરિશ્રમના વપરાશને બિલકુલએ અકીદાને અનુરૂપ બનાવી લે જેની ઉપર તે ઈમાન લાવ્યો છે. આયતમાં સંબોધન એ તમામ મુસલમાનોને કરવામાં આવ્યું છે જે પહેલા અર્થની દ્રષ્ટિએ "માનનારાઓ"માં ગણાય છે. અને તેમની પાસે માગણી કરવામાં આવી છે કે તેઓ બીજા અર્થની દ્રષ્ટિએ સાચા મોમિન બને.

**(૧૬૭)** કુફ્રના પણ બે અર્થ છે : એક આ કે માણસ સ્પષ્ટપણે ઈનકાર કરી દે. બીજું આ કે, મૌખિક રીતે તો માને પરંતુ દિલથી ન માને અથવા પોતાના વર્તન ઉપરથી સાબિત કરી દે કે તે જે વસ્તુને માનવાનો દાવો કરે છે

بَشِّرِ الْمُنٰفِقِيْنَ بِاَنَّ لَهُمْ عَذَابًا اَلِيْمًا ﴿١٣٨﴾ ۙ الَّذِيْنَ
يَتَّخِذُوْنَ الْكٰفِرِيْنَ اَوْلِيَآءَ مِنْ دُوْنِ الْمُؤْمِنِيْنَ ؕ اَيَبْتَغُوْنَ
عِنْدَهُمُ الْعِزَّةَ فَاِنَّ الْعِزَّةَ لِلّٰهِ جَمِيْعًا ﴿١٣٩﴾ ؕ وَقَدْ نَزَّلَ
عَلَيْكُمْ فِى الْكِتٰبِ اَنْ اِذَا سَمِعْتُمْ اٰيٰتِ اللّٰهِ يُكْفَرُ بِهَا وَ
يُسْتَهْزَاُ بِهَا فَلَا تَقْعُدُوْا مَعَهُمْ حَتّٰى يَخُوْضُوْا فِىْ حَدِيْثٍ
غَيْرِهٖۤ ۖ اِنَّكُمْ اِذًا مِّثْلُهُمْ ؕ اِنَّ اللّٰهَ جَامِعُ الْمُنٰفِقِيْنَ

**અને જે દંભીઓ ઈમાનવાળાંને છોડીને કાફિરોને તેમના મિત્ર બનાવે છે તેમને આ શુભ સમાચાર સંભળાવી દો કે તેમના માટે પીડાકારી સજા તૈયાર છે. શું આ લોકો ઈજ્જત મેળવવા માટે એમની પાસે જાય છે ?[૧૬૯] જો કે ઈજ્જત તો સંપૂર્ણપણે અલ્લાહ જ માટે છે. અલ્લાહ આ ગ્રંથમાં તમને પહેલાંથી જ આદેશ આપી ગયેલો છે કે જ્યાં તમે સાંભળો કે અલ્લાહની આયતોની વિરુદ્ધ કુફ્રની વાતો કરવામાં આવી રહી છે અને તેમની ઠેકડી ઉડાવવામાં આવી રહી છે ત્યાં ન બેસો જ્યાં સુધી લોકો કોઈ બીજી વાતમાં ન લાગી જાય. હવે જો તમે આવું કરો છો તો તમે પણ એમનાં જ જેવાં છો.[૧૭૦] વિશ્વાસ રાખો કે અલ્લાહ દંભીઓને અને**

હકીકતમાં તેને તે માનતો નથી. અહીં કુફ્ર શબ્દમાં આ બંને અર્થ છે અને આયતનો આશય લોકોને એ વાત સામે ચેતવવાનો છે કે ઈસ્લામની આ પાયાની માન્યતાઓ સામે કુફ્રના બંને પ્રકારોમાંથી જે પ્રકારનું વર્તન પણ માણસ અપનાવશે તેનું પરિણામ સત્યથી અંતર અને જૂઠના માર્ગોમાં ભટકવા અને નિષ્ફળતા સિવાય કંઈ નહીં હોય.

(૧૬૮) આનો અર્થ એ લોકો છે જેમના માટે દીન માત્ર એક બિનગંભીર મનોરંજન છે. એક રમકડું છે જેની સાથે તેઓ તેમની કલ્પનાઓ અથવા તેમની ઈચ્છાઓ પ્રમાણે રમતાં રહે છે. જયારે મગજની હવામાં એક લહેર ઉઠી, મુસલમાન થઈ ગયાં અને જયારે બીજી લહેર ઉઠી ત્યારે કાફિર બની ગયાં, અથવા જયારે લાભ મુસલમાન બની જવામાં દેખાયો ત્યારે મુસલમાન બની ગયાં, અને જયારે લાભના દેવતાએ બીજી તરફ દર્શન આપ્યાં ત્યારે તેની પૂજા કરવા માટે ખચકાયા વિના તેની તરફ જતા રહ્યાં. આવા લોકો માટે અલ્લાહની પાસે ન તો ક્ષમા છે ન તો માર્ગદર્શન. અને પછી ''પોતાના કુફ્રમાં આગળ વધતાં ગયાં'' કહેવાનો અર્થ આ છે કે કોઈ માણસ માત્ર કાફિર બની ગયા પછી અટકે નહીં બલ્કે તે પછી બીજા લોકોને પણ ઈસ્લામથી ફેરવવા માટે પ્રયાસ કરે, ઈસ્લામની વિરૂદ્ધ ગુપ્ત કાવતરાં રચે અને ખુલ્લંખુલ્લા પગલાં લેવાનું શરૂ કરી દે, અને પોતાની શક્તિનો

وَ الْكٰفِرِيْنَ فِيْ جَهَنَّمَ جَمِيْعًا ۝١٤٠ الَّذِيْنَ يَتَرَبَّصُوْنَ بِكُمْ ۚ فَاِنْ
كَانَ لَكُمْ فَتْحٌ مِّنَ اللّٰهِ قَالُوْۤا اَلَمْ نَكُنْ مَّعَكُمْ ۖ وَ اِنْ كَانَ
لِلْكٰفِرِيْنَ نَصِيْبٌ ۙ قَالُوْۤا اَلَمْ نَسْتَحْوِذْ عَلَيْكُمْ وَ نَمْنَعْكُمْ
مِّنَ الْمُؤْمِنِيْنَ ؕ فَاللّٰهُ يَحْكُمُ بَيْنَكُمْ يَوْمَ الْقِيٰمَةِ ؕ وَ لَنْ يَّجْعَلَ
رુકૂઅ ૨૦ اللّٰهُ لِلْكٰفِرِيْنَ عَلَى الْمُؤْمِنِيْنَ سَبِيْلًا ۝١٤١ اِنَّ الْمُنٰفِقِيْنَ
يُخٰدِعُوْنَ اللّٰهَ وَ هُوَ خَادِعُهُمْ ۚ وَ اِذَا قَامُوْۤا اِلَى الصَّلٰوةِ
قَامُوْا كُسَالٰى ۙ يُرَآءُوْنَ النَّاسَ وَ لَا يَذْكُرُوْنَ اللّٰهَ اِلَّا

કાફિરોને જહન્નમમાં એક સ્થળે એકત્ર કરવાનો છે. આ દંભીઓ તમારા મામલામાં રાહ જોઈ રહ્યાં છે (કે જોઈએ શું પરિણામ આવે છે). જો અલ્લાહના તરફથી વિજય તમારો થયો તો આવીને કહેશે કે શું અમે તમારી સાથે ન હતાં ? જો કાફિરોનું પલ્લું ભારે રહ્યું તો તેમને કહેશે કે શું અમે તમારી વિરુદ્ધ લડવા માટે સમર્થ ન હતાં અને છતાં પણ અમે તમને મુસલમાનોથી બચાવ્યાં ?[૧૭૧] માત્ર અલ્લાહ જ તમારી અને તેમની વચ્ચેના મામલાનો ફેંસલો કયામતના દિવસે કરશે અને (આ ફેંસલામાં) અલ્લાહે કાફિરો માટે મુસલમાનો ઉપર વિજય મેળવવાનો કદાપિ કોઈ રસ્તો રાખ્યો નથી. (રુકૂઅ-૨૦)

આ દંભીઓ અલ્લાહ સાથે છેતરપિંડી કરી રહ્યાં છે જો કે હકીકતમાં અલ્લાહે જ તેમને ભ્રમમાં નાખી રાખેલાં છે. જ્યારે આ લોકો નમાઝ માટે ઊભાં થાય છે ત્યારે આળસ મરડતાં માત્ર લોકોને દેખાડવા ખાતર ઊઠે છે અને અલ્લાહને ભાગ્યે જ

ઉપયોગ એવી દોડધામમાં કરવા માંડે કે કુફ્રની વાત ઊંચી બને અને તેની સરખામણીમાં અલ્લાહના દીનનો ધ્વજ ઝૂકી જાય. આ કુફ્રમાં વધુ વૃદ્ધિ, અને એક અપરાધ પછી બીજા અપરાધોનો વધારો છે જેનો વબાલ પણ એકલા કુફ્ર કરતાં જરૂર વધારે હોવો જોઈએ.

(૧૬૯) ઇઝ્ઝત **عزت** નો અર્થ અરબી ભાષામાં આપણી ભાષાની સરખામણીમાં ઘણો વિશાળ છે. આપણી ભાષામાં ઈજ્જત શબ્દ માત્ર આદર અને દરજ્જાના અર્થમાં બોલવામાં આવે છે પરંતુ અરબીમાં ઇઝ્ઝત શબ્દનો અર્થ એવો છે કે કોઈ માણસને એવો ઉચ્ચ અને સુરક્ષિત હોદ્દો-સ્થાન પ્રાપ્ત થઈ જાય કે કોઈ તેનું

قَلِيْلًا ﴿١٤٢﴾ مُّذَبْذَبِيْنَ بَيْنَ ذٰلِكَ ۖ لَآ اِلٰى هٰٓؤُلَآءِ وَ لَآ اِلٰى هٰٓؤُلَآءِ ؕ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَلَنْ تَجِدَ لَهٗ سَبِيْلًا ﴿١٤٣﴾

**યાદ કરે છે.[૧૭૨] કુફ્ર અને ઈમાનની વચ્ચે અવઢવમાં છે. ન તો પૂરેપૂરા આ તરફ છે ન પૂરેપૂરા એ તરફ. જેને અલ્લાહે ભટકાવી દીધો હોય તેના માટે તમે કોઈ રસ્તો પામી શકતાં નથી.[૧૭૩]**

કંઈ બગાડી ન શકે. બીજા શબ્દોમાં ઈઝઝત શબ્દ "અનાદર ન કરી શકાય તેવો આદર"નો સમાનાર્થી છે.

(૧૭૦) એટલે કે જો કોઈ માણસ ઈસ્લામનો દાવો ધરાવવા છતાં કાફિરોની એ બેઠકોમાં ભાગ લે છે જયાં અલ્લાહની આયતોની વિરૂદ્ધમાં કુફ્રના શબ્દો ઉચ્ચારવામાં આવે છે, અને તે ઠંડા કલેજે એ લોકોને ખુદા તથા પયગમ્બરની ઠેકડી ઉડાવતાં સાંભળે છે ત્યારે તેમાં અને એ કાફિરોમાં કોઈ તફાવત બાકી રહેતો નથી. (જે હુકમનો આ આયતમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સૂરઃ અન્આમની ૬૮ મી આયતમાં વર્ણવવામાં આવ્યો છે.)

(૧૭૧) દરેક જમાનાના દંભીઓની આ જ ખાસિયત હોય છે. મુસલમાન હોવાની હેસિયતથી જે ફાયદા મેળવી શકાય છે તેમને આ લોકો પોતાના મૌખિક એકરાર અને ઈસ્લામી સમાજમાં નામમાત્રની સામેલગીરી દ્વારા પ્રાપ્ત કરે છે અને જે ફાયદા કાફિર હોવાની હેસિયતથી મેળવવા શકય છે તેમના માટે આ લોકો કાફિરોની સાથે ભળી જાય છે. અને દરેક રીતે એમને વિશ્વાસ દેવડાવે છે કે, અમે કોઈ "પૂર્વગ્રહથી પીડાતા મુસલમાન" નથી, નામનો સંબંધ મુસલમાનો સાથે જરૂર છે પરંતુ અમારી તમામ દિલચસ્પીઓ અને વફાદારીઓ તમારી સાથે છે. વિચારસરણી અને સંસ્કૃતિ અને પ્રકૃતિની દ્રષ્ટિએ દરેક પ્રકારની અનુકૂળતા તમારી સાથે છે, અને કુફ્ર અને ઈસ્લામ વચ્ચેના સંઘર્ષમાં અમારૂં વજન જયારે પડશે ત્યારે તમારા જ પલ્લામાં પડશે.

(૧૭૨) નબી સ.અ.વ.ના જમાનામાં કોઈ માણસને ત્યાં સુધી મુસલમાનોના સમાજમાં ગણી જ શકાતો ન હતો જયાં સુધી તે નમાઝનો પાબંદ ન હોય. જેવી રીતે દુનિયાદારની સંસ્થાઓ અને મંડળો તેમની સભાઓમાં કોઈ સભ્યની કારણ વિનાની ગેરહાજરીને સંસ્થામાં રસનો અભાવ ગણે છે અને અમુક સભાઓમાં સતત ગેરહાજરી બદલ તેનું સભ્યપદ રદ કરી નાખે છે, એવી જ રીતે ઈસ્લામી સમાજનો કોઈ સભ્ય જો જમાઅત સાથેની નમાઝમાં ગેરહાજર રહેતો ત્યારે એમ માની લેવામાં આવતું હતું કે તે મુસલમાન નથી. આના કારણે કટ્ટરમાં કટ્ટર દંભીઓને પણ એ જમાનામાં પાંચેય વખતની નમાઝો વખતે મસ્જિદમાં હાજરી આપવી પડતી હતી કેમ કે તેના વિના તેઓ મુસલમાનોના સમાજમાં ગણી જ શકાતા ન હતાં. અલબત્ત, જે વસ્તુ તેમને સાચા ઈમાનવાળા લોકોથી અલગ પાડતી હતી તે આ હતી કે, સાચા મુસલમાનો ઉત્સાહપૂર્વક આવતા હતાં, સમયની પહેલાં મસ્જિદોમા પહોંચી જતા હતાં, નમાઝ પૂરી કરી ને પણ મસ્જિદમાં રોકાયેલા રહેતા હતાં, અને તેમની દરેક પ્રવૃત્તિ ઉપરથી જાહેર થતું હતું કે નમાઝમાં તેમને સાચો રસ છે. આનાથી વિરૂદ્ધ, અઝાન સાંભળતાં જ દંભી માટે મુશ્કેલી ઊભી થઈ જતી હતી. મન મારીને ઊભો થતો હતો, તેના આવવાની ચાલ ચાડી ખાતી હતી કે આવી નથી રહ્યો બલ્કે પોતાની જાતને ખેંચીને લાવી રહ્યો છે, નમાઝ પૂરી થતાં એવી રીતે ભાગતો હતો કે જાણે કોઈ કેદીને છુટકારો મળી જાય, અને તેની તમામ પ્રવૃત્તિઓ જાહેર કરતી હતી કે આ માણસ ખુદાની યાદમાં કોઈ

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تَتَّخِذُوا الۡكٰفِرِيۡنَ اَوۡلِيَآءَ مِنۡ دُوۡنِ
الۡمُؤۡمِنِيۡنَ ؕ اَتُرِيۡدُوۡنَ اَنۡ تَجۡعَلُوۡا لِلّٰهِ عَلَيۡكُمۡ سُلۡطٰنًا
مُّبِيۡنًا ﴿۱۴۴﴾ اِنَّ الۡمُنٰفِقِيۡنَ فِى الدَّرۡكِ الۡاَسۡفَلِ مِنَ النَّارِ ۚ
وَلَنۡ تَجِدَ لَهُمۡ نَصِيۡرًا ۙ ﴿۱۴۵﴾ اِلَّا الَّذِيۡنَ تَابُوۡا وَاَصۡلَحُوۡا

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, મોમિનોને છોડીને કાફિરોને તમારાં મિત્રો ન બનાવો. શું તમે ઇચ્છો છો કે અલ્લાહને તમારી વિરુદ્ધ સ્પષ્ટ દલીલ આપી દો ? વિશ્વાસ રાખો કે દંભીઓ જહન્નમના સૌથી નીચેના તબક્કામાં જશે અને તમે કોઈને તેમનો મદદગાર નહીં જુઓ. અલબત્ત, તેમનામાંથી જે તૌબા કરી લે અને તેમની વર્તણૂંકને સુધારી લે**

રસ ધરાવતો નથી.

(૧૭૩) એટલે કે જેણે ખુદાના કલામ અને તેના પયગમ્બરના જીવનમાંથી માર્ગદર્શન મેળવ્યું ન હોય, જેને સત્યથી ચલિત થયેલો તથા અસત્યવાદ તરફ વળેલો જોઈને ખુદાએ પણ એ તરફ ફેરવી દીધો હોય જે તરફ એ પોતે વળવા માગતો હતો, અને જેની અજ્ઞાનપ્રિયતાના કારણે ખુદાએ તેના માટે માર્ગદર્શનના દ્વાર બંધ કરી દીધાં હોય, અને માત્ર અજ્ઞાનના રસ્તા ખોલી દીધાં હોય, એવા માણસને સીધો રસ્તો દેખાડવો હકીકતમાં કોઈપણ માણસની તાકાત બહારનું છે. આ મામલાને રોજીના દાખલા દ્વારા સમજીએ. આ એક હકીકત છે કે રોજીના તમામ ભંડારો અલ્લાહના કબજા હેઠળ છે. માણસને જે કંઈ પણ મળે છે તે અલ્લાહને ત્યાંથી જ મળે છે પરંતુ અલ્લાહ દરેક માણસને એ માર્ગેથી રોજી આપે છે જે માર્ગેથી તે પોતે માગતો હોય. જો કોઈ માણસ પોતાની રોજી હલાલ અને કાયદેસર રસ્તા દ્વારા માગે, અને તેના જ માટે પ્રયત્ન પણ કરે, તો અલ્લાહ તેના માટે હલાલ રસ્તા ખોલી નાખે છે અને તેની નિયત જેટલી સાચી હોય એટલા જ પ્રમાણમાં હરામના રસ્તા તેના માટે બંધ કરી દે છે. આનાથી વિરૂદ્ધ, જે માણસ હરામનું જ ખાવા માગતો હોય અને તેના જ માટે પ્રયાસ કરે, તેને ખુદાના હુકમથી હરામનો જ રોટલો મળે છે અને પછી એ બીજાની તાકાત બહાર થઈ જાય છે કે તેના નસીબમાં હલાલ રોજી લખી દે. બરાબર આવી જ રીતે આ પણ હકીકત છે કે દુનિયામાં આચાર અને વિચારના તમામ માર્ગો અલ્લાહતઆલાના અખત્યારમાં છે. કોઈ પણ માણસ કોઈ પણ રસ્તા ઉપર અલ્લાહના હુકમ અને તેની અનુકૂળતાઓ વિના ચાલી શકતો નથી. હવે કયા માણસને કયા રસ્તા ઉપર ચાલવાનો હુકમ મળે છે અને કયા માર્ગ ઉપર ચાલવા માટેના સાધનો તેના માટે અનુકૂળ બનાવવામાં આવે છે, તો તેનો આધાર બિલકુલ માણસની પોતાની ઇચ્છા અને પ્રયાસ ઉપર છે. જો તે ખુદા પ્રત્યે લગાવ ધરાવે છે, સત્યનો ચાહક છે અને શુદ્ધ નિયતથી ખુદાના રસ્તા ઉપર ચાલવાનો પ્રયાસ કરે છે, તો અલ્લાહ તેનો જ હુકમ અને તેની જ અનુકૂળતા તેને પુરાં પાડે

وَ اعۡتَصَمُوۡا بِاللّٰهِ وَ اَخۡلَصُوۡا دِيۡنَهُمۡ لِلّٰهِ فَاُولٰٓئِكَ مَعَ الۡمُؤۡمِنِيۡنَ ؕ وَسَوۡفَ يُؤۡتِ اللّٰهُ الۡمُؤۡمِنِيۡنَ اَجۡرًا عَظِيۡمًا ﴿۱۴۶﴾ مَا يَفۡعَلُ اللّٰهُ بِعَذَابِكُمۡ اِنۡ شَكَرۡتُمۡ وَاٰمَنۡتُمۡ ؕ وَكَانَ اللّٰهُ شَاكِرًا عَلِيۡمًا ﴿۱۴۷﴾

**અને અલ્લાહનો સહારો પકડી લે અને તેમના દીનને અલ્લાહ માટે જ વિશિષ્ટ કરી દે,[૧૭૪] આવા લોકો મોમિનોની સાથે છે અને અલ્લાહ મોમિનોને જરૂર મોટું વળતર આપશે. અલ્લાહને શી પડી છે કે તમને અમસ્તાં જ સજા આપે જો તમે આભારી બંદા બનીને રહો[૧૭૫] અને ઈમાનના માર્ગ ઉપર ચાલો. અલ્લાહ મોટો કદરદાન છે[૧૭૬] અને બધાની હાલતથી વાકેફ છે.**

છે, અને તે જ રસ્તા ઉપર ચાલવા માટેના સાધનોને તેના માટે અનુકૂળ બનાવી દે છે. આનાથી વિરૂદ્ધ, જે માણસ પોતે ગુમરાહીને પસંદ કરે છે અને ખોટા રસ્તા ઉપર જ ચાલવાનો પ્રયાસ કરે છે, અલ્લાહ તરફથી તેના માટે માર્ગદર્શનના દ્વાર બંધ થઈ જાય છે અને એ જ રસ્તાઓ તેના માટે ખોલી દેવામાં આવે છે જે તેણે પોતે જ પસંદ કર્યાં છે. આવા માણસને ખોટું વિચારવાથી, ખોટું કરવાથી અને ખોટા રસ્તે પોતાની શક્તિઓ વાપરવાથી બચાવી લેવો કોઈના તાકાતની વાત નથી. જેણે પોતાના નસીબનો સીધો રસ્તો પોતે જ ખોઈ નાખ્યો અને જેનાથી અલ્લાહે તેને વંચિત કરી દીધો, તેના માટે આ ખોવાયેલી નિયામત કોઈના શોધ્યે જડી શકતી નથી.

**(૧૭૪)** પોતાના દીનને અલ્લાહ માટે વિશિષ્ટ કરી દેવાનો અર્થ આ છે કે માણસની વફાદારીઓ અલ્લાહ સિવાય બીજા કોઈની સાથે જોડાયેલી ન હોય, તેની તમામ રૂચિઓ, પ્રેમ, આસ્થાઓને તે અલ્લાહની સમક્ષ ભેટ ધરી દે, કોઈ વસ્તુની સાથે પણ દિલનો એવો લગાવ બાકી ન રહે કે અલ્લાહની પ્રસન્નતા માટે તેને કુરબાન કરી શકાતી ન હોય.

**(૧૭૫)** શુક્રનો મૂળ અર્થ નિયામતનો એકરાર અથવા ઉપકાર માનવો છે. આયતનો અર્થ આ છે કે જો તમે અલ્લાહની સાથે અપકાર અને નમકહરામીનું વલણ ન અપનાવો બલ્કે સાચી રીતે તેના આભારી બનીને રહો તો કોઈ કારણ નથી કે અલ્લાહતઆલા તમને અમસ્તાં જ સજા આપે.

એક ઉપકાર કરનાર પ્રત્યે સાચું આભારી વલણ આ જ હોઈ શકે છે કે માણસ હૃદયપૂર્વક તેના ઉપકારનો એકરાર કરે, મૌખિક રીતે તેનો એકરાર કરે અને અમલ દ્વારા આભારની લાગણીનો પુરાવો આપે. આ ત્રણેય વસ્તુઓનો સમૂહ આભાર છે અને આ આભારનો તકાદો આ છે કે સૌથી પહેલાં માણસ ઉપકારને તેના જ નામે ચઢાવે જેણે હકીકતમાં ઉપકાર કર્યો છે, બીજા કોઈને ઉપકારના આભાર અને નિયામતના એકરારમાં ભાગીદાર ન બનાવે. બીજું, માણસનું દિલ તેના ઉપકાર કરનાર માટે પ્રેમ અને લાગણીથી છલોછલ ભરેલું હોય અને તેના વિરોધીઓ સાથે પ્રેમ અને નિખાલસતા તથા વફાદારીનો લેશમાત્ર પણ સંબંધ ન રાખે. ત્રીજું, તે પોતાના ઉપકાર કરનારનો આજ્ઞાંકિત હોય અને તેની આપેલી નિયામતોનો તેની મરજીની વિરૂદ્ધ ઉપયોગ ન કરે.

**(૧૭૬)** આયતમાં **شاكر** શાકિર શબ્દનો ઉપયોગ થયો છે જેનો અનુવાદ અમે કદરદાન કર્યો છે.

لَا يُحِبُّ اللّٰهُ الْجَهْرَ بِالسُّوْٓءِ مِنَ الْقَوْلِ اِلَّا مَنْ ظُلِمَ ؕ
وَ كَانَ اللّٰهُ سَمِيْعًا عَلِيْمًا ﴿۱۴۸﴾ اِنْ تُبْدُوْا خَيْرًا اَوْ تُخْفُوْهُ اَوْ
تَعْفُوْا عَنْ سُوْٓءٍ فَاِنَّ اللّٰهَ كَانَ عَفُوًّا قَدِيْرًا ﴿۱۴۹﴾ اِنَّ الَّذِيْنَ
يَكْفُرُوْنَ بِاللّٰهِ وَ رُسُلِهٖ وَ يُرِيْدُوْنَ اَنْ يُّفَرِّقُوْا بَيْنَ اللّٰهِ

**અલ્લાહ એ પસંદ કરતો નથી કે કોઈ ખરાબ ભાષા વાપરે, સિવાય કે કોઈની ઉપર જુલમ કરવામાં આવ્યો હોય, અને અલ્લાહ બધું સાંભળનાર અને જાણનાર છે. (જુલમનો ભોગ બન્યા હોય તેવી સ્થિતિમાં જો કે તમને ખરાબ ભાષા વાપરવાનો હક્ક છે) પરંતુ જો તમે જાહેર અને ખાનગીમાં ભલાઈ જ કર્યે જાઓ, અથવા ઓછામાં ઓછું બૂરાઈ પ્રત્યે દરગુજર દાખવો, તો અલ્લાહનો ગુણ પણ આ જ છે કે તે મોટો માફ કરનાર છે, જો કે તે સજા આપવા માટે પૂરી તાકાત ધરાવે છે.[૧૭૭]**

**જે લોકો અલ્લાહ અને તેના પયગમ્બરો સાથે કુફ્ર આચરે છે, અને ઈચ્છે છે કે અલ્લાહ અને**

"શુક્ર" જયારે અલ્લાહ તરફથી બંદાની તરફ હોય તો તેનો અર્થ સેવાનો એકરાર અથવા કદરદાની થશે અને જયારે બંદા તરફથી અલ્લાહની તરફ હોય તો તેનો અર્થ નિયામતનો એકરાર અથવા ઉપકારની ભાવના લેવામાં આવશે. અલ્લાહની તરફથી બંદાઓનો આભાર માનવાનો અર્થ આ છે કે અલ્લાહ નાકદરી કરનાર નથી. જેટલી અને જેવી સેવાઓ પણ લોકો તેના માર્ગમાં બજાવે, અલ્લાહને ત્યાં તેની કદર કરવામાં આવે છે, કોઈની પણ સેવાઓ બદલા અને ઈનામથી વંચિત રહેતી નથી બલ્કે ત્યાં ખૂબ જ ઉદારતાની સાથે દરેક જણને તેની સેવા કરતાં વધારે બદલો આપવામાં આવે છે. લોકોની હાલત તો એવી છે કે જે કંઈ માણસે કર્યું છે તેની કદર ઓછી કરે છે અને જે કંઈ ન કર્યું હોય તે માટે સખ્તાઈપૂર્વક પકડ કરે છે. પરંતુ અલ્લાહની સ્થિતિ એવી છે કે જે કંઈ માણસે નથી કર્યું તેનો હિસાબ લેવામાં તે ખૂબ જ નરમી દાખવે છે અને આંખ આડા કાન કરે છે, અને જે કંઈ કર્યું છે તેની કદર તેના દરજ્જાથી વધીને કરે છે.

(૧૭૭) આ આયતમાં મુસલમાનોને એક ખૂબ જ ઉચ્ચ કક્ષાની નૈતિક તાલીમ આપવામાં આવી છે. દંભીઓ, યહૂદીઓ અને મૂર્તિપૂજકો બધા જ એ વખતે, શકય દરેક રીતે, ઈસ્લામના માર્ગમાં અડચણો ઊભી કરવામાં, તેના અનુયાયીઓને સતાવવામાં અને તેમને પરેશાન કરવામાં લાગેલા હતાં. એવી કોઈ ખરાબમાં ખરાબ યુક્તિ ન હતી જે તેઓ આ નવા આંદોલનની સામે વાપરી રહ્યા ન હતાં. આની સામે મુસલમાનોની અંદર ઘૃણા અને ક્રોધની લાગણીનું પેદા થવું એક સ્વાભાવિક વાત હતી. અલ્લાહતઆલાએ આ પ્રકારની લાગણીઓનું વમળ ઉઠતું જોઈને કહ્યું કે, ખરાબ ભાષા માટે જીભ નહીં ઉપાડતા. આ તમારા ખુદાની નજીક કોઈ ગમતું કામ નથી. નિઃશંક તમે આમાં જુલમનો ભોગ બનેલાં છો અને જુલમનો ભોગ બનનાર જાલિમની

وَ رُسُلِهٖ وَ يَقُوْلُوْنَ نُؤْمِنُ بِبَعْضٍ وَّ نَكْفُرُ بِبَعْضٍ ۙ وَّ يُرِيْدُوْنَ
اَنْ يَّتَّخِذُوْا بَيْنَ ذٰلِكَ سَبِيْلًا ۙ﴿۱۵۰﴾ اُولٰٓئِكَ هُمُ الْكٰفِرُوْنَ
حَقًّا ۚ وَ اَعْتَدْنَا لِلْكٰفِرِيْنَ عَذَابًا مُّهِيْنًا ﴿۱۵۱﴾ وَ الَّذِيْنَ
اٰمَنُوْا بِاللّٰهِ وَ رُسُلِهٖ وَ لَمْ يُفَرِّقُوْا بَيْنَ اَحَدٍ مِّنْهُمْ اُولٰٓئِكَ
سَوْفَ يُؤْتِيْهِمْ اُجُوْرَهُمْ ؕ وَ كَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿۱۵۲﴾ ع

રુકૂઅ ૨૧

**તેના પયગમ્બરોની વચ્ચે ભેદ કરે, અને કહે છે કે અમે કોઈને માનીશું અને કોઈને નહીં માનીએ, અને કુફ્ર તથા ઈમાન વચ્ચે એક રસ્તો કાઢવાનો ઈરાદો ધરાવે છે, તે તમામ કટ્ટર કાફિરો[૧૭૮] છે અને આવા કાફિરો માટે અમે એ સજા તૈયાર કરીને રાખી છે જે તેમને અપમાનિત કરી દેનારી હશે — આનાથી ઊલટું, જે લોકો અલ્લાહ અને તેના તમામ પયગમ્બરોને માને, અને તેમની વચ્ચે ભેદ ન કરે, તેમને અમે ચોક્કસ તેમનાં વળતર ચૂકવી આપીશું,[૧૭૯] અને અલ્લાહ ઘણો દરગુજર કરનાર અને દયાળુ છે.[૧૮૦] (રુકૂઅ-૨૧)**

વિરૂદ્ધ ખરાબ ભાષા વાપરે તો તેનો હક્ક તેને પહોંચે છે. આમ છતાં, સારૂં તો આ જ છે કે છૂપી રીતે હોય કે જાહેરમાં, દરેક સ્થિતિમાં ભલાઈ કર્યે રાખો અને બૂરાઈઓથી દૂર રહો કેમ કે તમારે તમારી નીતિમત્તામાં ખુદાની નીતિમત્તાથી વધુ નજીક હોવું જોઈએ. જે ખુદાની નિકટતા તમે ચાહો છો તે તો ખૂબ જ નરમ અને સહનશીલ છે, કટ્ટરમાં કટ્ટર અપરાધીઓ સુદ્ધાંને રોજી પહોંચાડે છે અને મોટામાં મોટા ગુન્હાઓ થયા પછી પણ દરગુજર કર્યે જાય છે. એટલા માટે તેનાથી વધુ નિકટ થવા માટે તમે પણ સહનશીલ અને ઉદાર બનો.

(૧૭૮) એટલે કે કાફિર હોવામાં એ લોકો કે જે ન તો ખુદામાં માને છે ન તો તેના પયગમ્બરોને, અને એ કે જે ખુદાને માને છે પરંતુ પયગમ્બરોને નથી માનતાં, અને જે કોઈને પયગમ્બરને માને છે અને કોઈને નથી માનતાં, બધાં જ સમાન છે. આમાંથી કોઈના પણ કાફિર હોવામાં લેશમાત્ર પણ શંકાને અવકાશ નથી.

(૧૭૯) એટલે કે જે લોકો ખુદાને તેમનો એકમાત્ર ખુદા અને માલિક માની લે અને તેના મોકલેલા તમામ પયગમ્બરોનું અનુસરણ સ્વીકારી લે, માત્ર તે જ લોકો તેમના કર્મો માટે વળતરના હકદાર છે અને તેઓ જે કક્ષાનું નેક કામ કરશે એ જ કક્ષાનું વળતર પામશે. હવે રહ્યા એ લોકો કે જેમણે ખુદાની ખુદાઈમાં કોઈ ભાગીદાર ન હોવાનો તેમજ કોઈ માલિક ન હોવાનો સ્વીકાર ન કર્યો અથવા જેમણે ખુદાના પ્રતિનિધિઓમાંથી અમુકનો સ્વીકાર કર્યો અને અમુકને રદ કરી દેવાનું વિદ્રોહી વલણ અપનાવ્યું, તો તેમના કોઈ કર્મ માટે કોઈપણ જાતના વળતરનો સવાલ ઉભો જ થતો નથી કેમ કે આવા લોકોનું કોઈપણ કામ ખુદાની નજરમાં કાયદેસર કામ નથી.

يَسْـَٔلُكَ اَهْلُ الْكِتٰبِ اَنْ تُنَزِّلَ عَلَيْهِمْ كِتٰبًا مِّنَ السَّمَآءِ فَقَدْ
سَاَلُوْا مُوْسٰٓى اَكْبَرَ مِنْ ذٰلِكَ فَقَالُوْٓا اَرِنَا اللّٰهَ جَهْرَةً
فَاَخَذَتْهُمُ الصّٰعِقَةُ بِظُلْمِهِمْ ۚ ثُمَّ اتَّخَذُوا الْعِجْلَ مِنْۢ بَعْدِ
مَا جَآءَتْهُمُ الْبَيِّنٰتُ فَعَفَوْنَا عَنْ ذٰلِكَ ۚ وَاٰتَيْنَا مُوْسٰى

**આ ગ્રંથવાળા જો આજે તમારી પાસે માગણી કરી રહ્યાં છે કે તમે આકાશમાંથી તેમની ઉપર કોઈ લખાણ તેમની ઉપર ઉતારાવો[૧૮૧] તો આના કરતાં વધારે ગુનાહિત માગણીઓ આ લોકો અગાઉ મૂસા પાસે કરી ચૂકયાં છે. તેને તો આમણે કહ્યું હતું કે, અમને ખુદાને જાહેરમાં દેખાડી દો, અને આ જ વિદ્રોહના કારણે અચાનક તેમની ઉપર વીજળી ત્રાટકી[૧૮૨] હતી. પછી તેમણે વાછરડાને તેમનો ખુદા બનાવી લીધો, જો કે આ લોકો ખુલ્લી નિશાનીઓ જોઈ ગયેલાં હતાં.[૧૮૩] આમ છતાં પણ અમે તેમના પ્રત્યે દરગુજર દાખવી. અમે મૂસાને**

(૧૮૦) એટલે કે જે લોકો અલ્લાહ અને તેના પયગમ્બર ઉપર ઈમાન લાવશે તેમના હિસાબ લેવામાં અલ્લાહ કડકાઈ દાખવશે નહીં, બલ્કે તેમની સાથે ખૂબ જ નરમાશ અને દરગુજર દાખવશે.

(૧૮૧) મદીનાના યહૂદીઓ નબી સ.અ.વ. પાસે જે વિચિત્ર માગણીઓ કરતા હતાં તેમાંથી એક આ પણ હતી કે, અમે તમારી પયગમ્બરીનો ત્યાં સુધી સ્વીકાર કરીશું નહીં જયાં સુધી અમારી આંખોની સામે એક લેખિત પુસ્તક આકાશમાંથી ઊતરે નહીં અથવા અમારામાંથી દરેકના નામે એક લખાણ ઉપરથી ન આવી જાય કે આ મુહમ્મદ અમારા રસૂલ છે, તેમની ઉપર ઈમાન લાવો.

(૧૮૨) અહીં કોઈ કિસ્સાની વિગતો આપવાનો આશય નથી બલ્કે યહૂદીઓના અપરાધોની એક ટૂંકી યાદી રજૂ કરવાનો આશય છે. એટલા માટે તેમના કોમી ઇતિહાસના કેટલાક પ્રખ્યાત કિસ્સાઓ તરફ ઉપરછલ્લી રીતે ઇશારા કરવામાં આવ્યાં છે. આ આયતમાં એ કિસ્સાનો ઉલ્લેખ છે જે સૂરઃ બકરહની આયત - ૫૫ માં પણ આવી ગયો છે. (જૂઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક - ૭૧)

(૧૮૩) ખુલ્લી નિશાનીઓનો અર્થ એ નિશાનીઓ છે જે હઝરત મૂસા અ.સ.ને પયગમ્બર તરીકે નીમ્યા પછીથી લઈને ફિરઔનના ગરકાવ થવા સુધી અને બનીઇસ્રાઈલના ઇજિપ્તથી નીકળવા સુધી એક પછી એક એમની સામે દેખાતી રહી હતી. સ્પષ્ટ છે કે ઇજિપ્તના શક્તિશાળી સામ્રાજયના પંજામાંથી જેણે બનીઇસ્રાઈલને છોડાવ્યા હતાં એ કોઈ ગાયનું વાછરડું ન હતું બલ્કે અલ્લાહ, જગતનો પાલનહાર હતો. પરંતુ આ એ કોમની જૂઠપરસ્તીની પરાકાષ્ઠા હતી કે કુદરત અને તેની કૃપાની ઝળહળતી નિશાનીઓનો અનુભવ તેમજ દર્શન કરી લીધા પછી પણ જયારે નમી ત્યારે તેના ઉપકાર કરનાર ખુદાની સામે નહીં બલ્કે એક વાછરડાની ઘડી કાઢેલી મૂર્તિની સામે જ નમી.

سُلْطٰنًا مُّبِيْنًا ﴿۱۵۳﴾ وَ رَفَعْنَا فَوْقَهُمُ الطُّوْرَ بِمِيْثَاقِهِمْ وَ قُلْنَا
لَهُمُ ادْخُلُوا الْبَابَ سُجَّدًا وَّ قُلْنَا لَهُمْ لَا تَعْدُوْا فِي السَّبْتِ
وَ اَخَذْنَا مِنْهُمْ مِّيْثَاقًا غَلِيْظًا ﴿۱۵۴﴾ فَبِمَا نَقْضِهِمْ مِّيْثَاقَهُمْ وَ
كُفْرِهِمْ بِاٰيٰتِ اللّٰهِ وَ قَتْلِهِمُ الْاَنْۢبِيَآءَ بِغَيْرِ حَقٍّ وَّ قَوْلِهِمْ
قُلُوْبُنَا غُلْفٌ ؕ بَلْ طَبَعَ اللّٰهُ عَلَيْهَا بِكُفْرِهِمْ فَلَا يُؤْمِنُوْنَ

**સ્પષ્ટ ફરમાન આપ્યું અને આ લોકો ઉપર તૂરને ઉઠાવી એમની પાસેથી (એ ફરમાનના પાલનનો) વાયદો લીધો.[૧૮૪] અમે આમને હુકમ આપ્યો કે, દરવાજામાં સિજદો કરતાં કરતાં દાખલ થાઓ,[૧૮૫] અમે આમને કહ્યું કે સબ્તનો નિયમ ન તોડો અને આ માટે તેમની પાસેથી પાકો વાયદો લીધો.[૧૮૬] છેવટે આમના વાયદાભંગના કારણે, અને એ કારણે કે આમણે અલ્લાહની આયતોને ખોટી ઠેરવી, અને અનેક પયગમ્બરોની નાહક હત્યા કરી, અને એટલે સુધી કહ્યું કે અમારાં દિલો ગલેફોમાં સલામત છે[૧૮૭] — જો કે[૧૮૮] વાસ્તવમાં આમના કુફ્રના આચરણના કારણે અલ્લાહે આમના દિલોને મહોરબંધ કરી દીધાં છે અને આ જ કારણે આ લોકો ભાગ્યે જ ઈમાન**

(૧૮૪) સ્પષ્ટ ફરમાનનો અર્થ એ હુકમો છે જે હઝરત મૂસા અ.સ.ને પાટીઓ ઉપર લખીને આપવામાં આવ્યા હતાં. સૂરઃ આ'રાફના ૧૭મા રુકૂઅમાં આનો ઉલ્લેખ વધુ વિગતવાર રીતે આવશે. અને વાયદાનો અર્થ એ પાકો વાયદો છે જે તૂર પર્વતની તળેટીમાં બનીઇસ્રાઈલના પ્રતિનિધિઓ પાસેથી લેવામાં આવ્યો હતો. સૂરઃ બકરહની ૬૩મી આયતમાં આનો ઉલ્લેખ આવી ગયો છે અને આ'રાફની ૧૭૧મી આયતમાં ફરીથી આની તરફ ઈશારો આવશે.

(૧૮૫) જૂઓ, સૂરઃ બકરહ, આયત - ૫૮, ૫૯ અને નોંધ ક્રમાંક ૭૫

(૧૮૬) જૂઓ, સૂરઃ બકરહ, આયત - ૬૫, નોંધ ક્રમાંક ૮૨ અને ૮૩

(૧૮૭) યહૂદીઓના આ કથનની તરફ સૂરઃ બકરહની ૮૮મી આયતમાં પણ ઈશારો કરવામાં આવ્યો છે. હકીકતમાં આ લોકો બધા જ જૂઠપરસ્ત અજ્ઞાન લોકોની જેમ એ વાત માટે ગૌરવ કરતા હતાં કે જે વિચારો અને પૂર્વગ્રહો તથા રીત-રિવાજો અમે અમારા બાપદાદા પાસેથી મેળવ્યાં છે તેમની ઉપર અમારી શ્રદ્ધા એટલી મજબૂત છે કે કોઈ રીતે અમને એના ઉપરથી હટાવી શકાશે નહીં. જ્યારે પણ ખુદા તરફથી પયગમ્બરોએ આવીને તેમને સમજાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેમણે તેને આ જ જવાબ આપ્યો કે, તમે ગમે તે દલીલ લઈ આવો અને ગમે તે નિશાની લઈ આવો, અમે તમારી કોઈ વાતની અસર લઈશું નહીં, જે કંઈ માનીએ છીએ અને કરતાં આવ્યાં છીએ એ જ માનતાં રહીશું અને એ જ કરતાં રહીશું. (જૂઓ, સૂરઃ બકરહ, નોંધ ક્રમાંક-૯૪)

اِلَّا قَلِيْلًا ﴿١٥٥﴾ وَّ بِكُفْرِهِمْ وَ قَوْلِهِمْ عَلٰى مَرْيَمَ بُهْتَانًا عَظِيْمًا ﴿١٥٦﴾

**લાવે છે.— પછી[૧૮૯] તેમના કુફ્રમાં એટલા આગળ વધ્યાં કે મર્યમ ઉપર ભારે બોતાન મૂક્યું,[૧૯૦]**

(૧૮૮) આ મૂળ વિષય સાથે સંબંધ ન ધરાવતું વાકય છે.

(૧૮૯) આ કથન મૂળ પ્રવચન સાથે સંબંધ ધરાવે છે.

(૧૯૦) હઝરત ઈસા અ.સ.ના જન્મનો મામલો યહૂદી કોમમાં વાસ્તવમાં જરા પણ શંકાસ્પદ ન હતો. બલ્કે જે દિવસે તેઓ જન્મ્યા હતાં એ જ દિવસે અલ્લાહતઆલાએ સમગ્ર કોમને એ વાત માટે સાક્ષી બનાવી દીધી હતી કે આ એક અસાધારણ વ્યક્તિત્ત્વ ધરાવતું બાળક છે જેનો જન્મ એક ચમત્કારનું પરિણામ છે, નહીં કે કોઈ નૈતિક અપરાધનું. જયારે બનીઇસ્રાઈલના એક સૌથી ઉચ્ચ કુળની અને નામાંકિત ધાર્મિક પરિવારની અપરિણીત છોકરી ખોળામાં બાળક લઈને આવી અને કોમના મોટાં અને નાનાં, હજારોની સંખ્યામાં, લોકો તેના ઘરે ટોળા બનીને આવી ગયાં, ત્યારે છોકરીએ તેમના સવાલોનો જવાબ આપવાને બદલે મૌન રાખીને આ નવજાત બાળકની તરફ ઈશારો કરી દીધો કે, આ તમને જવાબ આપશે. ટોળાએ આશ્ચર્યચકિત થઈને કહ્યું કે, આ બાળકને અમે શું પૂછીએ જે પારણામાં સૂઈ રહ્યો છે. પરંતુ એકાએક એ બાળકને વાચા ફૂટી, અને તેણે ખૂબ જ સ્પષ્ટ અને શુદ્ધ ભાષામાં ટોળાને ઉદ્દેશીને કહ્યું કે 'اِنِّيْ عَبْدُ اللّٰهِ ۔ اٰتٰنِيَ الْكِتٰبَ وَجَعَلَنِيْ نَبِيًّا ۔ (سورهء مريم ركوع ٢)'. ''હું અલ્લાહનો બંદો છું, અલ્લાહે મને ગ્રંથ આપ્યો છે અને નબી બનાવ્યો છે.'' (સૂરઃ મર્યમ, રુકૂઅ - ૨) આવી રીતે અલ્લાહતઆલાએ એ શંકાનું મૂળ કાયમ માટે કાપી નાખ્યું હતું જે મસીહના જન્મ વિષે પેદા થઈ શકતું હતું. આ જ કારણ છે કે હઝરત ઈસા અ.સ. યુવાવસ્થાએ પહોંચ્યાં ત્યાં સુધી કયારેય કોઈએ પણ ન તો હઝરત મર્યમ અ.સ. ઉપર વ્યભિચારનો આરોપ મૂકયો, ન તો હઝરત ઈસા અ.સ.ને ગેરકાનૂની જન્મનું મ્હેણું માર્યું. પરંતુ જયારે ત્રીસ વર્ષની ઉંમરે પહોંચીને પયગમ્બરીના કામની શરૂઆત કરી, અને જયારે તેમણે યહૂદીઓના દુરાચારો સામે ઠપકો આપવા માંડયો, તેમના વિદ્વાનો અને ધાર્મિક કાનૂનશાસ્ત્રીઓને તેમના આડંબરો માટે ટોકયાં, તેમના સામાન્ય લોકો અને આગેવાનો બધાં ને એ નૈતિક પતન સામે ચેતવ્યાં જેમાં તેઓ પડી ગયા હતાં, અને એ જોખમભર્યા રસ્તા તરફ તેમને બોલાવ્યાં જેમાં ખુદાના દીનને વ્યવહારમાં અમલી બનાવવા માટે દરેક પ્રકારની કુરબાનીઓ સહન કરવી પડતી હતી અને દરેક મોરચે શૈતાની શક્તિઓનો સામનો કરવાનો હતો, ત્યારે આ નફફટ અપરાધીઓ સચ્ચાઈના અવાજને દબાવવા માટે દરેક નાપાકમાં નાપાક હથિયાર વાપરવા ઉપર ઉતરી આવ્યાં. એ વખતે તેમણે એ વાત કહી જે ત્રીસ વર્ષ સુધી કહી ન હતી કે, મર્યમ અ.સ., મઆઝલ્લાહ, વ્યભિચારિણી છે અને ઈસા ઇબ્નેમર્યમ વ્યભિચારનું સંતાન. જો કે આ અત્યાચારીઓ ખાતરીપૂર્વક જાણતા હતાં કે આ મા-દીકરા બંને આ ગંદકીથી સાવ પાક છે. તેથી હકીકતમાં તેમનો આ આક્ષેપ કોઈ સાચી શંકાના પરિણામે ન હતો જે તેમના દિલોમાં હોય, બલ્કે આ તો સદંતર ખોટો આક્ષેપ હતો જે તેમણે ઈરાદાપૂર્વક, ફકત સત્યના વિરોધ માટે, ઘડી કાઢયો હતો. આથી જ અલ્લાહતઆલાએ આને અન્યાય અને જૂઠના બદલે કુફ્ર ઠરાવ્યું છે, કેમ કે આ આક્ષેપ કરવાનો તેમનો હેતુ ખુદાના દીનનો રસ્તો રોકવાનો હતો, નહીં કે એક નિર્દોષ મહિલા ઉપર આક્ષેપ મૂકવાનો.

وَّ قَوۡلِهِمۡ اِنَّا قَتَلۡنَا الۡمَسِيۡحَ عِيۡسَى ابۡنَ مَرۡيَمَ رَسُوۡلَ اللّٰهِ‌ ۚ وَمَا قَتَلُوۡهُ وَمَا صَلَبُوۡهُ وَلٰـكِنۡ شُبِّهَ لَهُمۡ‌ ؕ وَاِنَّ الَّذِيۡنَ

**અને પોતે જ બોલ્યાં કે, અમે મસીહ, ઈસા ઈબ્નેમર્યમ, પયગમ્બરની હત્યા કરી દીધી છે.[૧૯૧] — જો કે[૧૯૨] હકીકતમાં તેમણે ન તો તેની હત્યા કરી ન તો શૂળી ઉપર ચઢાવ્યો બલ્કે મામલો તેમના માટે શંકાસ્પદ બનાવી દેવામાં આવ્યો.[૧૯૩] અને જે લોકોએ**

(૧૯૧) એટલે કે અપરાધ કરવાની હિંમત એટલી હદે વધી ગઈ હતી કે રસૂલને રસૂલ તરીકે જાણતા હતાં તો પણ તેની હત્યા માટેના પગલાં લીધાં અને ગર્વથી કહ્યું કે, અમે અલ્લાહના રસૂલની હત્યા કરી છે. ઉપર અમે પારણાના કિસ્સાનો જે દાખલો આપ્યો છે તેના ઉપર વિચાર કરવાથી આ વાત સ્પષ્ટ થઈ જાય છે કે યહૂદીઓ માટે મસીહ અ.સ.ની પયગમ્બરીમાં શંકા કરવા માટેની કોઈ ગુંજાશ રહી ન હતી. આ ઉપરાંત, જે સ્પષ્ટ નિશાનીઓ તેમણે હઝરત ઈસા અ.સ. પાસેથી જોઈ, (જેનો ઉલ્લેખ સૂરઃ આલેઈમરાનના પાંચમા રુકૂઅમાં આવી ગયો છે) ત્યારપછી તો આ બાબત શંકાથી તદ્દન પર થઈ ગઈ હતી કે તેઓ અલ્લાહના પયગમ્બર છે. એટલા માટે હકીકત આ છે કે તેમણે જે કંઈ હઝરત ઈસા અ.સ. સાથે કર્યું તે કોઈ ગેરસમજના કારણે ન હતું બલ્કે તેઓ સારી રીતે જાણતા હતાં કે અમે આ અપરાધ એ માણસ સાથે આચરી રહ્યાં છીએ જે અલ્લાહ તરફથી પયગમ્બર બનીને આવ્યો છે.

બહારથી તો આ વાત ઘણી વિચિત્ર લાગે છે કે કોઈ કોમ એક માણસને નબી જાણવા અને માનવા છતાં તેની હત્યા કરી નાખે. પરંતુ હકીકત આ છે કે બગડેલી કોમોના રંગઢંગ હોય છે જ વિચિત્ર ! તે પોતાની વચ્ચે કોઈ એવા માણસને સહન કરવા માટે તૈયાર જ નથી હોતી જે તેમના દૂષણો બદલ તેમની ટીકા કરે અને ખોટાં કામો કરવાથી રોકે. આવા લોકો, પછી તેઓ નબી જ કેમ ન હોય, હંમેશાં દુરાચારી કોમોમાં કેદ અને મૃત્યુદંડની સજાઓ મેળવતાં રહ્યાં છે. તલમૂદમાં લખ્યું છે કે, બખ્તનસર્ર દ્વારા જ્યારે બૈતલમકદિસને જીતી લેવામાં આવ્યું ત્યારે તે હૈકલસુલૈમાનીમાં દાખલ થયો અને તેમાં ફરવા લાગ્યો. બરાબર બલિની વેદીની સામે એક જગ્યાએ દીવાલ ઉપર એક તીરનું નિશાન તેણે જોયું. તેણે યહૂદીઓને પૂછ્યું કે, આ શાનું નિશાન છે ? તેમણે જવાબ આપ્યો, "અહીં ઝકરિય્યાહ નબીને અમે મારી નાખ્યો હતો, તે અમારી બૂરાઈઓ અંગે અમને ઠપકો આપતો હતો. છેવટે અમે તેના ઠપકાથી કંટાળી ગયાં ત્યારે અમે તેને મારી નાખ્યો." બાઈબલમાં યર્મિયાહ નબી વિષે લખ્યું છે કે જ્યારે બનીઈસ્રાઈલની અનૈતિકતાના કામો હદ વટાવી ગયાં અને હઝરત યર્મિયાહે તેમને ચેતવ્યાં કે, આ કર્મોના બદલામાં ખુદા તમને બીજી કોમોના હાથે બરબાદ કરાવી દેશે ત્યારે તેમની ઉપર આરોપ મૂકવામાં આવ્યો કે આ માણસ કસદીઓ (કુલદાનીઓ) ની સાથે ભળી ગયેલો છે અને કોમનો ગદ્દાર છે. આ આરોપ હેઠળ તેમને જેલમાં મોકલી દેવામાં આવ્યાં. ખુદ હઝરત મસીહ અ.સ.ને શૂળીએ ચઢાવવાનો કિસ્સો બન્યો તેના બે અઢી વર્ષ પહેલાં જ હઝરત યહ્યાનો મામલો બની ગયો હતો. યહૂદીઓ સામાન્ય રીતે તેમને નબી માનતા હતાં અને ઓછામાં ઓછું એટલું તો માનતા જ હતાં કે તેઓ તેમની કોમના સૌથી સદાચારી માણસોમાના એક છે પરંતુ જ્યારે તેમણે હિરોદિયસ (યહૂદીયા રાજ્યનો વડો) ના દરબારમાં ચાલતા દુરાચારોની ટીકા કરી ત્યારે તે સહન કરવામાં ન

اخْتَلَفُوْا فِيْهِ لَفِيْ شَكٍّ مِّنْهُ ۭ مَا لَهُمْ بِهٖ مِنْ عِلْمٍ اِلَّا اتِّبَاعَ الظَّنِّ ۚ وَمَا قَتَلُوْهُ يَقِيْنًا ۝ۙ۱۵۷ بَلْ رَّفَعَهُ اللّٰهُ

**આના વિષે મતભેદ કર્યો છે તે પણ ખરેખર શંકામાં પડેલાં છે, તેમની પાસે આ મામલા અંગે કોઈ જાણકારી નથી, માત્ર અનુમાનનું જ અનુસરણ છે.[૧૯૪] ચોક્કસપણે તેમણે મસીહની હત્યા નથી કરી બલ્કે અલ્લાહે તેને પોતાની તરફ**

આવી. પહેલાં જેલમાં મોકલવામાં આવ્યાં, અને પછી રાજાની પ્રેમિકાની માગણી થતાં તેમનું માથું ઉડાવી દેવામાં આવ્યું. યહૂદીઓના આ નોંધાયેલા ભૂતકાળને જોતાં આ કોઈ નવાઈની વાત નથી કે તેમણે તેમના અભિમાનમાં મસીહને શૂળીએ દીધા પછી છાતી ઠોકીને કહ્યું હોય કે, ''અમે અલ્લાહના રસૂલને કતલ કરી નાખ્યો છે.''

(૧૯૨) ફરીથી આ પ્રસ્તુત વિષય સાથે સંબંધ ન ધરાવતું વધારાનું વાકય છે.

(૧૯૩) આ આયત સ્પષ્ટતા કરે છે કે હઝરત મસીહ અ.સ.ને શૂળી ઉપર ચઢાવવામાં આવે તે પહેલાં જ ઉઠાવી લેવામાં આવ્યા હતાં, અને ખ્રિસ્તીઓ અને યહૂદીઓ બન્ને જે આ માન્યતા ધરાવે છે કે મસીહે શૂળી ઉપર પ્રાણ આપ્યા તે માત્ર ગેરસમજ ઉપર આધારિત છે. કુર્આન અને બાઇબલના વર્ણનોની સરખામણી કરીને વાંચવાથી આપણને સમજાય છે કે પીલાતુસની અદાલતમાં તો તેમને જ હાજર કરવામાં આવ્યા હતાં, પરંતુ જયારે તેણે મૃત્યુદંડની સજા સંભળાવી દીધી અને જયારે યહૂદીઓએ મસીહ અ.સ. જેવા પવિત્ર આત્મા ધરાવતા માણસના મુકાબલામાં એક ડાકુના પ્રાણને વધુ કિંમતી ઠરાવીને તેમની સત્યની દુશ્મનાવટ અને જૂઠપ્રિયતા ઉપર અંતિમ મહોર પણ મારી દીધી, તે વખતે અલ્લાહતઆલાએ કોઈક ક્ષણે આપને ઉઠાવી લીધાં. પાછળથી યહૂદીઓએ જે માણસને શૂળીએ ચઢાવ્યો તે આપનું પવિત્ર શરીર ન હતું બલ્કે બીજો કોઈ માણસ હતો જેને કોણ જાણે કયા કારણસર એ લોકોએ ઈસા ઇબ્ને મર્યમ માની લીધો. આમ છતાં તેમનો અપરાધ આનાથી ઓછો થતો નથી. કેમ કે જેને તેમણે કાંટાળો તાજ પહેરાવ્યો, જેના મોઢા પર થૂકયાં અને જેને અપમાનજનક રીતે શૂળીએ ચઢાવ્યો તેને તેઓ ઈસા ઇબ્ને મર્યમ જ માની રહ્યા હતાં. હવે એ જાણવા માટે આપણી પાસે કોઈ માધ્યમ નથી કે આ મામલો કેવી રીતે શંકાસ્પદ બની ગયો. એ બાબતમાં જાણકારીનું કોઈ વિશ્વસનીય માધ્યમ ન હોવાથી એકલી કલ્પના અને અંદાજ તથા અફવાઓના આધારે એવું કહી શકાય નહીં કે એ શંકા કયા પ્રકારની હતી કે જેના આધારે યહૂદીઓએ માની લીધું કે તેમણે ઈસા ઇબ્ને મર્યમને શૂળીએ ચઢાવ્યો છે જો કે ઈસા ઇબ્ને મર્યમ અ.સ. તેમના હાથમાંથી નીકળી ગયા હતાં.

(૧૯૪) મતભેદ કરનારા લોકોનો આશય ખ્રિસ્તીઓ છે. તેમની અંદર મસીહ અ.સ.ના શૂળીએ દેવાયા અંગે કોઈ એક કથન નથી બલ્કે સંખ્યબંધ કથનો જોવા મળે છે જેની મોટી સંખ્યા એ વાતની દલીલ છે કે સાચી હકીકત તેમના માટે પણ શંકાસ્પદ જ રહી. એમાંથી કોઈ કહે છે કે, જે માણસને શૂળીએ ચઢાવવામાં આવ્યો તે મસીહ ન હતો બલ્કે મસીહના રૂપમાં બીજો કોઈ હતો જેને યહૂદીઓ અને રોમન સૈનિકો અપમાનજનક રીતે શૂળીએ ચઢાવી રહ્યા હતાં અને મસીહ ત્યાં જ કોઈ જગ્યાએ ઊભો ઊભો તેમની મૂર્ખાઈ ઉપર હસી રહ્યો હતો. કોઈ કહે છે કે, શૂળીએ તો મસીહને જ ચઢાવવામાં આવ્યો હતો પરંતુ તેનું અવસાન શૂળી

اِلَيۡهِ‌ؕ وَكَانَ اللّٰهُ عَزِيۡزًا حَكِيۡمًا ﴿۱۵۸﴾ وَاِنۡ مِّنۡ اَهۡلِ الۡكِتٰبِ اِلَّا

**ઉઠાવી લીધો,[૧૯૫] અલ્લાહ ભારે જોરાવર અને ડહાપણવાળો છે. અને ગ્રંથવાળાઓમાંથી કોઈ એવો નહીં હોય**

ઉપર થયું નથી બલ્કે ઉતારી લીધા પછી તેની અંદર જીવ હતો. કોઈ કહે છે કે, તેમણે શૂળી ઉપર જીવ આપ્યો અને પછી પાછળથી તે જીવી ઉઠ્યાં અને લગભગ દસ વખત તેમના અલગ અલગ હવારીઓને મળ્યાં અને વાતો કરી. કોઈ કહે છે કે, શૂળી ઉપરનું મૌત મસીહના માનવ શરીરને આવ્યું અને તે દફન થયું પરંતુ ખુદાઈનો આત્મા જે તેમાં હતો તેને ઉઠાવી લેવામાં આવ્યો. અને કોઈ કહે છે કે, મરી ગયા પછી મસીહ અ.સ. શરીર સાથે જીવતા થયાં અને શરીર સમેત ઉઠાવી લેવામાં આવ્યાં. દેખીતું છે કે જો આ લોકોની પાસે હકીકતની જાણકારી હોત તો આટલી ભિન્ન વાતો તેમની અંદર પ્રચલિત ન હોત.

**(૧૯૫)** મામલાની સાચી હકીકત આ છે જે અલ્લાહતઆલાએ જણાવી છે. આમાં ખૂબ જ સ્પષ્ટપણે જે વસ્તુ જણાવવામાં આવી છે તે માત્ર આ છે કે હઝરત મસીહ અ.સ. ને મારી નાખવામાં યહૂદી લોકો સફળ થયા નહીં અને અલ્લાહતઆલાએ તેમને પોતાની તરફ ઉઠાવી લીધાં. હવે સવાલ એ થાય છે કે તેમને ઉઠાવી લેવાની કેફિયત કેવી હતી, તો આના વિષે કોઈ વિગતો કુર્આનમાં જણાવવામાં આવી નથી. કુર્આન ન તો આ વાતની સ્પષ્ટતા કરે છે કે અલ્લાહ તેમને શરીર અને આત્માની સાથે પૃથ્વી ઉપરથી ઉઠાવીને આકાશોમાં કયાંક લઈ ગયો અને ન તો સ્પષ્ટ રીતે કહે છે કે તેમણે ધરતી ઉપર કુદરતી મોત મેળવ્યું અને માત્ર તેમનો આત્મા ઉઠાવી લેવામાં આવ્યો. એટલા માટે કુર્આનના આધારે ન તો આમાંથી કોઈ એકનો સાવ ઈનકાર કરી શકાય છે ન તો હકારમાં જવાબ આપી શકાય છે. પરંતુ કુર્આનની વર્ણનશૈલી ઉપર વિચાર કરવાથી આ વાત તદ્દન સ્પષ્ટપણે અનુભવાય છે કે તેમને ઉઠાવવાની કેફિયત અને પદ્ધતિ ગમે તે હોય, એટલું તો જરૂર છે કે મસીહ અ.સ.ની સાથે અલ્લાહે કોઈ એવો મામલો જરૂર કર્યો છે જે અસાધારણ પ્રકારનો છે. આ અસાધારણપણું ત્રણ વસ્તુઓ દ્વારા વ્યકત થાય છે. :

એક આ કે, ખ્રિસ્તીઓમાં મસીહ અ.સ.ના શરીર અને આત્મા સહિત ઉઠાવવાની માન્યતા પહેલાંથી જ હતી અને એ કારણોમાંથી હતી કે જેના લીધે એક મોટો વર્ગ મસીહની ખુદાઈમાં માનતો થયો છે, આમ છતાં કુર્આને આનું સ્પષ્ટ રીતે ખંડન કર્યું છે એટલું જ નહીં બલ્કે એ જ ''રફઅ'' **رفع** (Ascension) શબ્દનો પ્રયોગ કર્યો જેનો ખ્રિસ્તીઓ આ કિસ્સા માટે ઉપયોગ કરે છે. કુર્આનની આ ખૂબી છે કે જયારે તે કોઈ વિચારનું ખંડન કરવા માગતું હોય અને પછી એવી ભાષાનો પ્રયોગ કરે જે એ વિચારને વધુ મજબૂતાઈ આપનાર હોય.

બીજું આ કે, જો મસીહ અ.સ.નું ઉઠાવવું એવું જ ઉઠાવવું હોત જેમ કે દરેક મરનારને ઉઠાવવામાં આવે છે, અથવા આ રફઅનો અર્થ માત્ર દરજ્જાઓ અને હોદ્દાની ઊંચી કક્ષા હોત જેમ કે હઝરત ઈદ્રીસ અ.સ.ના વિષે કહેવામાં આવ્યું કે ' **وَرَفَعۡنٰهُ مَكَانًا عَلِيًّا** ', તો આ વિષયને વર્ણવવાની શૈલી આવી ન હોત જે આપણે અહીં જોઈ રહ્યાં છીએ. તેને વર્ણવવા માટે વધુ યોગ્ય શબ્દો આવા હોઈ શકત કે ''ચોકકસપણે તેમણે મસીહને કતલ કર્યો નથી બલ્કે અલ્લાહે તેને જીવતો બચાવી લીધો અને પછી કુદરતી મોત આપ્યું. યહૂદીઓએ તેનું અપમાન કરવા ઈચ્છયું હતું પરંતુ અલ્લાહે તેને ઉચ્ચ દરજ્જો એનાયત કર્યો.''

ત્રીજું આ કે, આ ઉઠાવવું એવું જ સાધારણ પ્રકારનો ઉઠાવવું હોત જેને આપણે રૂઢિપ્રયોગમાં કોઈ

لَيُؤْمِنَنَّ بِهٖ قَبْلَ مَوْتِهٖ ۚ وَيَوْمَ الْقِيٰمَةِ يَكُوْنُ عَلَيْهِمْ شَهِيْدًا ۚ﴿۱۵۹﴾

**જે તેના મૃત્યુની પહેલાં તેની ઉપર ઈમાન નહીં લઈ આવે[૧૯૬] અને કયામતના દિવસે તે તેમના માટે સાક્ષી આપશે,[૧૯૭]**

મરનાર માટે બોલીએ છીએ કે તેને અલ્લાહે ઉઠાવી લીધો, તો આનો ઉલ્લેખ કર્યા પછી આ વાકય બિલકુલ અયોગ્ય હતું કે "અલ્લાહ મોટો જોરાવર અને ડહાપણવાળો છે". આ તો માત્ર એવી કોઈ ઘટના પછી જ યોગ્ય હોઈ શકે કે જેમાં તેની જોરાવર શક્તિ અને તેના ડહાપણનું અસાધારણ પ્રદર્શન થયું હોય.

આના જવાબમાં કુર્આનમાંથી જો કોઈ દલીલ રજૂ કરી શકાતી હોય તો તે બહુ બહુ તો આટલી જ છે કે સૂરઃ આલેઈમરાનમાં અલ્લાહતઆલાએ મુતવફ્ફીક مُتَوَفِّيْكَ શબ્દનો ઉપયોગ કર્યો છે. (આયત-૫૫). પરંતુ જેમ ત્યાં અમે નોંધ ક્રમાંક - ૫૧ માં સ્પષ્ટતા કરી ગયાં છીએ, આ શબ્દ કુદરતી મૃત્યુના અર્થમાં જ નહીં બલ્કે પ્રાણ પાછા લેવા અને આત્મા અને શરીર પાછા લેવા, બન્ને તરફ દોરી જઈ શકે છે. એટલા માટે આ એ શકયતાઓને રદ કરી દેવા માટે પૂરતું નથી જે અમે ઉપર વર્ણવી છે. કેટલાક લોકો, કે જેમને મસીહના કુદરતી મોત માટે આગ્રહ છે, તેઓ સવાલ કરે છે કે શું તવફ્ફા تَوَفِّی નો શબ્દ આત્મા અને શરીર પાછા લઈ લેવા માટે વપરાવવાનો બીજો પણ કોઈ દાખલો છે ? પરંતુ જયારે શરીર અને આત્મા પાછા લઈ લેવાની ઘટના સમગ્ર માનવજાતિના ઈતિહાસમાં એક જ વખત બની હોય ત્યારે આ શબ્દના ઉપયોગનો બીજો દાખલો માગવો સાવ અર્થ વગરની વાત છે. બલ્કે એ જોવું જોઈએ કે શું શબ્દકોશ મુજબ આવા શબ્દપ્રયોગની ગુંજાશ છે કે કેમ ? જો હોય તો માનવું પડશે કે કુર્આને શારીરિક ઉઠાવવાના અકીદાનું સાવ ખંડન કરવાને બદલે આ શબ્દપ્રયોગ કરીને એ શકયતાઓમાં એક બીજી શકયતાનો ઉમેરો કરી દીધો છે જેનાથી આ માન્યતાને ઊલટાનું સમર્થન મળે છે, નહીં તો કોઈ કારણ ન હતું કે તે "મૌત"ના સ્પષ્ટ શબ્દને છોડીને વફાતના દ્વિઅર્થી શબ્દનો આવા પ્રસંગે પ્રયોગ કરત જયાં શારીરિક ઉઠાવવાની માન્યતા પહેલાંથી જ પ્રચલિત હતી અને એક બગડેલી માન્યતા, એટલે કે મસીહની ખુદાઈની માન્યતાનું કારણ બની રહી હતી. પછી શારીરિક ઉઠાવવાની આ માન્યતાને વધુ મજબુતાઈ એ સંખ્યાબંધ હદીસોમાંથી મળે છે જે કયામતની પહેલાં હઝરત ઈસા ઈબ્ને મર્યમ અ.સ.ના ફરીથી દુનિયામાં આવવાન અને દજ્જાલ સાથે યુદ્ધ કરવાની સ્પષ્ટતા કરે છે. (સૂરઃ અહ્ઝાબની તફસીરની પુરવણીમાં અમે આ હદીસો નોંધી છે). એ હદીસો ઉપરથી હઝરત ઈસા અ.સ.નું બીજું આગમન તો ચોકકસપણે સાબિત થયેલું છે. હવે કોઈપણ માણસ આ જોઈ શકે છે કે શું તેમનું મરી ગયા પછી બીજીવાર આ દુનિયામાં આવવાનું અનુમાનની વધારે નજીક લાગે છે કે જીવતા ખુદાની સૃષ્ટિમાં કયાંક મોજૂદ હોવું અને ફરી પાછા આવવું ?

**(૧૯૬)** આ કથનના બે અર્થ આપવામાં આવ્યાં છે અને શબ્દોમાં બન્નેનો સમાન અવકાશ રહેલો છે. એક અર્થ એ જે અમે અનુવાદમાં લીધો છે, અને બીજો એ કે, "ગ્રંથવાળાઓમાંથી કોઈ એવો નથી જે પોતાની મોતની પહેલાં મસીહ ઉપર ઈમાન ન લઈ આવે". ગ્રંથવાળાનો અર્થ યહૂદીઓ છે અને બની શકે કે ખ્રિસ્તીઓ પણ હોય. પહેલા અર્થની રીતે અર્થઘટન આ થશે કે મસીહને જયારે કુદરતી મોત આવશે એ વખતે જેટલા ગ્રંથવાળા હયાત હશે એ તમામ તેમની ઉપર (એટલે કે તેમની પયગમ્બરી ઉપર) ઈમાન લાવી ચૂકયાં હશે. બીજા અર્થની દ્રષ્ટિએ અર્થઘટન આ થશે કે બધા જ ગ્રંથવાળા ઉપર મરતાં પહેલાં મસીહની પયગમ્બરીની હકીકત

فَبِظُلْمٍ مِّنَ الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا عَلَيْهِمْ طَيِّبٰتٍ اُحِلَّتْ
لَهُمْ وَبِصَدِّهِمْ عَنْ سَبِيْلِ اللّٰهِ كَثِيْرًا ۙ﴿۱۶۰﴾ وَّاَخْذِهِمُ
الرِّبٰوا وَقَدْ نُهُوْا عَنْهُ وَاَكْلِهِمْ اَمْوَالَ النَّاسِ بِالْبَاطِلِ ؕ

**— ટૂંકમાં,[૧૯૮] આ યહૂદી બની જનારા લોકોના આ જ જુલમી વર્તનના કારણે, અને આ કારણે કે તેઓ વારંવાર અલ્લાહના માર્ગથી રોકે છે,[૧૯૯] અને વ્યાજ લે છે જેની તેમને મનાઈ કરવામાં આવી હતી,[૨૦૦] અને લોકોના માલ ખોટી રીતે ખાય છે, અમે એ અનેક પાક વસ્તુઓ તેમના માટે હરામ કરી દીધી જે પહેલાં તેમના માટે હલાલ હતી,[૨૦૧]**

જાહેર થઈ જાય છે અને તેઓ મસીહ ઉપર ઈમાન લઈ આવે છે, પરંતુ આવું એ સમયે થાય છે જયારે ઈમાન લાવવું ફાયદાકારક થઈ શકતું નથી. બન્ને અર્થ સંખ્યાબંધ સહાબીઓ, તાબેઈન અને અગ્રણી તફસીરકર્તાઓ દ્વારા નોંધાયેલાં છે અને સાચો અર્થ તો માત્ર અલ્લાહ જ જાણે છે.

(૧૯૭) એટલે કે યહૂદીઓ અને ખ્રિસ્તીઓએ મસીહ અ.સ.ની સાથે તથા તેમના સંદેશની સાથે, જે આપ લાવ્યા હતાં, જે વ્યવહાર કર્યો છે તે અંગે મસીહ અ.સ. અલ્લાહતઆલાની અદાલતમાં સાક્ષી આપશે. આ સાક્ષીની થોડી વિગતો આગળ જતાં સૂરઃ માઈદહના છેલ્લા રુકૂઅમાં આવવાની છે.

(૧૯૮) પ્રસ્તુત વિષય સાથે સંબંધ ન ધરાવતું વાકય પૂરૂં થઈ ગયા પછી અહીંથી ફરી એ જ પ્રવચનનો ક્રમ શરૂ થાય છે જે ઉપરથી ચાલ્યો આવતો હતો.

(૧૯૯) એટલે કે એટલેથી જ અટકતાં નથી કે પોતે અલ્લાહના રસ્તેથી ચલિત થયેલાં છે, બલ્કે એવા નફફટ અપરાધી બની ગયેલાં છે કે દુનિયામાં ખુદાના બંદાઓને ગેરમાર્ગે દોરવા માટે જે કોઈ આંદોલન પણ ઊભી થાય છે, મોટાભાગે તેની પાછળ યહૂદી દિમાગ અને યહૂદી પૈસો જ કામ કરતાં દેખાય છે, અને સત્યમાર્ગ તરફ બોલાવવા માટે જે આંદોલન પણ શરૂ થાય છે તેની સામે, મોટાભાગે, આ યહૂદીઓ જ સૌથી આગળ રહીને અવરોધક બને છે. જો કે આ અભાગાઓ અલ્લાહની કિતાબના માનનારા તથા નબીઓના વારસદાર છે. તેમનો સૌથી તાજેતરનો અપરાધ એ સામ્યવાદી આંદોલન છે જેને યહૂદી દિમાગોએ ઘડી કાઢયો અને યહૂદી આગેવાનોએ જ તેને વિકસાવ્યો છે. આ કહેવાતા ગ્રંથવાળાઓના નસીબમાં આ અપરાધ પણ લખાયેલું હતું કે દુનિયાના ઈતિહાસમાં પહેલી વખત જે જીવનવ્યવસ્થા અને રાજયવ્યવસ્થા ખુદાના સ્પષ્ટ ઈનકાર ઉપર, ખુદા સામે ખુલ્લી દુશ્મનાવટ ઉપર, ખુદાપરસ્તીને નષ્ટ કરવાના જાહેર એલાન અને ઈરાદા સાથે રચવામાં આવી તેના સ્થાપક, ઘડવૈયા અને નાયકો મૂસા અ.સ.ના અનુયાયીઓ છે. સામ્યવાદ પછી આધુનિક યુગમાં ગુમરાહીઓનો બીજો સ્તંભ ફ્રોઈડની વિચારધારા છે અને મજાની વાતતો આ છે કે તે પણ બનીઇસ્રાઈલમાંનો જ એક માણસ હતો.

(૨૦૦) તૌરાતમાં સ્પષ્ટ શબ્દોમાં આ હુકમ મોજૂદ છે :

"જો તું મારા લોકોમાંથી કોઈ પણ મોહતાજને કે જે તારી પાસે રહેતો હોય, કરજ આપે તો તેની સાથે

وَ اَعْتَدْنَا لِلْكٰفِرِيْنَ مِنْهُمْ عَذَابًا اَلِيْمًا ﴿١٦١﴾ لٰكِنِ الرّٰسِخُوْنَ
فِى الْعِلْمِ مِنْهُمْ وَ الْمُؤْمِنُوْنَ يُؤْمِنُوْنَ بِمَاۤ اُنْزِلَ اِلَيْكَ
وَ مَاۤ اُنْزِلَ مِنْ قَبْلِكَ وَ الْمُقِيْمِيْنَ الصَّلٰوةَ وَ الْمُؤْتُوْنَ

**અને જે લોકો આમાંથી કાફિર છે તેમના માટે અમે પીડાકારી યાતના તૈયાર કરી રાખી છે.[૨૦૨] પરંતુ તેમની અંદર જે લોકો પાકું જ્ઞાન ધરાવે છે અને ઈમાનવાળાં છે તે બધાં એ શિક્ષણ ઉપર ઈમાન લાવે છે જે તમારી તરફ ઉતારવામાં આવ્યું છે અને જે તમારી પહેલાં ઊતારવામાં આવ્યું હતું.[૨૦૩] આવી રીતે ઈમાન લાવનારાં અને નિયમિત રીતે નમાઝ અને ઝકાતનું**

---

લેણદારની જેમ વ્યવહાર ન કરતો અને ન તો તેની પાસેથી વ્યાજ લેજે. જો તું કોઈ વખતે તારા પાડોશીના કપડાં ગીરવે રાખી પણ લે તો સૂરજ આથમતાં સુધી તેને પાછા આપી દેજે કેમ કે ફકત તે એક જ તેનું ઓઢવાનું છે, તેના શરીરનું એ જ પોશાક છે. પછી તે શું ઓઢીને સૂઈ જશે. પછી, જયારે તે ફરિયાદ કરશે તો હું તેની સાંભળીશ કેમ કે હું મહેરબાન છું. (નિર્ગમન : પ્રકરણ - ૨૨ : ૨૫ થી ૨૭)

આ ઉપરાંત બીજી પણ ઘણી જગ્યાએ તૌરાતમાં વ્યાજના નિષેધનો હુકમ આવેલો છે. આમ છતાં આ જ તૌરાતના માનનારા યહૂદીઓ આજે દુનિયાના સૌથી મોટા વ્યાજખોર છે અને પોતાની કંજૂસાઈ અને હૃદયની કઠોરતા માટે દ્રષ્ટાંતરૂપ બની ગયાં છે.

**(૨૦૧)** અત્રે લગભગ એ જ વિષય તરફ સંકેત છે જે આગળ સૂરઃ અન્‌આમની આયત ૧૪૬ માં આવવાનો છે. એટલે કે બનીઇસ્રાઈલ માટે એ બધાં જ જનાવરો હરામ કરી દેવામાં આવ્યાં જેમને નખ હોય છે, અને તેમની ઉપર ગાય અને બકરીની ચરબી પણ હરામ કરી દેવામાં આવી. આ ઉપરાંત શકય છે કે ઈશારો એ બીજા બંધનો અને સખ્તાઈઓ તરફ પણ હોય જે યહૂદી કાયદામાં જોવા મળે છે. કોઈ પણ વર્ગ માટે જીવનના ક્ષેત્રને સાંકડું કરી દેવામાં આવે તો તે હકીકતમાં તેના માટે એક પ્રકારની સજા જ છે. (વિગતવાર ચર્ચા માટે જૂઓ, સૂરઃ અન્‌આમ, નોંધ ક્રમાંક - ૧૨૨)

**(૨૦૨)** એટલે કે આ કોમના જે લોકો ઈમાન અને આજ્ઞાપાલનથી ચલિત થઈ ગયાં છે અને બગાવત અને ઇનકારના રસ્તા પર કાયમ છે, તેમના માટે ખુદા તરફથી પીડાજનક સજા તૈયાર છે, દુનિયામાં પણ અને આખિરતમાં પણ. દુનિયામાં જે દાખલારૂપ સજા તેમને મળી, અને મળી રહી છે, તે કયારેય કોઈ બીજી કોમને મળી નથી. ૨૦૦૦ વર્ષ થઈ ગયાં છતાં ધરતી ઉપર કયાંય તેમને સન્માનજનક ઠેકાણું હજુ સુધી મળ્યું નથી. દુનિયામાં વેરવિખેર કરી દેવામાં આવ્યાં છે અને દરેક જગ્યાએ નિરાશ્રિત છે. કોઈ જમાનો એવો જતો નથી જેમાં તેઓ દુનિયાના કોઈને કોઈ ભાગમાં અપમાનજનક રીતે બરબાદ કરી દેવામાં આવતાં ન હોય અને તેમની અમીરી છતાં કોઈ જગ્યા એવી નથી જયાં તેમને માનની નજરથી જોવામાં આવતાં હોય. ગજબની વાત તો આ છે કે કોમો પેદા થાય છે અને ખતમ પણ જાય છે પરંતુ આ કોમને મોત પણ આવતું નથી. તેને દુનિયામાં

الزَّكٰوةَ وَ الْمُؤْمِنُوْنَ بِاللّٰهِ وَ الْيَوْمِ الْاٰخِرِ ؕ اُولٰٓئِكَ
سَنُؤْتِيْهِمْ اَجْرًا عَظِيْمًا ۟﴿١٦٢﴾ اِنَّاۤ اَوْحَيْنَاۤ اِلَيْكَ كَمَاۤ اَوْحَيْنَاۤ
اِلٰى نُوْحٍ وَّ النَّبِيّٖنَ مِنْۢ بَعْدِهٖ ۚ وَ اَوْحَيْنَاۤ اِلٰۤى اِبْرٰهِيْمَ وَ
اِسْمٰعِيْلَ وَ اِسْحٰقَ وَ يَعْقُوْبَ وَ الْاَسْبَاطِ وَ عِيْسٰى وَ اَيُّوْبَ
وَ يُوْنُسَ وَ هٰرُوْنَ وَ سُلَيْمٰنَ ۚ وَ اٰتَيْنَا دَاوٗدَ زَبُوْرًا ۚ﴿١٦٣﴾




**પાલન કરનારાં અને અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર સાચી શ્રદ્ધા ધરાવનારા લોકોને અમે જરૂર મોટું વળતર આપીશું. (રુકૂઅ-૨૨)**

**હે મુહમ્મદ ! અમે તમારી તરફ એવી જ રીતે વહી મોકલી છે જેવી રીતે નૂહ અને તેના પછીના પયગમ્બરોની તરફ મોકલી હતી.[૨૦૪] અમે ઈબ્રાહીમ, ઈસ્માઈલ, ઈસ્હાક, યાકૂબ અને યાકૂબની સંતાન, ઈસા, ઐયૂબ, યૂનુસ, હારૂન અને સુલૈમાનની તરફ વહી મોકલી. અમે દાઊદને ઝબૂર આપ્યું.[૨૦૫]**

لَا يَمُوْتُ وَلَا يَحْيٰى ની સજા આપવામાં આવી છે જેથી કયામત સુધી દુનિયાની કોમો માટે પદાર્થપાઠ લેવાનો એક જીવતો નમૂનો બની રહે અને તેના ઈતિહાસ દ્વારા એ બોધ આપતી રહે કે ખુદાની કિતાબ બગલમાં રાખીને ખુદાની સામે વિદ્રોહપૂર્ણ હિંમતો કરવાનું પરિણામ આ આવે છે. અને આખિરતમાં તો, ઈન્શાઅલ્લાહ, ત્યાંની સજા તો આનાથી પણ વધારે પીડાજનક હશે. (અહીં જે શંકા પેલેસ્ટાઈનના ઈઝરાયલી રાજયની સ્થાપનાના કારણે પેદા થાય છે તેને દૂર કરવા માટે જૂઓ સૂરઃ આલેઈમરાન, આયત-૧૧૨)

(૨૦૩) એટલે કે આમાંથી જે લોકો આકાશીગ્રંથોના સાચા શિક્ષણથી વાકેફ છે અને દરેક પ્રકારના પૂર્વગ્રહ, અજ્ઞાનપૂર્ણ હઠાગ્રહ, બાપદાદાનું અનુકરણ અને ઈચ્છાઓની ગુલામીથી મુકત થઈને એ સત્ય હકીકતને સાચા દિલથી માને છે જેનો પુરાવો આકાશીગ્રંથોમાંથી મળે છે, તેમનો વ્યવહાર કાફિર અને જુલમી યહૂદીઓના સામાન્ય વ્યવહાર કરતાં તદ્દન ભિન્ન છે. તેમને એક જ નજરમાં સમજાઈ જાય છે કે જે દીનનું શિક્ષણ અગાઉના પયગમ્બરોએ આપ્યું હતું તેનું જ શિક્ષણ કુર્આન આપી રહ્યું છે, એટલા માટે તેઓ બિનપક્ષપાતી સત્યનિષ્ઠા સાથે બન્ને ઉપર ઈમાન લાવે છે.

(૨૦૪) હકીકતમાં આના દ્વારા એ દેખાડવાનો આશય છે કે મુહમ્મદ સ.અ.વ. કોઈ નવીન વસ્તુ લઈને આવ્યાં નથી કે જે પહેલાં આવી ન હોય. તેમનો દાવો એવો નથી કે, હું દુનિયામાં પહેલી વખતે એક નવી વસ્તુ રજૂ કરી રહ્યો છું, બલ્કે હકીકતમાં તેમને પણ એ જ જ્ઞાનસ્ત્રોતમાંથી માર્ગદર્શન મળ્યું છે જેમાંથી પાછળના

وَ رُسُلًا قَدْ قَصَصْنٰهُمْ عَلَيْكَ مِنْ قَبْلُ وَ رُسُلًا لَّمْ نَقْصُصْهُمْ عَلَيْكَ ؕ وَ كَلَّمَ اللّٰهُ مُوْسٰى تَكْلِيْمًا ﴿۱۶۴﴾ رُسُلًا مُّبَشِّرِيْنَ وَ مُنْذِرِيْنَ لِئَلَّا يَكُوْنَ لِلنَّاسِ عَلَى اللّٰهِ حُجَّةٌۢ بَعْدَ

**અમે એ પયગમ્બરો ઉપર પણ વહી ઉતારી જેમનો ઉલ્લેખ અમે આ પહેલાં તમારી સમક્ષ કરી ગયાં છીએ અને એ પયગમ્બરો ઉપર પણ જેમનો ઉલ્લેખ તમને નથી કર્યો. અમે મૂસા સાથે એવી રીતે વાતચીત કરી જેવી રીતે વાતચીત કરવામાં આવે છે.[૨૦૬] આ તમામ પયગમ્બરો શુભસમાચાર આપનારાં અને ડરાવનારાં બનાવીને મોકલવામાં આવ્યા હતાં[૨૦૭] કે જેથી તેમને મોકલી દીધા પછી લોકો પાસે અલ્લાહની સામે કોઈ**

તમામ પયગમ્બરોને માર્ગદર્શન મળતું રહ્યું છે અને તેઓ પણ એ જ સચ્ચાઈ અને હકીકતને રજૂ કરી રહ્યાં છે જેને દુનિયાના વિવિધ ભાગોમાં આવેલા પયગમ્બરો હંમેશથી રજૂ કરતાં આવ્યાં છે.

વહીનો અર્થ ઈશારો કરવો, દિલની અંદર કોઈ વાત નાખવી, ગુપ્ત રીતે કોઈ વાત કહેવી, સંદેશ મોકલવો છે.

(૨૦૫) હાલની બાઇબલમાં ઝબૂરના નામથી જે પુસ્તક જોવા મળે છે તે પૂરેપૂરી ઝબૂરેદાઊદ નથી. તેમાં બીજા લોકોના ઘણાં ગીતો પણ ભરી દેવામાં આવ્યાં છે અને તેઓ તેમના લેખકોના નામે છે. અલબત્ત, જે ગીતો માટે સ્પષ્ટતા છે કે તેઓ હઝરત દાઊદ અ.સ.નાં છે, તેમની અંદર વાસ્તવમાં સત્યવાણીનો પ્રકાશ અનુભવાય છે. આવી જ રીતે બાઈબલમાં સુલૈમાન અ.સ.ના દૃષ્ટાંતોના નામથી જે પુસ્તક જોવા મળે છે તેમાં પણ ગણનાપાત્ર ભેળસેળ જોવા મળે છે અને તેના છેલ્લા બે પ્રકરણો તો પાછળથી જોડી દેવામાં આવ્યાં છે, આમ છતાં, આ દૃષ્ટાંતોનો મોટો ભાગ સાચો જણાય છે. આ બે પુસ્તકોની સાથે બીજું પણ એક પુસ્તક હઝરત ઐયૂબ અ.સ.ના નામથી બાઇબલમાં સામેલ છે પરંતુ તેની અંદર પુષ્કળ ડહાપણના ગુણ હોવા છતાં તેને વાંચતી વખતે વિશ્વાસ થતો નથી કે ખરેખર હઝરત ઐયૂબ અ.સ.ના નામે આ પુસ્તક જોડવું યોગ્ય છે કે કેમ ? એટલા માટે કે કુર્આનમાં અને આ જ કિતાબની શરૂઆતમાં હઝરત ઐયૂબ અ.સ.ના જે મહાન ધૈર્યની પ્રશંસા કરવામાં આવી છે તેનાથી તદ્દન વિરૂદ્ધ એ સમગ્ર પુસ્તક આપણને જણાવે છે કે, હઝરત ઐયૂબ અ.સ. તેમના મુસીબતના ગાળામાં અલ્લાહતઆલાની વિરૂદ્ધ ફરિયાદનું પૂતળું બની ગયા હતાં. એટલે સુધી કે તેમના સાથીઓ તેમને આ બાબતમાં સાંત્વના આપવાનો પ્રયાસ કરતા હતાં કે ખુદા જુલમી નથી પરંતુ તેઓ કોઈ રીતે માનતા ન હતાં.

આ પુસ્તકો ઉપરાંત બાઇબલમાં બનીઇસ્રાઈલના પયગમ્બરોની બીજી ૧૭ પુસ્તિકાઓ પણ સામેલ છે, જેમનો ઘણો ખરો ભાગ સાચો જણાય છે. ખાસ કરીને યસઅ્યાહ, યર્મિયાહ, હિઝકિએલ, આમોસ અને કેટલીક બીજી પુસ્તિકાઓમાં તો એવી ઘણી જગ્યાઓ આવે છે જેને વાંચીને માણસનો આત્મા પ્રફુલ્લિત થઈ જાય છે. તેમની અંદર ઇલહામી દિવ્યવાણીની શાન સ્પષ્ટપણે અનુભવાય છે. તેમનું નૈતિક શિક્ષણ, શિર્કની વિરૂદ્ધ

الرُّسُلِ ۭ وَ كَانَ اللّٰهُ عَزِيْزًا حَكِيْمًا ﴿۱۶۵﴾ لٰكِنِ اللّٰهُ يَشْهَدُ بِمَاۤ
اَنْزَلَ اِلَيْكَ اَنْزَلَهٗ بِعِلْمِهٖ ۚ وَالْمَلٰۤىِٕكَةُ يَشْهَدُوْنَ ۭ وَ كَفٰى
بِاللّٰهِ شَهِيْدًا ﴿۱۶۶ؕ﴾ اِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَ صَدُّوْا عَنْ سَبِيْلِ
اللّٰهِ قَدْ ضَلُّوْا ضَلٰلًاۢ بَعِيْدًا ﴿۱۶۷﴾ اِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَ ظَلَمُوْا لَمْ
يَكُنِ اللّٰهُ لِيَغْفِرَ لَهُمْ وَلَا لِيَهْدِيَهُمْ طَرِيْقًا ﴿۱۶۸ۙ﴾ اِلَّا طَرِيْقَ
جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَاۤ اَبَدًا ۭ وَ كَانَ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرًا ﴿۱۶۹﴾

**દલીલ ન રહે[૨૦૮] અને અલ્લાહ આમ તો જોરાવર અને ડહાપણવાળો છે. (લોકો માનતાં નથી તો ન માને) પરંતુ અલ્લાહ સાક્ષી આપે છે કે જે કંઈ તેણે તમારી ઉપર ઊતાર્યું છે તેના જ્ઞાનમાંથી ઊતાર્યું છે, અને આના માટે ફરિશ્તાઓ પણ સાક્ષી છે, જો કે અલ્લાહનું સાક્ષી હોવું બિલ્કુલ પૂરતું છે. જે લોકો આને માનવાનો પોતે ઈનકાર કરે છે અને બીજાંને અલ્લાહના માર્ગેથી રોકે છે તેઓ નિઃશંક ગુમરાહીમાં સત્યથી ઘણી દૂર નીકળી ગયાં છે. આવી રીતે જે લોકોએ કુફ્ર અને વિદ્રોહનો માર્ગ અપનાવ્યો અને જોર-જુલમ કરવા પર ઊતરી આવ્યાં અલ્લાહ તેમને કદાપિ માફ નહીં કરે અને તેમને કોઈ રસ્તો, જહન્નમના રસ્તા સિવાય, દેખાડશે નહીં જેમાં તેઓ હંમેશાં રહેશે. અલ્લાહ માટે આ કોઈ મુશ્કેલ કામ નથી.**

---

તેમનો જિહાદ, તૌહીદના પક્ષમાં તેમની મજબૂત દલીલો, બનીઇસ્રાઈલના નૈતિક પતન સામે તેમની ભારે ટીકાઓ વાંચતી વખતે કોઈને પણ એમ લાગ્યા વિના રહી ન શકે કે ઈંજીલોમાં હઝરત મસીહ અ.સ.ના પ્રવચનો અને કુર્આનમજીદ તથા આ પુસ્તિકાઓ એક જ સ્રોતમાંથી ફૂટેલાં ઝરણાં છે.

(૨૦૬) બીજા નબીઓ અ.સ. ઉપર તો વહી એવી રીતે આવતી હતી કે એક અવાજ આવી રહ્યો છે અથવા ફરિશ્તો સંદેશ સંભળાવી રહ્યો છે અને તેઓ તેને સાંભળી રહ્યાં છે પરંતુ મૂસા અ.સ.ની સાથે એવો વિશિષ્ટ વ્યવહાર કરવામાં આવ્યો કે અલ્લાહતઆલાએ પોતે એમની સાથે વાતચીત કરી. બંદા અને ખુદાની વચ્ચે એવી રીતે વાતો થતી હતી જાણે બે માણસો એકબીજા સાથે વાત કરે છે. દા.ત. એ વાતચીતનું ઉદાહરણ પૂરતું  છે જે સૂરઃ તાહામાં નોંધવામાં આવી છે. બાઈબલમાં પણ હઝરત મૂસા અ.સ.ની આ વિશિષ્ટતાનો ઉલ્લેખ આવી જ રીતે કરવામાં આવ્યો છે. એટલા માટે લખ્યું છે કે જેવી રીતે કોઈ માણસ પોતાના મિત્ર સાથે વાત કરે છે એવી જ રીતે અલ્લાહતઆલા રૂબરૂ થઈને મૂસા સાથે વાતો કરતો હતો. (નિર્ગમન - ૩૩ : ૧૧)

يٰۤاَيُّهَا النَّاسُ قَدْ جَآءَكُمُ الرَّسُوْلُ بِالْحَقِّ مِنْ رَّبِّكُمْ فَاٰمِنُوْا
خَيْرًا لَّكُمْ ؕ وَ اِنْ تَكْفُرُوْا فَاِنَّ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَ الْاَرْضِ ؕ
وَ كَانَ اللّٰهُ عَلِيْمًا حَكِيْمًا ﴿۱۷۰﴾ يٰۤاَهْلَ الْكِتٰبِ لَا تَغْلُوْا فِيْ
دِيْنِكُمْ وَ لَا تَقُوْلُوْا عَلَى اللّٰهِ اِلَّا الْحَقَّ ؕ اِنَّمَا الْمَسِيْحُ عِيْسَى
ابْنُ مَرْيَمَ رَسُوْلُ اللّٰهِ وَ كَلِمَتُهٗ ۚ اَلْقٰىهَاۤ اِلٰى مَرْيَمَ

**લોકો, આ પયગમ્બર તમારી પાસે તમારા માલિકના તરફથી સત્ય લઈને આવી ગયો છે, ઈમાન લઈ આવો, તમારા જ માટે સારું છે, અને જો ઈનકાર કરતાં હોવ તો જાણી લો કે આકાશો અને ધરતીમાં જે કંઈ છે બધું જ અલ્લાહનું છે[૨૦૯] અને અલ્લાહ જાણનાર પણ છે અને ડહાપણવાળો પણ.[૨૧૦]**

**હે ગ્રંથવાળાં ! તમારા દીનમાં અતિશયોક્તિ ન કરો[૨૧૧] અને સત્ય સિવાય કોઈ વાત અલ્લાહના સાથે ન જોડો. મસીહ, ઈસા ઈબ્નેમર્યમ, એ સિવાય કંઈ ન હતો કે અલ્લાહનો એક પયગમ્બર હતો અને એક ફરમાન હતો[૨૧૨] જે અલ્લાહે મર્યમ તરફ મોકલ્યો**

(૨૦૭) એટલે કે, આ બધાનું કામ એક જ હતું અને તે આ કે જે લોકો ખુદાના મોકલેલા શિક્ષણ ઉપર ઈમાન લાવે તેઓ તેમના વલણને તે પ્રમાણે સુધારી લે. તેમને સફળતા અને સદ્‌ભાગ્યની ખુશખબર આપી દો અને જે લોકો વિચાર અને વર્તનના ખોટા માર્ગે ચાલતાં રહે તેમને આ ખોટા રસ્તે જવાના ખરાબ પરિણામની આગોતરી જાણ કરી દો.

(૨૦૮) એટલે કે આ તમામ પયગમ્બરોને મોકલવાનો એક જ આશય હતો કે અલ્લાહતઆલા માનવજાતિ ઉપર દલીલ પૂરી કરવા માગતો હતો કે જેથી આખરી અદાલતના સમયે કોઈ માર્ગ ભૂલેલો અપરાધી તેની સામે એવું બહાનું રજૂ ન કરી શકે કે, અમે અજાણ હતાં અને આપે અમને સાચી પરિસ્થિતિથી વાકેફ કરવાની કોઈ વ્યવસ્થા કરી ન હતી. આ જ હેતુસર ખુદાએ દુનિયાના વિવિધ ભાગોમાં પયગમ્બરો મોકલ્યાં અને પુસ્તકો ઊતાર્યાં. આ પયગમ્બરોએ અસંખ્ય માણસો સુધી સત્યનું જ્ઞાન પહોંચાડી દીધું અને પોતાની પાછળ પુસ્તકો મૂકતા ગયાં અને જેમાંથી કોઈને કોઈ પુસ્તક માનવીના માર્ગદર્શન માટે દરેક યુગમાં મોજૂદ રહ્યું છે. હવે જો કોઈ માણસ ભટકી જાય તો તેનો દોષ ખુદા ઉપર અને તેના પયગમ્બરો ઉપર મૂકી શકાય નહીં બલ્કે દોષ એ માણસ ઉપર જ આવે છે કે તેના સુધી સંદેશ પહોંચ્યો અને તેણે તેને સ્વીકાર્યો નહીં અથવા એ લોકો ઉપર આવે છે જેમને સીધા માર્ગની ખબર હતી અને તેમણે ખુદાના બંદાઓને ભટકતા જોયાં ત્યારે તેમને ચેતવ્યા નહીં.

(૨૦૯) એટલે કે ધરતી અને આકાશના માલિકની નાફરમાની કરીને તમે તેને કોઈ નુકસાન પહોંચાડી

وَرُوْحٌ مِّنْهُ ۡ فَاٰمِنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖ ۚ وَلَا تَقُوْلُوْا ثَلٰثَةٌ ؕ اِنْتَهُوْا

**અને એક રૂહ હતી અલ્લાહ તરફથી[૨૧૩] (જેણે મર્યમના ગર્ભાશયમાં બાળકનું રૂપ ધારણ કર્યું) તેથી તમે અલ્લાહ અને તેના પયગમ્બરો ઉપર ઈમાન[૨૧૪] લાવો અને ન કહો કે 'ત્રણ' છે.[૨૧૫] છોડી દો,**

શકતાં નથી, નુકસાન જે કંઈ થશે તે તમારું પોતાનું થશે.

(૨૧૦) એટલે કે તમારો ખુદા એવો બેખબર નથી કે તેના રાજમાં રહીને તમે તોફાની હરકતો કરો અને તેને ખબર ન હોય, તેમજ તે એવો મૂરખ પણ નથી કે તેને તેના હુકમોનું ઉલ્લંઘન કરનારા લોકો સાથે વ્યવહાર કરવાની રીતની ખબર ન હોય.

(૨૧૧) અહીં ગ્રંથવાળાનો અર્થ ખ્રિસ્તીઓ છે. અને અતિશયોક્તિનો અર્થ આ છે કે કોઈ વસ્તુના ટેકા અને હિમાયતમાં હદ વટાવી જવી. યહૂદીઓનો ગુન્હો એ હતો કે તેઓ મસીહ અ.સ.ના ઈનકારમાં તથા તેમના વિરોધમાં હદ વટાવી ગયા હતાં, અને ખ્રિસ્તીઓનો અપરાધ આ છે કે તેઓ મસીહ અ.સ.ની આસ્થામાં અને પ્રેમમાં હદથી આગળ નીકળી ગયાં છે.

(૨૧૨) આયતમાં શબ્દ કલિમહ **كلمه** નો ઉપયોગ થયો છે. મર્યમ અ.સ.ની તરફ કલિમા મોકલવાનો અર્થ આ છે કે અલ્લાહે હઝરત મર્યમ અ.સ.ના ગર્ભ ઉપર આ હુકમ ઉતાર્યો કે કોઈપણ પુરૂષના બીજથી તૃપ્ત થયા વિના ગર્ભધારણનો સ્વીકાર કરી લે. ખ્રિસ્તીઓને શરૂઆતમાં મસીહ અલૈહિસ્સલામના પિતા વિના જન્મવાનો આ જ રહસ્ય બતાવવામાં આવ્યો હતો પરંતુ તેમણે ગ્રીક ફિલસુફી દ્વારા ગુમરાહ થઈને પહેલાં કલિમા શબ્દને કલામ અથવા "નુત્ક" **نطق** (Locos) નો સમાનાર્થી માની લીધો. પછી આ 'કલામ' અને 'નુત્ક' નો અર્થ અલ્લાહતઆલાની વાચાશક્તિ કરી નાખ્યો. ત્યારબાદ એવું અનુમાન કરી લીધું કે અલ્લાહના અંગત ગુણે મર્યમ અ.સ.ના પેટમાં દાખલ થઈને એ શારીરિક રૂપ ધારણ કર્યું જે મસીહના રૂપમાં પ્રગટ થયું. આવી રીતે ખ્રિસ્તીઓમાં મસીહ અ.સ.ની ખુદાઈની ખોટી માન્યતા પેદા થઈ અને એ ખોટી કલ્પનાએ મજબૂતાઈ પકડી લીધી કે ખુદાએ પોતે પોતાને અથવા પોતાના કાયમી ગુણમાંથી નુત્ક અને કલામના ગુણને મસીહના રૂપમાં પ્રગટ કર્યો છે.

(૨૧૩) અહીં મસીહને પોતાને રૂહુમ્મિન્હુ **رُوْحٌ مِّنْهُ** (ખુદા તરફથી એક આત્મા) કહેવામાં આવ્યો છે. અને સૂરઃ બકરહમાં આ વિષયને આવી રીતે વર્ણવવામાં આવ્યો છે કે **اَيَّدْنٰهُ بِرُوْحِ الْقُدُسِ** (અમે પવિત્ર આત્મા વડે મસીહની મદદ કરી.) બંને લખાણોનો અર્થ આ છે કે અલ્લાહે મસીહ અ.સ.ને એ પવિત્ર આત્મા આપ્યો હતો જે બૂરાઈથી અજાણ હતો, તદ્દન સચ્ચાઈ અને પ્રમાણિકતા હતો. અને નખશીખ ઉચ્ચતમ નૈતિકતા હતો. મસીહ અ.સ.નો આ જ પરિચય ખ્રિસ્તીઓને આપવામાં આવ્યો હતો. પરંતુ તેમણે આમાં પણ અતિશયોક્તિ કરી. રૂહુમ્મિનલ્લાહ **رُوْحٌ مِّنَ اللّٰهِ** ને અલ્લાહનો આત્મા ઠરાવી દીધો, અને રૂહુલકુદુસ **رُوْحُ الْقُدُسِ** (Holy Ghost) નો અર્થ એવો કર્યો કે તે અલ્લાહનો પોતાનો પવિત્ર આત્મા હતો જે મસીહની અંદર ગયો હતો. આવી રીતે અલ્લાહ અને મસીહની સાથે એક ત્રીજો ખુદા રૂહુલકુદુસ ઘડી કાઢવામાં આવ્યો. આ ખ્રિસ્તીઓની બીજી ભારે અતિશયોક્તિ હતી જેના કારણે તેઓ ગુમરાહીમાં પડી ગયાં. મજાની વાત આ છે કે આજે પણ માથ્થીની ઈંજીલમાં આ વાકય મોજૂદ છે કે "ફરિશ્તાએ તેને (એટલે કે યૂસુફ સુથારને) સ્વપ્નમાં દર્શન આપીને કહ્યું કે હે




خَيْرًا لَّكُمْ ۭ اِنَّمَا اللّٰهُ اِلٰهٌ وَّاحِدٌ ۭ سُبْحٰنَهٗٓ اَنْ يَّكُوْنَ لَهٗ وَلَدٌ ۘ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۭ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿١٧١﴾

**આ તમારા જ માટે સારું છે. અલ્લાહ તો માત્ર એક જ ખુદા છે, તે આનાથી પાક છે કે કોઈ તેનો પુત્ર હોય.[૨૧૬] ધરતી અને આકાશોની તમામ વસ્તુઓ તેની જાગીર છે,[૨૧૭] અને તેમના પોષાણ અને દેખરેખ માટે માત્ર તે જ પૂરતો છે.[૨૧૮] (રુકૂઅ-૨૩)**

યૂસુફ ઈબ્ને દાઊદ, તારી પત્ની મર્યમને તારે ત્યાં લાવવાથી ડર નહીં, કેમ કે જે તેના પેટમાં છે તે રૂહુલકુદુસની શક્તિથી છે.'' (પ્રકરણ-૧, આયત -૨૦)

**(૨૧૪)** એટલે કે અલ્લાહને એકમાત્ર ખુદા માનો અને તમામ પયગમ્બરોનો સ્વીકાર કરો જેમાંથી એક પયગમ્બર મસીહ પણ છે. આ જ મસીહ અ.સ.નું મૂળ શિક્ષણ હતું અને આ જ સાચી વાત છે જેને મસીહના કોઈપણ સાચા અનુયાયીએ માનવી જોઈએ.

**(૨૧૫)** એટલે કે ત્રણ ખુદાઓની માન્યતાને છોડી દો પછી ભલે તે કોઈપણ રૂપમાં તમારી અંદર રહેલી હોય. હકીકત આ છે કે ખ્રિસ્તીઓ એકીસાથે એક ખુદામાં પણ માને છે અને ત્રણ ખુદાઓમાં પણ. મસીહ અ.સ.ના સ્પષ્ટ વચનો, જે ઈંજીલોમાં જોવા મળે છે, તેમના આધારે કોઈપણ ખ્રિસ્તી એ વાતનો ઈનકાર ન કરી શકે કે ખુદા બસ એક જ ખુદા છે અને તેના સિવાય બીજો કોઈ ખુદા નથી. એમના માટે આનો સ્વીકાર કરવા સિવાય કોઈ રસ્તો નથી કે તૌહીદ એટલે કે એક ખુદામાં વિશ્વાસ અસલ દીન છે. પરંતુ તે એક ગેરસમજ કે જે શરૂઆતમાં એમની અંદર ફેલાઈ ગઈ હતી કે કલામુલ્લાહ મસીહના રૂપમાં પ્રગટ થયો અને રૂહુલ્લાહ તેમાં પ્રસરી ગયો, આના કારણે તેમણે મસીહ અને રૂહુલકુદુસની ખુદાઈને પણ અલ્લાહતઆલાની ખુદાઈ સાથે માનવાનું બિનજરૂરી રીતે પોતાના માટે ફરજીયાત બનાવી લીધું. આ જબરજસ્તીના ફરજીયાતપણાના કારણે તેમની અંદર આ સમસ્યા ઉકેલી ન શકાય એવો કોયડો બની ગઈ કે તૌહીદની માન્યતા છતાં ત્રણ ખુદાની માન્યતાને તેમજ ત્રણ ખુદાઓની માન્યતા છતાં એક ખુદાની માન્યતાને કેવી રીતે નિભાવવી. લગભગ ૧૮૦૦ વર્ષથી ખ્રિસ્તી વિદ્વાનો આ જ તેમની પોતાની ઊભી કરેલી સમસ્યાને ઉકેલવા પાછળ માથું ફોડી રહ્યાં છે. અસંખ્ય વર્ગો આ જ મતભેદના કારણે સર્જાયાં છે. આના જ કારણે એક વર્ગે બીજા વર્ગનો ઈનકાર કર્યો છે. આના જ ઝઘડામાં અલગ અલગ ચર્ચો ઊભા થતા ગયાં, આની જ ઉપર ચર્ચાઓ પાછળ શક્તિ વેડફાતી રહી છે. જો કે આ સમસ્યા ન તો ખુદાએ પેદા કરી હતી ન તો તેના મોકલેલા મસીહ અ.સ.એ, તેમજ ન તો આ સમસ્યાનો કોઈ ઉકેલ શકય જ છે કે ખુદા ત્રણ પણ માનવામાં આવે અને છતાં એક ખુદાની માન્યતા પણ બાકી રહે. આ સમસ્યા માત્ર તેમની અતિશયોક્તિએ પેદા કરેલી છે અને તેનો એકમાત્ર ઈલાજ આ જ છે કે તે લોકો અતિશયોક્તિ છોડી દે, મસીહ અને રૂહુલકુદ્દસના ખુદાઈની ખ્યાલને ત્યજી દે, માત્ર અલ્લાહને જ એકમાત્ર ખુદા માની લે અને મસીહને ફકત તેનો પયગમ્બર ગણે, નહીં કે કોઈપણ રીતે ખુદાઈમાં ભાગીદાર. فِی الْاُلُوهِیَّت

**(૨૧૬)** આ ખ્રિસ્તીઓની ચોથી અતિશયોક્તિનું ખંડન છે. બાઈબલના નવા કરારની રિવાયતો જો

لَنْ يَّسْتَنْكِفَ الْمَسِيْحُ اَنْ يَّكُوْنَ عَبْدًا لِّلّٰهِ وَلَا الْمَلٰٓئِكَةُ
الْمُقَرَّبُوْنَ ؕ وَمَنْ يَّسْتَنْكِفْ عَنْ عِبَادَتِهٖ وَيَسْتَكْبِرْ
فَسَيَحْشُرُهُمْ اِلَيْهِ جَمِيْعًا ﴿۱۷۲﴾ فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا
الصّٰلِحٰتِ فَيُوَفِّيْهِمْ اُجُوْرَهُمْ وَيَزِيْدُهُمْ مِّنْ فَضْلِهٖ ۚ
وَاَمَّا الَّذِيْنَ اسْتَنْكَفُوْا وَاسْتَكْبَرُوْا فَيُعَذِّبُهُمْ عَذَابًا
اَلِيْمًا ۙ وَّلَا يَجِدُوْنَ لَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ وَلِيًّا وَّلَا
نَصِيْرًا ﴿۱۷۳﴾ يٰۤاَيُّهَا النَّاسُ قَدْ جَآءَكُمْ بُرْهَانٌ مِّنْ رَّبِّكُمْ

**મસીહે કયારેય આ વાતને શરમજનક માની નથી કે તે અલ્લાહનો એક બંદો હોય, અને ન તો સૌથી નિકટના ફરિશ્તાં આને તેમના માટે શરમજનક માને છે. જો કોઈ અલ્લાહની બંદગીને તેના માટે શરમજનક માને છે અને ઘમંડ કરે છે તો એક સમય આવશે જ્યારે અલ્લાહ સૌને ઘેરીને તેની સમક્ષ હાજર કરશે. તે વખતે એ લોકો કે જેમણે ઈમાન લાવીને સદવર્તન અપનાવ્યું છે તેમનાં વળતર પૂરેપૂરાં મેળવશે અને અલ્લાહ તેની કૃપાથી તેમને વધારાનું વળતર આપશે, અને જે લોકોએ બંદગીને શરમજનક માની અને ઘમંડ કર્યો છે તેમને અલ્લાહ પીડાકારી સજા આપશે અને અલ્લાહના સિવાય જેના જેના વાલીપણા અને મદદગારી ઉપર તેઓ ભરોસો રાખે છે તેમાંથી કોઈને પણ તેઓ ત્યાં જોશે નહીં.**

**લોકો ! તમારા માલિક તરફથી તમારી પાસે સ્પષ્ટ દલીલ આવી ગઈ છે.**

---

સાચી પણ હોય તો તેનાથી (ખાસ કરીને પહેલી ત્રણ ઇંજીલોથી) બહુ બહુ તો એટલું જ સાબિત થાય છે કે મસીહ અ.સ.એ ખુદા અને બંદાઓના સંબંધને પિતા અને સંતાનના સંબંધ સાથે સરખાવ્યો હતો અને ''પિતા'' નો શબ્દ ખુદા માટે તેઓ માત્ર લાક્ષણિક અને રૂપક તરીકે વાપરતા હતાં. આ એકલા મસીહની જ વિશેષતા ન હતી. પ્રાચીન સમયથી બનીઇસ્રાઈલ ખુદાના માટે પિતા શબ્દ બોલતાં આવ્યા હતાં અને તેના પુષ્કળ દાખલા બાઇબલના જૂના કરારમાં જોવા મળે છે. મસીહ અ.સ.એ આ શબ્દ પોતાની કોમના રૂઢિપ્રયોગ પ્રમાણે જ વાપર્યો હતો અને તેઓ ખુદાને માત્ર પોતાનો જ પિતા નહીં બલ્કે સમગ્ર મનુષ્યોના પિતા કહેતા હતાં. પરંતુ ખ્રિસ્તીઓએ અહીં પણ અતિશયોક્તિ કરી અને મસીહ અ.સ.ને ખુદાનો એકનો એક પુત્ર ઠરાવી દીધો. આ

وَ اَنۡزَلۡنَاۤ اِلَيۡكُمۡ نُوۡرًا مُّبِيۡنًا ﴿۱۷۴﴾ فَاَمَّا الَّذِيۡنَ اٰمَنُوۡا بِاللّٰهِ
وَاعۡتَصَمُوۡا بِهٖ فَسَيُدۡخِلُهُمۡ فِىۡ رَحۡمَةٍ مِّنۡهُ وَفَضۡلٍۙ وَّ
يَهۡدِيۡهِمۡ اِلَيۡهِ صِرَاطًا مُّسۡتَقِيۡمًا ﴿۱۷۵﴾ يَسۡتَفۡتُوۡنَكَ ؕ قُلِ اللّٰهُ
يُفۡتِيۡكُمۡ فِى الۡكَلٰلَةِ ؕ اِنِ امۡرُؤٌا هَلَكَ لَـيۡسَ لَهٗ وَلَدٌ وَّ
لَهٗۤ اُخۡتٌ فَلَهَا نِصۡفُ مَا تَرَكَ ۚ وَهُوَ يَرِثُهَاۤ اِنۡ لَّمۡ يَكُنۡ

**અને અમે તમારી તરફ એવો પ્રકાશ મોકલી દીધો છે જે તમને સ્પષ્ટ રસ્તો દેખાડનાર છે. હવે જે લોકો અલ્લાહની વાત માની લેશે અને તેનો આશ્રય શોધશે તેમને અલ્લાહ તેની દયા અને કૃપાના ક્ષેત્રમાં દાખલ કરી લેશે અને તેની તરફ આવવાનો સીધો માર્ગ તેમને દેખાડી દેશે.**

**લોકો[૨૧૯] તમને કલાલાના[૨૨૦] મામલા વિષે ફતવો પૂછે છે. કહો, અલ્લાહ તમને ફતવો આપે છે. જો કોઈ માણસ નિઃસંતાન મરણ પામે અને તેની એક બહેન હોય[૨૨૧] તો તેણી તેના વારસામાંથી અડધું મેળવશે, અને જો બહેન નિઃસંતાન મરણ પામે તો**

બાબતમાં તેમનો વિચિત્ર દ્રષ્ટિકોણ એવો છે કે મસીહ અ.સ. ખુદાનું પ્રગટ રૂપ છે, તેમજ તેના આત્મા અને શબ્દનું શારીરિક પ્રગટ રૂપ છે, એટલા માટે તે ખુદાનો એકનો એક પુત્ર છે, અને ખુદાએ પોતાના એકના એક પુત્રને ધરતી ઉપર એટલા માટે મોકલ્યો કે મનુષ્યોના ગુના પોતાના માથે લઈને શૂળીએ ચઢી જાય અને પોતાના રકત વડે મનુષ્યોના ગુનાનો કફફારો અદા કરે. જો કે આ અંગેનો કોઈ પુરાવો ખુદ મસીહ અ.સ.ના કોઈપણ કથનમાંથી તેઓ આપી શકતાં નથી. આ માન્યતા તેમની કલ્પનાએ ઘડેલી છે અને એ અતિશયોક્તિનું પરિણામ છે જેમાં તેઓ પોતાના પયગમ્બરના ભવ્ય વ્યક્તિત્ત્વથી અંજાઈને પડી ગયા હતાં.

અલ્લાહતઆલાએ અહીં કફફારાની માન્યતાનું ખંડન કર્યું નથી કેમ કે ખ્રિસ્તીઓને ત્યાં આ કોઈ કાયમી માન્યતા નથી બલ્કે મસીહને ખુદાનો પુત્ર ઠરાવવાની દલીલબાજી અને આ પ્રશ્નનું ફિલસુફીભર્યું અર્થઘટન છે કે જયારે મસીહ ખુદાનો એકમાત્ર પુત્ર હતો તો તે શૂળીએ ચઢીને ધિક્કારની મોતે કેમ મર્યો. એટલા માટે આ માન્યતાનું ખંડન આપોઆપ થઈ જાય છે જો મસીહનું ખુદાના પુત્ર હોવાનું ખંડન કરી દેવામાં આવે અને આ ગેરસમજને દૂર કરી દેવામાં આવે કે મસીહ અ.સ. શૂળીએ ચઢાવવામાં આવ્યા હતાં.

(૨૧૭) એટલે કે ધરતી અને આકાશ વચ્ચે આવેલી વસ્તુઓમાંથી કોઈની સાથે પણ ખુદાનો સંબંધ પિતા અને પુત્રનો નથી બલ્કે માત્ર માલિક અને ગુલામનો છે.

(૨૧૮) એટલે કે ખુદા પોતાની ખુદાઈનું તંત્ર ચલાવવા માટે જાતે જ પૂરતો છે, તેને કોઈની પાસેથી મદદ લેવાની જરૂર નથી કે કોઈને પોતાનો પુત્ર બનાવે.

لَّهَا وَلَدٌ ۚ فَإِن كَانَتَا اثْنَتَيْنِ فَلَهُمَا الثُّلُثَانِ مِمَّا تَرَكَ ۚ وَ
إِن كَانُوا إِخْوَةً رِّجَالًا وَنِسَاءً فَلِلذَّكَرِ مِثْلُ حَظِّ الْأُنثَيَيْنِ ۗ
يُبَيِّنُ اللَّهُ لَكُمْ أَن تَضِلُّوا ۗ وَاللَّهُ بِكُلِّ شَيْءٍ عَلِيمٌ ﴿١٧٦﴾

રુકૂઅ ૨૪

**ભાઈ તેનો વારસદાર થશે.[૨૨૨] જો મરનારની વારસદાર બે બહેનો હોય તો તેઓ વારસામાંથી બેતૃતિયાંશની હક્કદાર થશે,[૨૨૩] અને જો અનેક ભાઈ-બહેનો હોય તો સ્ત્રીઓનો એકવડો અને પુરુષોનો બેવડો ભાગ રેહશે. અલ્લાહ તમારા માટે હુકમોની સ્પષ્ટતા કરે છે કે જેથી તમે ભટકતાં ન ફરો અને અલ્લાહને દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે. (રુકૂઅ-૨૪)**

---

**(૨૧૯)** આ આયત આ સૂરઃ ના ઉતરાણ પછી ઘણાં સમયે ઉતરી છે. કેટલીક રિવાયતો ઉપરથી તો એટલે સુધી જણાય છે કે આ કુર્આનની સૌથી છેલ્લી આયત છે. આ નિવેદન જો સાચું ન હોય તો પણ ઓછામાં ઓછું એટલું તો સાબિત થયેલું છે કે આ આયત હિ.સ. ૯ માં ઊતરી હતી અને સૂરઃ નિસા આના ઘણાં સમય પહેલાં પૂર્ણ સૂરઃ તરીકે વંચાઈ રહી હતી. એટલા જ માટે આ આયતને એ આયતોની સાથે સામેલ કરવામાં ન આવી જે વારસાના હુકમો વિષે સૂરઃની શરૂઆતમાં આપવામાં આવી છે, બલ્કે તેને પુરવણીના રૂપમાં અંતમાં જોડી દેવામાં આવી.

**(૨૨૦)** كَلَالَه કલાલાના અર્થ અંગે મતભેદ છે. કેટલાક લોકોના મતે કલાલા એવો માણસ છે જે નિઃસંતાન પણ હોય અને જેના પિતા અને દાદા પણ જીવતાં ન હોય. અને અમુકના મતે માત્ર નિઃ સંતાન મરનારને કલાલા કહેવામાં આવે છે. હઝરત ઉમર રદિ.ને છેલ્લે સુધી આ બાબતમાં ખાતરી ન હતી પરંતુ શરીઅતના વિદ્વાનોના વર્ગે હઝરત અબૂબક્ર રદિ.ના આ મતનો સ્વીકાર કરી લીધો છે કે આ પહેલી જ સ્થિતિમાં લાગુ થાય છે. અને ખુદ કુર્આનમાંથી પણ આને ટેકો મળે છે, કેમ કે અહીં કલાલાની બહેનને અડધા વારસાની વારસદાર ઠરાવવામાં આવી છે. જો કે કલાલાનો પિતા જીવતો હોય તો બહેનને કોઈ પણ જાતનો હિસ્સો પહોંચતો જ નથી.

**(૨૨૧)** અહીં એ ભાઈ-બહેનોના વારસાનો ઉલ્લેખ થઈ રહ્યો છે જે મરનારની સાથે માતા અને પિતા બન્નેમાં, અથવા માત્ર બાપમાં, ભેગાં હોય. હઝરત અબૂબક્ર રદિ.એ એક વખત એક પ્રવચનમાં આ અર્થની સ્પષ્ટતા કરી હતી અને સહાબીઓમાંથી કોઈએ આનો વિરોધ કર્યો નહીં, તેથી આ બાબતે સર્વસંમતિ છે.

**(૨૨૨)** એટલે કે ભાઈ તેના પૂરેપૂરા માલનો વારસદાર હશે, જો કોઈ બીજો માણસ હકકદાર ન હોય. અને જો કોઈ હકકદાર હોય, દા.ત. પતિ, તો તેનો હિસ્સો આપી દીધા પછી બાકીનો તમામ વારસો ભાઈને મળશે.

**(૨૨૩)** આ હુકમ બેથી વધારે બહેનો માટે પણ છે.

----------------